પુસ્તક ૬ ઠું. અંક ૧ લો.

# ભાગ્યોદય.

માર્ચ. સને ૧૯૧૮.

## प्रणति.

( જીવ ભજીલે સદ્ગુરુ દાતાને, એ લય )

જય સકલ સિદ્ધિ પ્રદ વિશ્વપતિ !
વિશ્વપતિ ! કરીએ પ્રણતિ, જય૦

આપ સ્મરણ સબળ શસ્ત્ર સાથે અમ, મંગલ કર ઇચ્છિત પ્રગતિ.
હોય પ્રમાદાદિ ટાળીને, પ્રખર પ્રકટ કરે જાગૃતિ જય૦

આપ સમર્થ તણા રક્ષણમાં, અમ હિતની હોય શાની ભીતિ;
પ્રાસજ એતો સહજ સ્વભાવે, યોગીને જેમ ઉપરતિ. જય૦

આપ ચરણ છાયા અમ અંતર-બાહિર અખંડિત રહીત રતી;
નિર્ભયતા આનંદ દીયે જેમ, કુમુદને અર્પે ચન્દ્રદ્યુતિ. જય૦

આપ શરણ અમ દૈવી સંપદ, એજ અમારી પરમગતિ,
જ્યાં આવી ઠરતાં પછી રહેતી ન, પામવા સરખી કોઈ સ્થિતિ જય૦

સર્વાંગથી સ્મરીએ સદોદિત, આપ અપરિમિત ઉપકૃતિ,
વંદન કરીએ સર્વભાવે, નાથ નરહરિ ! આપ પ્રતિ જય૦

શ્રી ઉ.

---

## આ માસમાં ભેટનું પુસ્તક વી. પી. થશે.

ભાગ્યોદયનું છઠ્ઠું વર્ષ આ અંકથી શરૂ થયું છે જેથી આ વર્ષ આપના હાથમાં આ પછી એક અઠવાડીયામાં ભેટનું પુસ્તક રવિન્દ્રનાથ ટાગોરકૃત—

## રાજર્ષિ

નામન

શકે છે, અને તેને સફળતા પણ તેટલીજ સરળ રીતે મળી શકે છે. એવા શ્રેષ્ટ મનુષ્યની ઉન્નતિ ચિરકાળ સુધી સ્થિર રહે છે અને તેને ધન્યવાદ પણ મળે છે.

તમે નક્કી માનજો કે જગત્ લાલચુ, અસત્યવાદી, કપટી, છલબાજ, અને દુષ્ટને મદદ કરી શકતું નથી. પણ જગત્ સત્યવાદી, ધાર્મિક અને પરોપકારીનેજ મદદ આપે છે યુગ યુગાન્તરના મહાત્માઓ અને યોગિઓએ આ સિદ્ધાન્તની પુષ્ટિ જુદા જુદા શબ્દોમા કરેલી છે અને તેથી દરેક માણસે જાતે નિરંતર પોતાના વિચારોની ઉન્નતિ કરવાને માટે અને પોતાને ધર્માત્મા અને લોકોપકારી બનાવવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.

બુદ્ધિમત્તા શી રીતે પ્રાપ્ત થઈ શકે છે? વિદ્યા તથા મનુષ્ય જીવન અને પ્રકૃતિના સૌંદર્યના જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે પોતાના સંપૂર્ણ વિચારોને કેન્દ્રિત કરવા તે બુદ્ધિમત્તાનું કારણ છે કોઇ કોઇ વખતે બુદ્ધિમત્તાની સાથે અહંકાર, મિથ્યાભિમાન, અને લાલસાના દર્શન થાય છે, પરંતુ જે બુદ્ધિનું કારણ છે તે તેનું કારણ નથી. ઘોર પરિશ્રમ અને શુદ્ધ તથા નિઃસ્વાર્થ વિચારોથી બુદ્ધિમત્તા પ્રાપ્ત થાય છે.

આત્મિક ઉન્નતિ કેવળ પવિત્ર તથા મહત્વાકાંક્ષાઓથીજ થાય છે. જે મનુષ્ય નિરંતર ઉચ્ચ અને ઉન્નત વિચારોમા ભ્રમણ કરે છે. જેના હૃદય, આત્મા અને મનમા સર્વદા શુદ્ધ અને નિઃસ્વાર્થ વિચાર ભરેલા રહે છે તે મનુષ્ય નિઃસંદેહ અપોરના સૂર્યની માફક જાજ્વલ્યમાન અને પૂર્ણિમાના ચન્દ્રની માફક માધુર્ય પૂર્ણ હોય છે. તે જ્ઞાનવાન અને સદાચારી થઇને એવા સ્થાનને પ્રાપ્ત કરે છે કે તે ત્યાંથી આ સંસારમા મોટો પ્રભાવશાળી પ્રકાશ નાખી શકે છે અને અમૃતનો વર્ષાદ વરસાવી શકે છે

પ્રત્યેક પ્રકારની સફળતા એ પ્રયત્નો અને ઉપાયોનો બનાવેલો રાજમુકુટ છે જેમા વિચાર રૂપી રત્નોની અનુપમ છટા દેદીપ્યમાન થઈ રહે છે

આત્મસંયમ, દ્રઢતા, શુદ્ધતા, પવિત્રતા અને વિચારોને સત્ય માર્ગે ચલાવવાથી મનુષ્ય ઉન્નત અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે. જ્યારે પશુતા, પ્રમાદ, અશૌચ, દુષ્ટતા અને વિચારોના નિરંકુશતાથી મનુષ્ય અધોગતિને પ્રાપ્ત કરી શકે છે

મનુષ્ય સંસારમા મહાન સફળતા પ્રાપ્ત કરીને અને આત્મિક જગત્મા સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કરીને પણ અભિમાની, સ્વાર્થી, દુષ્ટ, પ્રમાદી અને લોભી વિચારોને વશ થવાથી નિર્બળતા અને દુઃખોનો બોજ થઈ નીચે ગબડી પડે છે અને અંતે તેનું અધઃપતન થઇ જાય છે

સદ્વિચારોથી પ્રાપ્ત કરેલા વિજય માત્ર બુદ્ધિ દ્વારા રક્ષણ કરવાથીજ ટકી શકે છે ઘણા એવા હોય છે કે જે વિજય પ્રાપ્ત કર્યા પછી બે પરવાહી રાખે છે અને પછીથી પાછા નિષ્ફળતાના દુઃખને સહન કરે છે

વ્યાપાર, બુદ્ધિ, વિદ્યા અને આત્મિક જગત્માં પ્રાપ્ત કરેલી પ્રત્યેક પ્રકારની સફળતા સન્માર્ગે વાળેલા વિચારોનાજ ફળરૂપ છે.

જેને સાધારણ ઉદ્દેશ્યમા સફળતા પ્રાપ્ત કરવી હોય તેણે સાધારણ સ્વાર્થોનો ત્યાગ કરવો પડશે અને જેને મહાન ઉદ્દેશ્યની સિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તેણે તો મહાન સ્વાર્થોનો ત્યાગ કરવો પડશે. જેટલું ઉંચે ચડવું હોય તેટલી ઉંચી સીડીની જરૂર પડે છે તેમ જેટલી ઉન્નતિ કરવી હોય તેટલાજ નિઃસ્વાર્થી બનવું જોઇએ.

મનુષ્ય માત્રે પોતાનો ઉદય કરવો જોઇએ ઉદય કરવાથીજ તેને સુખ મળે છે અને તે સુખ મેળવવાને માટે તેણે પ્રથમ પોતાના વિચારોને સ્થિર કરી પછી એક ઉદ્દેશને સ્થિર કરી તેની સિદ્ધિ કરવા માટે પ્રયત્ન કરવા જોઇએ

વ્યવહાર અને પરમાર્થ બન્નેની સિદ્ધિ કરવાને માટે પ્રથમ વિચારોમાં ફેરફાર કરવા જોઇએ અને જેવા પ્રકારની સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તે અનુસારજ પોતાના વિચારો કરવા જોઇએ

સંપૂર્ણ.

# प्रासंगिक विवेचन.

ईश्वर इच्छाએ આજે ભાગ્યોદયના પાંચ વર્ષ પુરા થઇ તેનો છઠા વર્ષમા પ્રવેશ થાય છે જેમ દરેક માસીક અને પેપરને લડાઇની અસર થોડે ઘણે અંશે પણ થઇ છે તેમ આ માસીકને પણ તેની અસર થાય તે સંભવિત છે

આવા કાગળોની અસહ્ય મોંઘવારીમા પણ પોતાનો ટકાવ કરવો એ ઘણુંજ મુશ્કેલીનુ કામ છે અને તેથી જેમ કાગળોના છ સાત ગણા ભાવ વધી ગયા છે તેમ થોડે ઘણે અંશે પણ પોતાના પેપરનુ લવાજમ દરેક વર્તમાન પત્રકારે વધાર્યુ છ અને તે વ્યાજબીજ છે આવા વખતમા લવાજમ વધાર્યા વગર છુટકોજ નથી કારણ કે અમે ભાગ્યોદયનુ જે વખતે ગ્લેઝ કાગળો સાત રૂપીએ રીમ હતા અને ૨૬ કાગળો ત્રણ રૂપીએ રીમ હતા તે વખતે પણ બે રૂપીઆજ લવાજમ રાખેલું હતું જ્યારે અત્યાર ગ્લેઝ કાગળો પચી સથી ત્રીસ રૂપીએ રીમ છે અને ૨૬ કાગળો સોળ અને સત્તર રૂપીએ રીમ વેચાય છે તે વખતે પણ અમે તો માત્ર અમારા ગ્રાહકોની સેવા તેના તેજ લવાજમે એટલે બે રૂપિઆમાજ અત્યાર સુધી કરેલી છ અને જ્ન આ વર્ષ પણ અમારા કદર દાન ગ્રાહકો અમારા સાહસને ઉત્તેજન આપશે તો આ વર્ષ પણ તેજ લવાજમે એટલે રૂ ૨—૦ માંજ માસીક આપવા અમારી ખુશી ગતવર્ષના અંકોમા બતાવી છે જેમ દરેક માસીક ૨૬ કાગળો વાપરતા માંડ્યા છે તેમ અમે પણ ૨૬ કાગળો ઉપર આજસુધી માસીકને નિભાવ્યુ છે પણ ચાલુ સાલમા તો અમે ૨૬ કાગળ ન વાપરતાં ગ્લેઝ કાગળો વાપરવા નક્કી કર્યુ છે અને તે પ્રમાણે આ અંક પણ તેવાજ કાગળોમા કાઢેલો છે

વળી આ વર્ષે ભેટનુ પુસ્તક હિંદુસ્થાનના એક પ્રખ્યાત કવિ સર-રવિન્દ્રનાથ ટાગોરનુ લખેલુ છે, કે જેમની વિદ્વતા માટે આખા દુનીની હરીફાઇમા માત્ર તેમનેજ એક લાખ રૂપિયાનુ ઇનામ મળ્યુ હતું તેવા સમર્થ કવિ શિરામણિ, દગ રત્નના હાથે લખાયલા પુસ્તકનુ ભાષાંતર ૨૬ કાગળમા છાપવુ અમને યોગ્ય ન લાગ્યાથી તે પુસ્તક પણ આ વર્ષે ગ્લેઝમા કાઢયુ છે આ પુસ્તકનુ નામ "રાજર્ષિ" છે કે જે મનુષ્ય માત્રને બોધ આપી તેની જીંદગીને સુધારી દેવી સુખ તરફ ઘસડી જનાર છ તે પુસ્તક તૈયાર થઇ ગયુ છે જે આ અંક બીડાયા પછી અઠવાડીએ વી. પી રૂ ૨—૨ નુ કરી મોકલવામા આવશે આશા છે કે અમારા સુજ્ઞ ગ્રાહક બંધુ અમને આ કાગળની મોંઘવારીમા અમારા આ સાહસને ઉત્તેજન આપવા માટે તેનો સ્વિકાર કરશેજ

ભેટની નકલો ખપ પૂરતીજ છાપવી છે માટે નવીન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવવા, નહિ તો તે ખૂટી પડેથી પાછળથી ભેટનુ પુસ્તક તેમને મળી શકશે નહિ.

દરેક ગ્રાહક બંધુ વધુ નહિ તો આ નવીન વર્ષે એકેક બબ્બે ગ્રાહક અમને વધારી આપી અમારા આ સાહસને ઉત્તેજન આપશે એવી અમે આશા રાખીએ છીએ અને જો ગ્રાહકોની સારી સંખ્યા વધશે તો પછી અમે લવાજમ વધારવાનો વિચાર મુલતવી રાખીશુ નહિ તો ખર્ચને પહોંચી વળવા સારૂ અને આ માસિકને નિભાવી રાખવાની ખાતર પણ લવાજમમા થોડો ઘણો વધારો કરવોજ પડશે કારણ કે ૨૬ કાગળમા પણ બે રૂપીયામા આ માસીકના બાર માસ સુધી ૭૦ ફર્મા આપવા અને તે ઉપરાંત ગ્લેઝ કાગળોમા લગભગ પંદરેક ફર્મની ભેટ આપવી તેનુ ખર્ચ પાલવી શકે નહિ એકંદરે ૭૫ ફર્મનુ વાચન રૂ ૨ મા આપવુ પોસાય નહિ છતા પણ જો અમારા ગ્રાહકો અમને મદદ કરી, થોડા ઘણા ગ્રાહકો વધારી આપવાની તસ્દી લે તો તેમ બની શકે તેમ છ માટે હવે લવાજમ વધારવુ કે કેમ તે ગ્રાહકોના ઉપર અમે મુકીએ છીએ અને આશા રાખીએ છીએ કે તે પાછા પોતાનાથી બનતી મદદ જરૂર કરશેજ

# मनुष्य परिचय.

મનુષ્ય શું છે અને તેનું કર્તવ્ય શું છે એ જાણનારાની સખ્યા ઘણીજ થોડી છે જેમણે તેનું જ્ઞાન મેળવી તે જ્ઞાનને કાર્યમા પરિણત કરી લીધા છે, તેનું જ જીવન સફળ છે, અને તેને જ ધન્ય છે પોતાના અસ્તિત્વનું જ્ઞાન મેળવ્યા વગર જીવવું તે ન જીવ્યા બરાબર છે આપ વિચાર તો કરો કે જે પોતાને જ ઓળખતો નથી તે બીજાને શી રીતે ઓળખી શકે? પોતાના અસ્તિત્વના સબંધમાં અંધકાર જણાય છે તે બીજી કઇ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે તેમ હતું? એક જણ કહે છે કે "ભાઇ, મેં ઘણોજ વિદ્યાભ્યાસ કરેલો છે, અને ફરી ફરીને સર્વ પ્રકારના પશુ, પક્ષી અને જીવજંતુ જોયા અને તેનું પૂર્ણ રીતે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે હવે મારાથી કોઇ વાત અજાણી નથી. મે મારૂં સમસ્ત જીવન આજ બાબતોમા વિતાવી દીધું છે, પછી મારામા શાની ખામી હોય?" બીજો કહે છે "મે એમ એ ની પરીક્ષા પાસ કરી છે. મુસાફરી પણ સારી કરી છે હવે મારે શું શીખવાનું બાકી રહ્યું છે? હું તો તમામ શીખી ચુક્યો છું." ત્રીજો કહે છે, "ભાઇ મને તો ઘણો આનંદ છે ઉદ્યોગ કરૂ છું કોઇ વાતની ન્યૂનતા નથી. દરરોજ બે કલાક કસરત કરૂં છું જુવો તો ખરા હું કેવો બળવાન છું કોણ મારી બરાબરી કરી શકે તેવો છે?" ચોથો કહે છે કે "ભાઇ હું આજે બે માસથી તાવથી પીડાઉં છું. જુવો તો ખરા હું કેવો દુર્બળ છું"

એવી રીતે સસારમા સર્વ માણસો વિચાર કર્યા કરે છે એથી જ સમજાય છે કે મનુષ્યે પોતાના અસ્તિત્વની હદ ક્યા સુધી નક્કી કરી રાખી છે એજ કારણથી તે નાના પ્રકારના રોગ અને શોકને સહન કર્યા કરે છે.

કહેવત છે કે એક વખતે સિંહનું બચ્ચું જન્મથી જ બકરીઓના ટોળામા ઉછરીને મોટું થયું, ને ઘણો વખત તેમના ભેગું રહ્યું. જેથી તે જેમ બકરાં કરતા તેમ કરતું ને મોટું થયું ને સિંહ બન્યું, તો પણ તેનો સ્વભાવ બકરીઓના જેવો જ રહ્યો તેમા કાંઇ ફેરફાર થયો નહિ. જે કાંઇ તે બકરીઓ ખાતી, તે તે પણ ખાતો, અને તે પોતાને બકરા તરીકે જ માનતો, પણ તેનો આકાર અને સ્વરૂપ તો સિંહના જેવા જ હતા એક વખતે તે ટોળા તરફ વનમાથી એક સિંહ ગર્જના કરતો બહાર નીકળ્યો, અને બકરીઓની નજીક આવ્યો બકરાને નાસવાની જગ્યા ન મળી તેથી તે સર્વેએ પોતાના માથાં નીચાં નમાવી દીધા અને તે પ્રમાણે તે ટોળામાંના સિંહે પણ બકરાં જેવું માથું નીચું નમાવ્યું આ જોઈ આવેલા સિંહે હસીને કહ્યું કે, "ભાઇ આ બકરીઓ તો મારો ખોરાક છે, પણ તું સિંહ થઈને કેમ ડરે છે? તે માથું કેમ નમાવ્યું? તે આ પ્રસંગે આ બકરીઓના ટોળામા તારી જીન્દગી ગાળી તે ઘણું જ દીલગીરી ભરેલું છે, જરા આંખ ઉઘાડીને તો જો કે જેવો હું છું તેવો તું પણ છે, તું આવી સ્થિતીમા કેમ પડી રહ્યો છુ. જાગ્રત થા અને જો કે આ બકરીઓ તો તારો ખોરાક છે" આથી બકરીઓના ટોળામા રહેનાર સિંહને ખાત્રી થઈ કે હું બકરી નથી પણ સિંહ છું. મેં આટલો વખત મને બકરા તરીકે માનીને ઘણી જ ભૂલ કરી છે. એવો વિચાર કરતા તેણે પણ ગર્જના કરી અને તે વનમાંથી આવેલા સિંહની સાથે ચાલ્યો ગયો. અને ત્યારથી તે પોતાને સિંહ છુ એમ માનવા લાગ્યો

આવીજ દશા મનુષ્યની પણ છે તે અવિદ્યામા ફસાઇને કલેશને સહન કરે છે પણ જ્યારે તેને પોતાના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યા પછી તેને કોઇ દુ:ખ રહેતું નથી જે વખતે તેને પોતાના સ્વરૂપનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે તે વખતે તેને કાંઇ ભય કે દુ:ખ જણાતું જ નથી કેમકે મનુષ્ય એ એક એવી વિલક્ષણ વસ્તુ છે કે જેના ઢાર સુધી કોઇ પણ દુ:ખ પહોંચી શકતું જ નથી

ઘણી વાર મનુષ્ય અનંત સામર્થ્ય જાણતો નથી કે

છે કે,–'હાય! ઈશ્વર અમારૂં કાંઇ સાંભળતા નથી. હવે શું કરવું?" પણ તેમાં ઈશ્વર શું કરે. પરમ દયામય પરમાત્માએ તેના આનંદને માટે તો સર્વ સાધનનો આ જગતમાં સંગ્રહ કરેલો છે તેનો ઉપયોગ કરવો કે ન કરવો એ તેનું કામ છે. કરેલાં કાર્યોનું ફળ તો દરેક માણસને ભોગવવું જ પડે છે કારણ કે પૂર્વ કર્મોનું ફળ તો અનિવાર્ય છે.

સંસારમાં જેટલા જીવ છે તે સર્વનો આવિર્ભાવ બે વસ્તુઓના સંયોગથી થયેલો છે. તે બે વસ્તુઓમાં ૧ પુરૂષ અને બીજી પ્રકૃતિ છે પુરૂષ એ આત્મા, પ્રકાશ અથવા ચેતન છે. અને પ્રકૃતિ એ જડ છે.

પ્રકૃતિ ધન છે અને પુરૂષ ધણી છે, અર્થાત્ પુરૂષ પ્રકૃતિનો સ્વામી છે. પુરૂષમાં સત–ચિત–આનંદ આ ત્રણ ગુણો છે. તમ–રજ–અને સત્વ ગુણ પ્રકૃતિના છે. અને આ ગુણોને તેના સ્વરૂપ રૂપે માનવામાં આવે છે, અર્થાત્ તેના એ ગુણો તે તેનાં સ્વરૂપ છે.

બુદ્ધિ, એકાદશ ઇન્દ્રિય અને પાંચ તન્માત્રાઓથી જીવનું સૂક્ષ્મ શરીર બનેલું છે. જેને લિંગ શરીર પણ કહે છે. સાભાસ અંતઃકરણ ચેતન જીવ છે. અંતઃકરણ એટલે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત. તેના ઉપર જે ચેતનનું પ્રતિબિમ્બ પડે છે તેને આભાસ કહે છે.

અંતઃકરણ, એકાદશ ઇન્દ્રિય અને પાંચ તન્માત્રાઓનું કારણ પ્રકૃતિજ છે. તન્માત્રા કે પંચભૂતોનું કારણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે.

દુઃખ અને સુખ ભોગવનાર તેને પ્રકૃતિની સાથે જોડાયેલો આભાસ છે. સાંસારિક કાર્ય પણ તેની જ શક્તિઓથી થાય છે. જ્યારે મનુષ્યને જ્ઞાન થાય છે કે હું પોતે જ પુરૂષ છું હું જ સચ્ચિદાનંદ સ્વરૂપ છું, ત્યારે જ તે પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. પુરૂષ અને પ્રકૃતિનો સંબંધ સ્વામી અને પત્નિનો છે. પ્રકૃતિ એ પતિવ્રતા સ્ત્રી છે અને ચેતન એ તેનો પુરૂષ છે અને તેથી પ્રકૃતિ એ પુરૂષને આધિન છે. પુરૂષ પોતાને ફાવે તે રીતે પ્રકૃતિને વશ રાખી શકે છે. જેવી ઇચ્છા હોય તેવી તેને બનાવી શકે છે. જળને સ્થળમાં અને સ્થળને જળમાં ફેરવી શકે છે. અર્થાત્ સર્વ કાંઇ કરી શકે છે. કારણ કે પ્રકૃતિ દેવી હમેશાં પુરૂષની સામે ઉભી રહીને તેની આજ્ઞાની વાટ જોઇ રહે છે.

એવું મનુષ્યનું અસ્તિત્વ છે. એજ જ્ઞાનનું નામ મોક્ષ છે. તેનું જ્ઞાન મેળવવાથી સર્વ કાંઇ જાણી શકાય છે. તે પછી શું મનુષ્યને કોઇ વાતની ખામી રહી શકે છે? કદાપિ નહિ. સમસ્ત શક્તિઓ, કળાઓ અને સિદ્ધિઓ તેને સ્વાધીન થઇ રહે છે. એવું જ્ઞાન પ્રાપ્ત થયા પછી તો તેને એ બધાની જરૂર જ રહેતી નથી. કેમકે તે પછી તો તે પોતે જ પરમાત્મામાં લીન થઇ એક થઇ રહે છે.

લક્ષ્મીચંદ શર્મા એમ. એ.

---

૧ આકડાના પાન ૫૦ ધતુરાના બીડવા નંગ ૨૫ જવખાર તો ૧૦ સાંભરમીઠું તો. ૧૦ સજીખાર તો ૧૦ મીઠું તો ૪૦ સર્વે એકત્ર કરી એક ગટકુડામાં ભરી ગજપુટ ભઠ્ઠી આપવી તે ભસ્મ ખરલ કરી પેક બાટલીમાં ભરી રાખવી વાલ ૧ નાગરવેલ પાનમાં રાતે સુતી વખતે ચાવી જવી ઉપર ગરમ કરેલું દુધ શેર ૦॥ પીવું તેથી ગમે તેવી દમરસ હોય તોપણ મટી જાય છે.

૨ આકડાના પાન ૨૫ મીઠું તો ૧૦ કટકડી તો ૫ મોરથુથુ તો ૨ લવીંગ તો ૧ આ સર્વેને ભરી એક ગટકુડામાં ભરી ગજપુટ ભઠ્ઠી આપવી તે રોજ મંજન કરતી વખતે ઘસવાથી દાંતનું હાલવું દુખવું વિગેરે મટી જાય છે.

૩ આકડાના પાન છાશમાં બાફી વાળા ઉપર બાંધવાથી વાળો નીકળી પડે છે.

૪ આકડાનું પાન ૧ સોડા તો ૧ બન્નેને વાટી રાખવું તેમાંથી તો ૦। નીરસમાં ત્રણ વખત ખાવાથી અરોચક મટી જાય છે.

# स्वामीश्री विशुद्धानंदजीनुं चारित्र.

( અનુસધાન ગતાકથી )

## પ્રકરણ ૧૪ મું.

સંન્યાસાશ્રમને ગ્રહણ કરી, સ્વામી વિશુદ્ધાનંદજી ગુરૂની પાસે એજ જગ્યાએ રહેવા લાગ્યા પરંતુ ઘણું દિવસ સુધી તેમનો ત્યાં નિર્વાહ ન થઇ શક્યો. નારાયણાશ્રમ સ્વામીજી જે ગૌડસ્વામીજીના જુના કૃપાપાત્ર અને વિશ્વાસુ શિષ્ય હતા, તેમનાથી આ નવીન સન્યાસી પોતાના ઉત્તમ ગુણોના પ્રતાપે વધુ પ્રતિદિન થાય તે સહન થઇ શક્યું નહિ જેથી તેમણે ગુરૂજીનુ સરળ ચિત્ત તેમના ઉપરથી બિલકુલ ફરી જાય તેવા યત્નો કરવા માંડયા. અને તેનું પરિણામ એ આવ્યું કે,—ગૌડ સ્વામીજીએ કલહ વધતો જોઇને સર્વને આશ્રમમાંથી બહાર કાઢયા.

સન્યાસાવસ્થામાં યતિને એવી આજ્ઞા છે કે, તેમણે હમેશા એકનાજ રહેવું અને કદી પણ કોઇના સગની જાળમા ફસાવું નહિ. કારણ કે જેટલો વધુ સગ થાય તેટલુજ તેમા દુ:ખ અને કષ્ટ રહેલુ છે મહાત્મા દત્તાત્રયજી એક દિવસ ફરતા ફરતા એક ગૃહસ્થને ત્યા ગયા, અને જોયું તો પરોણાઓને માટે એક છોકરી અનાજ ખાંડતી હતી તે છોકરીને પોતાની ચુડીઓનો ખડખડાટ થતાં શરમ આવતી હતી જેથી તેણે તેની ચુડીઓનો ખડખડાટ પરોણા ન સાંભળી શકે તે માટે દરેક હાથે એક ચુડી રાખી બીજી ચુડીઓ કાઢી નાખી. આ બનાવ દત્તાત્રયજીએ જોયો તે ઉપરથી તેમણે એ ઉપદેશ ગ્રહણ કર્યો કે જ્યાં બે પુરૂષો એક જગ્યાએ ભેગા રહે છે ત્યાં કોઇ પણ એક દિવસે તેમનામા ખટપટ થયા વગર રહેતી નહિ. જેથી “एक एव चरेद्धीमान् कुमार्य्या इव कंकण” અર્થાત્ બુદ્ધિમાને કુમારીના કંકણની માફક એકનાજ ફરવું જોઇએ જ્યાં વધુ મનુષ્યોનો સહવાસ હોય છે ત્યાં પરસ્પર વૈમનસ્ય અને કલહ થવો સ્વાભાવિક છે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે સસાર ત્યાગી સંન્યાસીઓએ પણ આત્મ રક્ષણને માટે એકાન્તમાં રહેવું ઘણુંજ જરૂરનુ છે.

સ્વામી વિશુદ્ધાનંદે દશાશ્વમેધ ઘાટ ઉપર એક ધર્મશાળામા નિવાસ કર્યો અને સ્વામી વિશ્વરૂપાનંદજી બીજી જગ્યાએ રહેવા લાગ્યા, નારાયણ સ્વામી “ચૌસટ્ટીઘાટ” ઉપર અને સ્વામી નિર્વેશ્વરાનંદાશ્રમ, ત્રિપુરાભૈરવીની નિકટે જઇને બિરાજ્યા આ પ્રકારે સર્વ જુદી જુદી જગ્યાએ રહ્યા ખરા પણ દરરોજ મળ્યા વગર રહેતા નહિ ગૌડ સ્વામીજીની પાસે દર્શન કરવાને અને વિદ્યાભ્યાસ કરવાને માટે રોજ એકઠા થતા હતા.

સ્વામી વિશ્વરૂપજી અને વિશુદ્ધાનંદજી, ગૌડ ગુરૂના અંતકાળ સુધી તેમની પાસે ભણતાજ હતા, તથાપિ તેમને આ વખતે એક ઉત્તમ અધ્યાપક માનવામા આવતા હતા અધ્યાપકની અવસ્થામા અધ્યયન કરવું, એ જો કે દેશ અને નગરની રીતિથી પ્રતિકૂળ છે, પરંતુ વિદ્યાપીઠ કાશીની સર્વમાન્ય પ્રચલિત પ્રથાથી પ્રતિકૂળ નથી.

વિદ્યાર્થી મંડળમા જો કે સ્વામી વિશુદ્ધાનંદજી બુદ્ધિમત્તા, વિદ્વત્તા વિગેરે કારણથી સન્માનને પાત્ર થયા હતા, પરતુ સ્વામી વિશ્વરૂપજીની માફક શાંત, પ્રિય ભાષી અને સર્વ પ્રિય થઇ શક્યા નહોતા પોતાની સ્વાભાવિક પ્રખરતાને દબાવવામા તે હાલ સુધી અસમર્થ રહ્યા હતા તેમનો ક્રોધ જો કે ક્ષણ વારને માટે હતો, પણ ઘણીવાર ગુસ્સે થઇ જતા હતા મહાત્મા વિશ્વરૂપજી ખરેખર વિશ્વરૂપજ હતા તેમને માનાપમાન લાગતું નહિ એક વખત મહાત્મા વિશ્વરૂપજીને પણ તેમણે ફટકાર્યા હતા. આ વાત ગૌડસ્વામીજીના

મારા મારા ફરતા હતા અને અનેક પ્રકારનુ કષ્ટ અને અર્થ વ્યય સહન કરવા છતા પણ જેને મેળવી શકતા નહોતા, તેનો ગૌડ સ્વામીજીની નિકટ કાઇ હિસાબ નથી એજ વખતે સસાર પરથી વિરાગ અને પરમાત્મા પ્રતિ અનુરાગ થયો અને પાસે જે દ્રવ્યાદિક હતુ તે સર્વ બ્રાહ્મણોને આપી દઇને પોતે સન્યાસી થઇ ગયા આ વાત જેવી સાભળી છે તેવી લખી છે પરતુ એ વાતમા સદેહ નથી કે ગૌડ સ્વામીજી આ પ્રકારની સિદ્ધિઓને અતિ તુચ્છ સમજતા હતા ગમે તેમ હો પણ તેમના પ્રભાવને જોતાજ કનૈયાલાલ વિરક્ત થયા અને સચિત દ્રવ્ય વડે વિદ્યાર્થીઓને માટે એક મઠ બધાવ્યો કે જે મઠ આ વખતે "ગૌડસ્વામીનો મઠ" કહેવાય છે અને જેમા રહી ગૌડ બ્રાહ્મણના વિદ્યાર્થી વિદ્યોપાર્જન કરે છે બીજા સ્વામી શકરાનદજી મુજફર નગરની પાસે નાગોરના ગામના રહેનાર એક સનાઢ્ય ગૌડ બ્રાહ્મણના પુત્ર હતા તે સારી રીતે ભણેલા હતા અને સર્વ પ્રકારની અનુકૂળતા છતાં પણ વિરક્તિને લીધે તે સન્યાસી થયા હતા અપૂર્ણ

---

# સતિ સુલોચનાદેવી

(અનુસધાન ગયા અકથી)

## પ્રકરણ ૮ મું.

### નવલકિશોર અને સુલોચનાનો સયોગ, હર્ષ અને શોક.

નવલ કિશોરે ચારે તરફ તપાસ કરી પણ પરાવતસિહ કે જાલમનો પત્તો ન લાગ્યો લાગ્યુ કે જાલમના સાગ્રિતોએ આની યશરતસિહનું ખુન કર્યું હશે અને જાલમને છોડાવી સૂર્યકુમારી તથા કુમુદને લઇ નાશી ગયા હશે. તો પણ તેમની તપાસ તો કરવીજ એવા દૃઢ નિશ્ચય કરી તે પ્રથમ સૈન્ય સહિત કિશોરગઢમા ગયો અને ત્યા જઇ રાજાને ધીરજ આપી યશવતસિહના ગુમ થયાની વાત પણ સાથે સાથે તેણે જણાવી દીધી અને જાલમ સૂર્યકુમારી તથા કુમુદને લઇ નાશી ગયો છે, માટે હવે જો તે ભૂલેચુક અહીં આવે તો તેને કેદ કરવાની રાજાને સલાહ આપી પોતે ફરી તેમની શોધે નીકળ્યો -

નવલ એકલો ફરતો ફરતો રાત્રે પેલા પર્વત ઉપરથી ગુફામા આવ્યો, ત્યા જવા આવવાની હવે તેને છુટ અપાઇ હતી, તેથી તે ત્યાં ખુશીથી રાત્રે જઇ શક્યો ત્યા જઇ પ્રથમ પેલા યોગીરાજને પ્રણામ કરી પછી સુલોચનાને મળ્યો અને બનેલી સર્વ હકીકત કહી સભળાવી આ સાભળી સુલોચના દિલગીર થઇ, પણ મસ્ત યોગીરાજના મુખ ઉપર તો કાંઇ ફેરફાર જણાયો નહિ તેમણે થોડી વાર નેત્ર મીચી રાખી પછી શાતિથી કહ્યુ, "ઠીક, યશવતનું ખુન થયુ નથી પણ તે બધનમા છે તે ચાર દિવસ પછી આ પહાડ ઉપર આવી એક ગુપ્ત સ્થાનમાં રહેશે માટે તુ ત્યા સુધી અહીં રહેજે" તે પછી તેણે સુલોચનાના સામુ જોઇ કહ્યુ, "બાળા! હવે તું પણ તારા પતિની સાથે અહીં રહી પછી તે જ્યાં જાય ત્યા તેને મદદ કરતા જજે, હુ આજેજ અહીંથી આ સ્થળ બદલી બીજે સ્થળે જઇશ તમારૂં કલ્યાણજ થશે હમેશા તમે બન્ને દપતિ, સત્ય માર્ગેજ ચાલજો. બીજા મનુષ્યોના દુઃખ દુર કરવા માટે પ્રયત્ન કરજો, અને જેમ બને તેમ સ્વાર્થનો ત્યાગ કરીને આત્મભોગ આપજો પ્રથમ તમે યશવતને છોડાવી તમારે વતન જજો અને ત્યા સ્ત્રી અને પુરુષો સાથે હળીમળી શાતિસ્થાન સ્થાપન કરી સદ્વિચારોને ફેલાવજો હુ તમને સંકટ વખતે મદદ કરીશ ભાઇ, નવલ કિશોર; હીમતથી ધારેલુ કામ પુરૂં કરજો.

આનંદ અને વિશ્રામની ખાતર તે રાત્રે તે બને દંપતિ તેજ ખડમા સુઈ ગયા.

સવારે જ્યારે તેમની આખ ઉઘડી ત્યારે તેમણે રાત્રે જોયેલી એક પણ વસ્તુ દીઠી નહિ, અને જાણે બધુ સ્વપ્નમાજ જોયુ હોય તેમ તેમની દૃષ્ટિ આગળ એક પણ પદાર્થ ન જણાતા માત્ર અરણ્યજ જણાયુ આ જોઈ તેમના આશ્ચર્ય અને શોકનો પાર રહ્યો નહિ. “ નહોતુ ને મળ્યુ, અને આવેલુ ગયુ ” એ પ્રમાણે હર્ષ અને શોક તેમને થવા લાગ્યો પણ નવલકિશોર તેથી ગભરાઈ જાય તેમ નહોતું તરુણ છાયડાનો તેને અનુભવ થયો હતો અજબ જાદુઈ ચમત્કારની માફક તેમને થવા માડ્યુ સુલોચના પણ આ પ્રમાણે મિલકત મળવાથી જે હર્ષથી મલકાઈ જતી હતી તેને પણ પોતાને આમ એક અરણ્ય જેવુ સવાર થતા જોઈ દુઃખી થઈ અને મળેલુ ક્યા ગયુ તેનો શોક કરવા લાગી આમ બને જણના મનમા થવા લાગ્યું પણ કરે શુ ઉપાય નહોતો પોતે ક્યા છે તેનું પણ ભાન નહોતુ. તેથી બને દંપતિ ઉઠયા. અને સામેજ એક નદી વહેતી હતી ત્યા જઈ દાતણપાણી કરી ધીરજ રાખી તૈયાર થયાં. અને પ્રથમ તો જસવંતસિંહની ખોળ કરવા માટે જવુ જોઈએ એ વિચારથી ધીરજ લાવી હીંમતથી આગળ પ્રયાણ કર્યું જગલ ઉજ્જડ હતું અનેક ગામ્યા ત્યારે એક નાના સરખા ગામમાં ગયા ત્યા જઈ એક બ્રાહ્મણને ત્યા મુકામ કર્યો, અને પોતે ક્યા દેશમા આવ્યા છે તેની તપાસ કરી સારા ભાગ્યે સુલોચનાએ રાત્રે જે કેટલા ઘરેણા પહેરી લીધા હતા તે તેની પાસે રહી ગયાં હતા તેમાથી એકાદ વસ્તુ વેચી તેમાથી બે સારા પાણીવાળા ઘોડા અને પુરુષના કેટલાક કપડાં ખરીદી લીધાં. પછી બને જણ ત્યાથી બીજે દીવસે નીકળી ગયા. રસ્તામા એક ધર્મશાળા આવી ત્યા સુલોચનાએ પણ પુરુષનો વેશ ધારણ કરી લીધો. અને બને જણે સ્વાર થઈ આગળ ચાલવા માંડ્યુ

આમ કેટલાક દિવસ મુસાફરી કરી, ઘણા શહેરો, અરણ્યો, અને ગામડાંમા ફર્યા પણ કઈ જસવંતસિંહ, માલમ, નર્મદાકુમારી કે કુમુદનો પત્તો ન મળ્યો અતે થાકી બને જણે એક રાત્રે એક મોટા વડ નીચે પડાવ નાખ્યો. તેવા એક ઘોડીઆ સાથે બાધ્યા ત્યાં જ્યારે બાર વાગ્યા, ત્યારે ઘોડાની પડઘી સભળાવા લાગી, તેથી બને ઘોડાએ હણહણાટ કરી મૂક્યો એ સાભળી સુલોચના અને નવલ બને જાગી ઉઠયા અને ઘોડા તૈયાર કરી શસ્ત્રો સજી ત્યાંથી થોડેક દૂર ગયા અને પછી શું થાય છે તે પાસેના ઝાડ ઉપર ચઢી જોવા લાગ્યા ઘોડા દુર ન દેખાય એવી રીતે એક ઝાડે બાધી દીધા

જોતં જોતામા તમામ માણસો તે વડ નીચે આવી પહોચ્યા અને બધા આ વિશાળ વડ નીચે એકઠા થયા સાથેના બીજા ઝાડોએ પોત પોતાના ઘોડા બાધી લીધા અને વડ નીચે એક એક બધા બેસી ગયા તેમાં મધ્યસ્થ બેઠેલા માણસને નવલે ઓળખ્યો. તે જાલમ જેવો લાગતો હતો, અને તેમની રીતભાત ઉપરથી તે બધા લુટારાનો ધધો કરતા હોય તેમ જણાયુ તે આજે કાંઈક ગુપ્ત સકેત કરવાના હેતુથી એકઠા થયા હોય તેમ જણાયુ. થોડીજવારે પાછા તે બધા ઘોડેસ્વાર થઈ એકદમ ત્યાથી જુદા જુદા વેરાઈ ગયા.

આ જોઈ નવલને લાગ્યું કે નક્કી આ જાલમજ છે અને કાંઈ જબરી લુટ કરવાનો આ લોકો એ સકેત કરેલો હોય તેમ લાગે છે. માટે જો આ સ્થળે બે ત્રણ દિવસ રહી શકાય તો જરૂર આ લોકોનો પત્તો લાગે, એથી તે સવાર થતાં સુલોચનાને લઈ પાસેના ગામડામા ગયો અને ત્યા એક ધર્મશાળામા મુકામ કર્યો બીજે દિવસે રાત્રે નવલકિશોર એકલોજ તે વડ આગળ આવી ઉપર ચઢી ડાળા અને પાદડાના ઓથામા ભરાઈ બેઠો નિયમસર તે દિવસે પણ તે લુંટારા ત્યા ભેગા થયા. તેમણે વિચાર કર્યો કે “ આજથી ચોથે દિવસે આ રાજાની કુવરીને વળાવવાની છે માટે આપણે તેને લુટી લેવા માટે બધાએ તે દિવસે અમુક જગ્યાએ એકઠા થવુ ”

આ વાત નવલકિશોરે સાંભળી તે લોકો તો થોડીવારે વેરાઈ ગયા, અને નવલકિશોર ઉતાર જઈ ઘોડેસ્વાર થઈ તરતજ તે દેશના રાજા પાસે ગયો અને ત્યા જઈ તપાસ કરી તો લુંટારાઓના ત્રાસની વાત સાભળવામા આવી. અને લુટારાઓને પકડી આપનારને ભારે ઈનામ આપવાનું રાજ્ય તરફથી જાહેર થતા તે કામ નવલકિશોરે ઉપાડ્યું.

તેણે પોતાની મદદમા લશ્કર માગ્યુ. અને જે દિવસે રાજકુંવરીને વળાવાની હતી તે દિવસે તેને વળાવાનુ બંધ રાખી, તેજ દિવસે લશ્કરે અમુક અમુક જગ્યામા રહી લુટારાઓ ઉપર શી રીતે છાપો મારવો તેની ગોઠવણ-કરી લીધી.

ધારેલા દિવસે નવલકિશોરે એ વાગે લશ્કરને ડુનાળા જગલની ચારે દિશામા ગોઠવી રાખ્યુ. અને રાજકુંવરી જાય છે તેવું જણાવા ખાતર એક ખાલી મેના, રથ, પાલખી વિગેરે સાથે થોડાક સૈનિકો વિગેરે સાથી વાજતે ગાજતે જાય તેવો બંદોબસ્ત કર્યો તે પ્રમાણે ખાલી ઠાઠમાઠવાળી સ્વારી ત્યા આવી એટલે લુટારાઓએ જાણ્યુ કે શિકાર આવી ગયો છે તેથી એક જગ્યાએથી તતુડુ ફુકાયુ. જે સાંભળી ચારે તરફથી વાર જોઇ એટલા લુટારાઓ તેમના ઉપર તુટી પડ્યા, અને જ્યાં બધા લુટારાઓ એક જગ્યાએ એકઠા થઈ લુટ કરવાની શરૂઆત કરે છે કે તેમને ચારે તરફથી લશ્કરે ઘેરી લીધા લુટારાઓએ જાણ્યું કે દગો થયો, કે તરતજ તેમણે નાશભાગ કરવા માંડી, પણ લશ્કરનુ જોર વધુ હતુ તેથી તે સર્વને શરણે આવવાની ફરજ પડી, પણ આ ઝપાઝપીમાં જાલમે નવલને ઓળખ્યો અને તેણે જાણ્યુ કે આ બધાં નવલનાજ કારસ્તાન છે માટે તેને તો ઠાર કરવો એમ ધારી તે નવલના ઉપર તુટી પડ્યો. તેણે ઝીનાય ત્યા સુધી તો ટક્કર ઝીલી, પણ અંતે તેને એવો સખત ઘા વાગ્યો કે તે તુરતજ મુર્છા ખાઇને નીચે પડ્યો

અપૂર્ણ.

---

# भगन्दर वीषम.

( લેખક વૈદ્ય શાન્તિકાન્ત વિ. ઉદાણી )

## હરીગીત.

મળદ્વારની બાજુએ તસુપર, એક ફોલ્લી થાય છે,
ફોલ્લી ફુટે ઘણી તણુખ ઉઠે, ભકન્દર કહેવાય છે.
કપાળાસ્થિ બહુ દુખે, ચતુર બળત્રા થાય છે;
પુર્વરૂપ છે એહ તેના, પાચ જાત ગણાય છે.
લાલ રંગે પીણુયુક્ત, ઉષ્ણ ધક્ર પરૂ પડે,
બારીક છીદ્રો થાય છે, તેમાહી તણુખાઓ બળે
કાટાદી તીક્ષ્ણ વસ્તુથી, ગુદસ્થાને જખમો થાય છે,
દરકાર નહીં કરવા થકી, મળદ્વાર પર ફેલાય છે.
ભકન્દર સર્વ જાતના, દુસાધ્ય તો લેખાય છ
( મૂત્ર ) વીર્ય કૃમીના ? શ્રાવ થાયે, અસાધ્ય તેહ ગણાય છે.

### ભકન્દર ઉપચાર. દોહરા.

સપ્ત વીસંતી ગુગળ અને, નારાયણ રસઅપાય,
કાચનાર ગુગળ થકી, ભકન્દર દુર થાય.
તીખનદન સૈંધવાદ, તેને શ્રાવ ભરાય,
લેપ ખીડાવા સ્થિને, ક્ષતાન્તક દેવાય.
રક્ત સુદ્ધિ ઉપાયને, વ્રણ ઉપાય કરાય
ઘાવ રૂઝાવનારી દવા, ભકન્દરે યોજાય

# राधा स्वामी सम्प्रदाय.

રાધા સ્વામી સમ્પ્રદાય સન્ત-મતનું એક પરિપક્વ ફલ છે સન્ત-મત ભારતવર્ષમાં કેટલાય શતાબ્દિઓથી પ્રચલિત છે. તેના પ્રધાન પથ-પ્રદર્શક મહાત્મા કબીરદાસજી હતા તેઓ પૂર્ણ જ્ઞાનરત મહાત્મા હતા તેમની પછી જે સંત-મહાત્મા થયા તેમાં ગુરૂ નાનક, જગજીવન સાહેબ, પલ્ટૂ સાહેબ, દાદુ રમના તુલસીદાસ, ગરીબદાસ, સુન્દરદાસ, ચરણદાસ, નાભાજી, દરિયાસાહેબ, રામદાસ, સૂરદાસ, આદિ ઘણાજ પ્રસિદ્ધ છે. તેઓ સર્વના ધાર્મિક તત્વોનો મૂળ મત્ર સતનામ-સદ્ગુરૂ અથવા સતસંગ છે. સતનામ પરમાત્માનું છે સતગુરુથી અભિપ્રાય એવા ગુરૂથી હોય કે જે મોક્ષનો સાચો અને સરળ માર્ગ બતાવી આપે એવા ગુરૂને પરમાત્માનો અવતાર માનવામાં આવે છે સતસંગનો અર્થ એવા ગુરૂની સાથે બાહ્ય અને અભ્યંતર સંગ કરવો તે છે તેમની સાથે રહેવુ એ બાહ્ય સંગ છે, અને એમની સહાયતાથી આત્મધારાનો શબ્દ સાંભળવો અને પવિત્ર નામનો માનસિક જપ કરવો તે અભ્યંતર સંગ છે. આત્મધારા પરમાત્મા રૂપી કેન્દ્રથી નીકળીને સમસ્ત સૃષ્ટિની રચના કરે છે તેના શબ્દ ચરાચર જીવોના મર્મ સ્થાનોમાં હંમેશા રહ્યા કરે છે. જેની શ્રવણ શક્તિ તેજ હોય છે તેજ એ શબ્દને સાંભળી શકે છે આ આત્મધારાનું નામ રાધા છે અને તેના ઉદ્‌ગમ સ્થાનનું નામ સ્વામી છે જેથી રાધા સ્વામી નામ પરમાત્માનું છે, નહિ કે શ્રી કૃષ્ણનું. કબીરદાસજીએ પણ એમજ કહ્યું છે કે—

> કબીર ધારા અગમકી, સતગુરૂ દઈ લખાય,
> ઉલટ તાહિ સુમિરન કરો, સ્વામી સંગ મિલાય.

એનો એ અર્થ છે કે, ધારા શબ્દને ઉલટાવી રાધા બનાવવા અને તેની સાથે સ્વામી શબ્દ મેળવી તેનું સ્મરણ કરો

જો કે પૂર્વોક્ત વિચાર સંત-મતમાં પ્રથમથી ચાલ્યો આવ્યો છે, તોપણ તેનો ગૂઢ આશય અત્યાર સુધી જાણવામાં નહોતો આવ્યો અને યોગ સાધનોમાં બહુજ મુશ્કેલી હતી રાધા સ્વામી સમ્પ્રદાયે આ સર્વ ધાર્મિક તત્વોના ગૂઢાશયોને પ્રકાશિત કર્યા છે તેમજ યોગ-સાધનોને એવી સરળ રીતથી બતાવેલ છે કે, કોઈ પણ સ્ત્રી અથવા પુરૂષ થોડા આહાર-વ્યવહાર સંબંધી-નિયમો પાળવાથી તે કરી શકે છે અને પરમપદ-પ્રાપ્તિનો અધિકારી થઈ શકે છે આ સંપ્રદાયના પુસ્તકોમાં સંસાર-રચનાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે, અને પરમધામની આત્મધારાના શબ્દનો રૂપ અને ઉચ્ચારણ બતાવવામાં આવેલ છે રાધાસ્વામી સમ્પ્રદાયની પહેલા આ વિષય આટલી સ્પષ્ટતાથી બતાવવામાં આવ્યો નહોતો.

આ મતના પ્રથમ આચાર્ય બલ્કિ પ્રચારકને આ સમ્પ્રદાયના લોકો પરમાત્માનો અવતાર માનતા હતા. સન ૧૮૧૮ માં આગ્રામાં એક પ્રખ્યાત-ક્ષત્રીકુળમાં જન્મ પામી સ્વામીજી મહારાજના નામથી પ્રસિદ્ધ થયા તેઓ બાલ્યપણાથી જ ધાર્મિક તત્વોના સૂક્ષ્મ ભાવોને સમજતાં હતા. જેઓ તેમને મળતા તેમની પર તેઓની સાત્વિક વૃત્તિનો તુરત પ્રભાવ પડતો હતો તેમણે કોઇ ગુરૂ નથી કરેલ તેઓ પોતે સંત હતા તેમણે બે પુસ્તક બનાવ્યાં છે. સન ૧૮૭૮ માં તેઓ સ્વર્ગવાસી થયા તેમની સમાધિ સ્વામી બાગ-આગ્રામાં બની હતી, જે આ સમ્પ્રદાયવાળાનું પવિત્ર તીર્થનું ઠેકાણું માનવામાં આવે છે

તેમની પછી બીજા આચાર્ય હુજૂર-મહારાજ, રાય શાલગ્રામ બહાદુર થયા તેમનો જન્મ સન ૧૮૨૮ માં આગ્રાના એક પ્રખ્યાત કાયસ્થના ઘરમાં થયો સન ૧૮૫૮ માં તેમણે સ્વામીજી મહારાજના સત્સંગ કર્યો તે એમના મુખ્ય શિષ્ય હતા. સન ૧૮૭૮ થી ૧૮૯૮ સુધી એટલે ૨૦ વર્ષ સુધી તેઓ સત્સંગ કરાવતા રહ્યા તેમણે પણ પોતાના ગુરૂની બે ચોપડીઓ છપાવી અને પોતે નીચે પ્રમાણે પુસ્તકો રચ્યાં—

૧ પ્રેમબાણી, ૪ ભાગોમાં (હિંદી), ૨ પ્રેમબાણી, ૬ ભાગમાં (હિંદી), ૩ રાધા સ્વામી-મત-પ્રકાશ (અંગ્રેજી)

એ સિવાય એમણે કેટલાંય પુસ્તકો હિન્દી-ઉર્દૂ ભાષામાં લખેલાં છે. એમના વખતમાં આ મતની ઘણી ઉન્નતિ થઇ, અને એમના વિચાર થોડા ઘણા સર્વ પ્રાન્તોમાં ફેલાઇ ગયા.

સન ૧૮૧૮ માં તેઓ સ્વર્ગવાસી થયા. આગ્રા (પીપલમંડી) માં તેમની સમાધિ થઇ. તેમની પછી મહારાજ સાહેબ પંડિત બ્રહ્મશંકર મિશ્ર, એમ. એ. આચાર્ય પદ્દિપર બિરાજ્યા. તેઓ બનારસમાં એક પ્રસિદ્ધ બ્રાહ્મણ કુળમાં સન ૧૮૬૧ માં જન્મ્યા હતા. તેમણે સન ૧૮૮૫ માં હજુર-મહારાજનો સત્સંગ કર્યો, અને તેમના શિષ્ય થયા. તેઓ પ્રથમ અલ્હાબાદમાં રહ્યા પછી થોડો દિવસ કરાંચીમાં, અને છેવટે બનારસમાં સન ૧૯૦૭ માં તેઓ સ્વર્ગવાસી થયા. તેમનું લખેલ માન્ય પુસ્તક 'Discourses on Radha swami Faith' અંગ્રેજીમાં છે. તેમની સમાધિ સ્વામિ બાગ, બનારસમાં છે. મહારાજ સાહેબના સ્વર્ગવાસ પછી આચાર્ય પદ્દિપર મહારાજ કામતા પ્રસાદજી બી. એ. તેઓ પણ સ્વર્ગવાસી થયા છે. હાલ તે પદ્દિપર કોઇ નથી બેઠું. (સાંભળ્યું છે કે, પણ બાબા કોઇ સાહેબ પોતાને તે પદ્દિના અધિકારી જણાવે છે, પરંતુ એ વાત સર્વ સમ્પ્રદાયના અનુયાયીઓને કબુલ મંજુર નથી.)

હવે આ મતના મોટા મોટા સિદ્ધાન્તોનું વર્ણન કરવામાં આવે છે.

### પરમાત્મા અને સૃષ્ટિ વિકાશ.

૧. પરમાત્મા સર્વ શક્તિમાન્, સર્વજ્ઞ, આનન્દમય અને ચૈતન્ય-શક્તિ-ભંડાર છે. આ ચૈતન્ય શક્તિનો પરમાત્મામાં નિરંતર વિકાસ થયે જાય છે. ભૌતિક-શક્તિ-વિકાસ મુજબ આધ્યાત્મિક-શક્તિ-વિકાસનો પણ નિયમ છે. શક્તિનો વિકાસ હોવામાં બે વાત છે-એક તો કેન્દ્રસ્થાન કે જ્યાંથી શક્તિ નિકળે તેના ઉદ્ભવ, બીજું શક્તિ-ધારાનો પ્રકાશ. પ્રથમ કેન્દ્રસ્થાનમાં ક્ષોભ થાય છે અને પછી તેનાથી શક્તિ-સ્રોત અથવા ધારા નીકળે છે. આ પ્રમાણે અવ્યક્ત શક્તિ વ્યક્ત થઇ જાય છે.

જો ઉત્પત્તિ કેન્દ્ર અને ધારા ન હોય તો શક્તિ અવ્યક્તજ રહે. એ બન્નેને લઇને કાર્યની વ્યાખ્યા થાય છે. પરમાત્મા કેન્દ્ર ઉપરાંત અધ્યાત્મ-શક્તિના ભંડાર છે તેજ આ શક્તિના ઉદ્ગમસ્થાન છે. ઉદ્ગમ-સ્થાન હોવાથી તેમાં પહેલા ક્ષોભ થયો અને પછી તેમાંથી અધ્યાત્મશક્તિ નીકળી. જ્યાંસુધી તેમાં ક્ષોભોદ્ભવ અને ધારા-નિષ્કાસન એ બે ન હોય ત્યાં સુધી જાણવું જોઇએ કે પરમાત્મા અવ્યક્તજ છે. અધ્યાત્મ શક્તિ, ચુમ્બક શક્તિના નિયમો મુજબ, નિયમ મુજબ કામ કરે છે. અર્થાત્ જેટલામાં તેનો પ્રભાવ ફેલાય છે, તે ક્ષેત્ર એક વૃત્તના રૂપમાં થઇ જાય છે. આ વૃત્તનું કેન્દ્ર, શક્તિનું ઉદ્ગમસ્થાન છે. જે ધારાઓ આ કેન્દ્રથી નીકળી તેની ચારે બાજુ ફેલાય છે તે આ વૃત્તની પરિધિ છે.

આથી સિદ્ધ થાય છે કે, કેન્દ્રથી ધારાઓ ઘણીજ દૂર જાય છે પરંતુ આ સર્વ ધારાઓની આકર્ષણ-શક્તિ કેન્દ્રમાંજ રહે છે, અને તેની તરફ તેનો ઝુકાવ થાય છે. આ કેન્દ્રને પરમાત્મા અને ધારાઓને તેની શક્તિઓના ફેલાવનાર માનવું.

જ્યારે ઉદ્ગમ સ્થાનમાં ક્ષોભ થાય છે અને તેથી ધારાઓ નીકળે છે ત્યારે શબ્દ પણ થાય છે. ક્ષોભ અને ધારા સંબંધી શબ્દ એક બીજાથી ભિન્ન છે. આદિમ ધારા શબ્દનો ઉચ્ચારણ રાધા છે અને તેના ઉદ્ગમ-શબ્દનો ઉચ્ચારણ સ્વામી છે. જેથી રાધા સ્વામી પરમાત્માનું નામ છે. એજ સંસારના અધ્યાત્મ તત્વોનું મૂળ છે. એ શબ્દ સમસ્ત સૃષ્ટિમાં વિદ્યમાન છે, અને ગુપ્તમાં ગુપ્ત મર્મસ્થાન કે જ્યાં અધ્યાત્મ ધારા કામ કરે છે ત્યાં થયા કરે છે. જેમ સૂર્યના પ્રત્યેક કિરણમાં સૂર્યને બનાવનારી સર્વ ચીજોનો અંશ વિદ્યમાન હોય છે, તેમ નાનામાં નાના જીવમાં ક્ષોભ અને ધારાનો પ્રભાવ, જેનાથી સંસાર બનેલ છે, વિદ્યમાન છે, તેમ રાધાસ્વામી શબ્દ તેમાં હોય છે. અભ્યાસથી જેની શ્રવણ-શક્તિ વિકસિત થઇ ગઇ છે તેઓ એ નામને સ્પષ્ટ સાંભળી શકે છે. એ નામ રાધાસ્વામીના અવતારેજ પ્રકટ કરેલ છે.

શક્તિ-વિકાસમાં બે સ્થાન-સીમાઓ હોય છે. એક સત્તા પ્રધાન-સ્થાન અને બીજી સત્તા-રિક્ત સ્થાન. જ્યાં શક્તિ નિરંતર રહે છે અને જ્યાંથી નીકળી બીજી જગ્યા પર ફેલાઇ પાછી આવે છે તે સત્તા-પ્રધાન સ્થાન છે, અને જે

નીચેના બન્ને ખંડોની સહાયતાની જરૂર નથી. નીચેના બન્ને ખંડ પોતાની મેળે કાંઈ કરી શકતા નથી બ્રહ્માંડ મર્ત્યલોકની ચારે બાજુ ફરી પોતાની આત્મશક્તિની પૂર્તિ કર્યા કરે છે. પિંડ બ્રહ્માંડની ચારે તરફ ફરતી આત્મ–શક્તિને લેતો રહે છે એ બન્ને ખંડ નીચેની તરફ છે એ કારણથી આત્મ–ધારા એમા ઉતરતી રહે છે અને તેની નીચે સુધીના પ્રદેશોને જીવિત રાખે છે એ પ્રદેશોમા એટલું સામર્થ્ય નથી કે આત્મ–ધારાને રાખી શકે એથી તે ફરી ઉપર ચાલી જાય છે, અને ત્યારે તે ઉપર ચાલી જાય છે ત્યારે પિંડના નીચેના ભાગોનો કાંઈક જીવ તેની સાથે ઉપર ચઢી જાય છે, પરંતુ ચંદ્રલોકથી ઉંચે જઈ નથી શકતો કેમકે ત્યાંથી એ ધારા પાછી ફરે છે અને તેને નીચે લઈ આવે છે તેને ચોરાસીનો ચક્ર કહે છે, કે જેણે યોગાભ્યાસ કરેલો હોય ત્યારે એ બન્ને ખંડ ફરતા ફરતા શિથિલ થઈ જાય છે ત્યારે પ્રલય અને મહાપ્રલય થાય છે. ત્રીજા ખંડમા થોડા આયુષ્યવાળા જીવ છે બીજા ખંડમા તેથી વધારે આયુષ્યવાળા જીવ છે અહિં સુધીની તેનુ આયુષ્ય પ્રલય સુધીનું છે પહેલા ખંડના જીવ અમર છે. તેનુ મૃત્યુ નથી, પરંતુ આ ખંડના જીવ નીચે ઉતરી શકતા નથી, તેમજ ઉપરના દેશમા પણ જઈ નથી શકતા. બીજા ખંડવાળાના પણ એજ હાલ છે ફક્ત ત્રીજા ખંડના જીવ ઉપર ચઢી શકે છે એથી મનુષ્ય દેહ મોક્ષ પ્રાપ્તિને માટે શ્રેષ્ટ છે બીજા અને ત્રીજા ખંડોના જીવોના ઉદ્ધાર માટે બ્રહ્માને અવતાર લેવો પડે છે જેથી સર્વથી ઉચ્ચા ધામમા રહેલા સ્વામી પણ અવતાર લે છે તેના અનુરાગની સાથે તે પ્રદેશોના જીવ પણ આ લોકમાં આવે છે, અને મનુષ્ય–દેહ ધારણ કરી મોક્ષ પ્રાપ્તિ કરે છે

હવે એ બતાવે છે કે, એ ત્રણે ખંડોમા જે દેશ છે તે સર્વ એક વ્યક્તિ જીવમાં પણ સૂક્ષ્મરૂપથી છે સર્વ જીવોમા મનુષ્ય શ્રેષ્ટ છે એથી મનુષ્યના ઉદાહરણથી એ વાત સ્પષ્ટ થાય છે જેમ ત્રીજા ખંડમા ૭ લોક છે તેમજ મનુષ્યમા પણ ૭ ચક્ર છે, જે તે તે લોકોની સાથે સંબંધ રાખે છે. (અપૂર્ણ)

# विचित्र स्वयंवर.

લગભગ તેરસો વર્ષ પહેલાં અંગદેશમા સત્યસેન નામનો રાજા રાજ્ય કરતો હતો તે રાજા અન્ધ્ર વંશનો હતો તેના પૂર્વ પુરુષોએ દક્ષિણમાથી આવીને અંગ દેશમાં રાજ્ય સ્થાપિત કર્યું હતુ સત્યસેને ચંપા નગરીમા રાજધાની સ્થાપીને પોતાના રાજ્યને ઉત્તરમાં મિથિલા તથા મત્સ્ય દેશ સુધી અને દક્ષિણમાં ગંગા નદીના સુંદર તટથી કલિંગના સ્થન વન સુધી વધાર્યું હતુ

તે સમય પ્રભાવશાળી બૌદ્ધ ધર્મ અને નિર્વાણોન્મુખ વૈદિક ધર્મના સંઘર્ષણનો હતો તે સંઘર્ષણના પ્રભાવથી તે વખતના રાજાઓને સંસારમા તદ્દા આવતી હતી. પ્રબળ પ્રતાપી રાજા સત્યસેન પણ રાત્રે જાગતો હતો અને દિવસે સુતો હતો જે વખતે સાધારણ જીવો નિદ્રા લે છે તે વખતે સંયમી પુરુષો જાગતા રહે છે. સૌદર્મિ રાજા રાત્રે તાન્ત્રિક વનમા જતા હતા. અને સવારે વહેલા વૈદિક પ્રજાપાઠ સમાપ્ત કરીને નવ વાગતા પહેલા તો સુઈ જતા હતા કોઈકોઈ કહેતા હતા કે તે વખતે આ દેશમાં બૌદ્ધ ધર્મના અભ્યુદયની અસર અફીણના ઘેન જેવી થતી હતી

રાજાના ડરથી આખી પ્રજા થરથર કંપતી હતી સત્યસેનને માત્ર એક પુત્રી સિવાય બીજું કંઈ સંતાન નહોતું તેનું નામ સત્યવતી હતું તે ધનુષ્યબાણ લઈ ઘોડા ઉપર સ્વારી કરતી હતી અને જ્યાં ફાવે ત્યાં ફરતી હતી વન, પર્વત, જંગલ, મરુ સ્થળ અને સ્મશાન વિગેરે સર્વ સ્થળોમા તે ફરતી હતી. નિશાન તાકવામા તે એક્કા હતી પશુ, પક્ષી, સિંહ, વાઘ, ચોર, લુટારા વિગેરે સર્વ તેના મારથી કંપતા હતા.

સત્યવતીનું શરીર કૃશ હતું. તેના ભ્રમર જેવા કાળા કાળા વાળ નિતમ્બથી પણ નીચે લટકતા હતા મોટી અને કાળી આંખોની વચમાં તેની તીક્ષ્ણ દૃષ્ટિ સ્થિર રહેતી હતી. ષોડશગૌરીની સમાન તે ભુવનમોહિની હતી પરંતુ તેના

મૃણાલના સમાન કોમળ હાથ પત્થરથી પણ વધુ કઠોર હતા. ને હરણીની માફક ચપળ અને વાયુની માફક શીઘ્રગામિની હતી.

સત્યવતીના સ્વયંવરની વાત ઘણીવાર કહાડવામા આવી હતી, પરંતુ બધે બધે યોજન સુધી દૂરના કોઇ પણ વીર પુરુષની તેની સાથે પાણિગ્રહણ કરવાની હિંમત ન ચાલી.

કેવળ તે કોઇને પસંદ કરતી નહોતી એટલુંજ નહિ, પણ સાથે સાથે તે સમજતી હતી કે સર્વ લોક ભયાનક, ચોર લંપટ અને લુટારા છે કોઇને તે રાજ્યમાં આવવા કે જવાની મનાઇ નહોતી ગમે તે માણસ ત્યાં ખુશીથી જઇ, આવી શકતુ અને રહી પણ શકતુ પરંતુ વિવાહની વાત થતી નહોતી માત્ર અંગ રાજ્યમા સર્વથી અધિક ભયંકર એ વાત હતી

રાજા સત્યસેન પણ સત્યવતીથી ડરતો હતો બીજા દેશના રાજાઓ અને પ્રજા પણ તેનાથી ભયભીત રહેતા તો પછી તેના લગ્નની વાત તો કરીજ કોણ શકે ? જેથી સત્યવતી કુમારી હતી, અને તેનુ હજુ સુધી લગ્ન થયુ નહોતું.

સત્યવતીને મા નહોતી. માતાના મૃત્યુ પછી પિતાના સઘળા કામનો બોજો તેણે ઉઠાવી લીધો હતો. એવી રીતે આ અપૂર્વ કુમારી એ વખતે રાજકાર્યનો ભાર, યૌવનનો ભાર, સુખ દુ:ખની સ્મૃતિનો ભાર, જ્ઞાનનો ભાર અને ધર્મનો ભાર સહીને પોતાના જીવન માર્ગમા એકલીજ ઉભી હતી

રાજસભાના વિશાળ ભુવનમા આજે ઘણા મંત્રી, મોટા મોટા રાજ્યના અધિકારીઓ અને મિત્ર રાજ્યોના કેટલાક રાજકુમારો હાજર હતા.

સત્યવતી મહારાજના સિંહાસનની પાછળ બેઠી હતી તેના અદ્ભુત અને અપૂર્વ રૂપને એક તરફથી કર્ણ સુવર્ણનો રાજપુત્ર કુમાર નાયકસિંહ ઉચી ગર્દન કરીને જોઇ રહ્યો હતો. નાયકસિંહ સુંદર, સુસજ્જિત અને સુવીર છે. તે મહાના પ્રાપ્તિ મહાનુની ઇચ્છાથી ચમ્પાનગરીમાં આવ્યો છે. તે વખતે એક અઠવાડીઆ પછી અમાવાસ્યા છે, જેથી કાલી પૂજાની વ્યવસ્થા અને નિમન્ત્રણ વિગેરે સંબધી વિચાર થઇ રહ્યો છે

સર્વેની એજ સંમતિ થઇ કે પૂર્વ પદ્ધતિ અનુસાર અંગ દેશમાં કાલી પુજા જરૂર થવીજ જોઇએ

રાજા સત્યસેન બોલ્યા કે, "કુમારી સત્યવતીને પણ પૂછવુ જોઇએ."

સત્યવતી નિષ્કંપ અને સ્થિરદૃષ્ટિથી જમીન તરફ જોઇ રહી હતી અને કોઇ ઉંડી ચિંતામાં ડૂબતી હોય તેમ જણાતુ હતુ ધીરે ધીરે સર્વની આંખો ઝોકાં ખાવા લાગી. રાજા, મંત્રિ અને પ્રજા સર્વને તંદ્રા આવવા માંડી

સત્યવતીના નિદ્રા રહિત નેત્રોને પણ તંદ્રાએ ઘેરી લીધા, અને ઘણો પ્રયત્ન કરવા છતા પણ તેની આંખો મીંચાવા લાગી.

તેજ વખતે આ વિશાળ સભા ભવનનાં દ્વાર ઉપર એક ભિક્ષુક આવીને ઉભો રહ્યો.

૨.

ભિક્ષુકનુ માથુ મુંડાવેલુ નહોતુ તેમ તેના હાથમા કમંડલ પણ નહોતુ. એક સફેદ ચાદર તેના આખા શરીર ઉપર ઓઢેલી હતી જેથી તે બાળક છે કે યુવાન છે, તે પણ ઓળખી શકાય તેમ નહોતુ.

તેની દૃષ્ટિ વૈરાગ્ય પૂર્ણ હતી અને આકાર રહસ્યમય હતો. તેના માથાના વાળે જટાનું રૂપ ધારણ કર્યું હતું. તેના મોતિના જેવા દાંતોની વચમાં મંદમંદ હાસ્યની રેખા ઝળકતી હતી. અને પ્રશસ્ત લલાટમાં ચિંતાની કંઇક કરચલીઓ પડેલી હતી. તેનો રંગ ઉજ્વળ અને પ્રકાશમાન હતો.

ભિક્ષુકે ધીરે ધીરે અંદર પ્રવેશ કરીને કહ્યું, "સર્વનું કલ્યાણ થાવ."

તે શબ્દ સાંભળતાંજ આ વિશાળ ભુવનના હજારો તન્દ્રા પૂર્ણ નેત્રો તેની તરફ જોવા લાગ્યાં

નિદ્રામા એકાએક વિઘ્ન આવી પડતો રાજા સત્યસેને ગુસ્સે થઇને કહ્યું કે: "આ આદમી ચોર છે."

ભિક્ષુકે બને હાથ ઉંચા કરીને કહ્યું કે, "આપનું કલ્યાણ થાવ."

ત્યારે સત્યવતીએ પિતાના કાનમાં કાંઇક કહીને પછી સર્પિણીની માફક ગુસ્સે થઇને તે ભિક્ષુકને પૂછ્યુ કે: "તમે ક્યા રાજ્યની પ્રજા છો ?"

ભિક્ષુક—વિશ્વરાજ્યની.

સત્યવતી—જણાય છે કે તમે કોઇ વ્યપારી ... સો

ભિક્ષુક—કલ્યાણ થાવ.

સત્યવતી—કલ્યાણ કોણ કરશે ?

ભિક્ષુક—જીવ પોતેજ પોતાનું કલ્યાણ કરી શકે છે.

સત્યવતી—હું તમારી પરામર્શ (સલાહ) રૂપ ઋણ લેવા ઇચ્છતી નથી.

ભિક્ષુક—હું ઋણ આપતો નથી પણ દાન કરૂં છું

હું જોઉં છું કે આ વિશાળ રાજ્યમાં શક્તિ પૂજનની તૈયારી થઈ રહી છે કે જે ઘણીજ હિંસક અને ઘૃણિત છે આ સૃષ્ટિની બાલ્યાવસ્થાની અજ્ઞાનજન્ય ક્રિયા સિવાય એમાં કાંઇ બીજું નથી. આપ જ્ઞાનને પ્રાપ્ત કરીને તેનો ત્યાગ કરો.

પ્રધાન મંત્રી બોલ્યો,—"આ કોઇ બૌદ્ધ ભિક્ષુક છે"

સેનાપતિ રૂદ્રનારાયણે કહ્યું કે—"તેને બાંધીને શૂળી ઉપર ચઢાવી દેવો જોઇએ"

સત્યવતી ક્રોધથી ગુસ્સે થઈ ભવાં ચઢાવી બોલી—"કાલી પૂજા જરૂર થશેજ, અને તેમાં સેંકડો તો શું પણ હજારો જીવોનું બલિદાન આપવામાં આવશે. શું તેથી તમને કાંઇ હાનિ છે ? અને શું તમારા જેવા ક્ષુદ્ર પુરુષોમાં તેને રોકવાની શક્તિ છે ?"

રાજા આ સાભળી ઘણો જ પ્રસન્ન થઇને હસવા લાગ્યો. લોકો માનતા હતા કે સત્યવતી કાલી પૂજાના વિષયમાં વિરોધ જાહેર કરશે, પરંતુ જોયું કે એકાએક આ માણસના આવવાથી તેનો વિચાર બદલાઈ ગયો. કારણ કે એવી રીતે ઉલટો હુકમ કરવાનો સત્યવતીનો સ્વભાવ હતો

ભિક્ષુક ઘણોજ અભિમાનની સાથે ઉચ્ચ હાસ્ય કરીને સત્યવતીના પ્રજ્વલિત નેત્રોની તરફ સ્થિરતાથી જોવા લાગ્યો અને બોલ્યો, "રાજકુમારી આ વખતે હું તમને જ રાણી સમજું છું કહો, કેટલા હજાર બલિદાનોથી તમો તૃપ્ત થશો ?"

સત્યવતી—"તું દેવ દ્વેષી અને દુરાચારી છે એથી પ્રથમ તો હું પહેલા તારૂંજ બલિદાન આપીને તૃપ્ત થઇશ"

ભિક્ષુક—જો આ ક્ષુદ્ર જીવના બલિદાનથી તમારા અને તમારી પ્રજાના હૃદયમાં કરૂણાનો સંચાર થયો હોય તો હું તૈયાર છું કેમ કે દૈવીય પ્રકૃતિની સંહાર શક્તિને રોકવાનું બળ મારામાં નથી, તો પણ જો પ્રકૃતિ ચાહે તો તે જાતે તેને રોકીને સંસારને આનંદમય બનાવી શકે છે એથી જ હું તેને ઉત્તેજિત યા ઉદ્દીપન કરવાને માટે તૈયાર છું

સત્યવતી—"કયા ઉપાયથી ?"

ભિક્ષુક—કેવળ નિમિત્ત બનીને અર્થાત સેવા કરી, જ્ઞાનનો પ્રચાર કરીને અને સંયમની શિક્ષા આપીને. કુમારી, આ વિશાળ રાજ્ય પતનોન્મુખ થઇ રહ્યું છે. જ્યારે રાજાના હૃદયમાં દયા નથી અને તે કોઇને પણ આત્મ ત્યાગ કરવાનું શીખવાડતા નથી ત્યારે તમે નક્કીજ સમજજો કે એક રાજા મરીને હજારો રાજા થઇ જશે અને દેશમાં રાષ્ટ્ર વિપ્લવ થઈ જશે. જ્યારે ધર્મની બળતી આગ રાજસિંહાસનથી ભ્રષ્ટ થઇને અન્ય આધારને ગ્રહણ કરે છે અને આ મહાન વિપ્લવની વખતે, કરુણા, સ્નેહ, પવિત્રતા, સામ્ય, શાંતિ અને પ્રીતિ આદિ સદ્‌ગુણો, હોતા નથી, ત્યારે તેમાં સર્વ-ભંગ થઇ જાય છે આ મહાન રાજ્યમાં પાપનો પ્રવેશ થઇ ચૂક્યો છે અહીં મદ્ય માંસનું શ્રાદ્ધ અને સનાતન ધર્મનું સત્યાનાશ કરવામાં આવે છે, તથા નિ:સહાય અને મૂંગા પ્રાણિઓનું બલિદાન આપીને પાપને ઉત્તેજન આપવામાં આવે છે. કુમારી, કાલી પૂજાની કેવી રીતે પ્રતિષ્ઠા કરવી તે આ મર્ત્યલોક વગર સમજે ઘોર તામસિક વૃત્તિને પોતાની તરફ ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યા છે તમારે આ જીવ બલિની જગ્યાએ આત્મબલિની શિક્ષા આપીને પૂજા પ્રતિષ્ઠા કરવી જોઇએ આત્મબલિ એજ સાચી કાલી પૂજા છે. આ બૌદ્ધ ભિક્ષુક પણ તમારી એ પૂજાનો પ્રસાદ લઇને ખાઈ શકશે.

આ વાત સાભળતા સાભળતા ઘણા લોકો કંપી ઉઠવા લાગ્યા, રાજા સાહેબના પણ તેવા પહેરેલા નંબર હતો. સત્યવતીએ કહ્યું,—"આ માણસ ગાંડો છે, તેને દેવદત્ત પુજારીના ઘરમાં કેદ કરીને રાખો"

૩

વૃદ્ધ દેવદત્ત પુજારી ઘોર શાક્ત મતનો હતો. તેને એક વામનદાસ કરીને પુત્ર હતો તેની ઉમ્મર લગભગ ૧૫ વર્ષની હતી. તે એક પીપળીના ઝાડ નીચે બેસીને વેદ પાઠ કરતો હતો. તેની વૃદ્ધ માતા

હરિ નામની માળા જપ્યાં કરતી હતી પુજારીના ઘરમાં આ ત્રણ જણ વગર એક સુલક્ષણા નામની છોકરી હતી

સુલક્ષણા દેવદત્તની કન્યા છે, પરંતુ કેવી કન્યા છે; તેની કોઇને ખબર નથી કેટલાક લોક એવું કહે છે કે તે કોઈ ક્ષત્રિયની કન્યા છે. તે જ્યારે નાની હતી ત્યારે દેવદત્ત તેને મિથિલાથી લઈ આવ્યા હતા કોઈ વળી એવું કહેતા કે એક વખતે દેવદત્ત માઘ પૂર્ણિમાના મેળામા ગયા હતા ત્યારે તેને ત્યાં ગંગા નદીના કિનારે એકલી પડેલી જોઈ ઉપાડી લાવ્યા હતા સુલક્ષણાની ઉમર તે વખતે સત્તર વર્ષની હતી

સુલક્ષણા ઘણીજ સુંદર છે તેનું મુખ કમળ સદા પ્રફુલ્લિત રહે છે ઘરના કામકાજમા પણ તે ઘણી ચતુર છે. સેવા સુશ્રુષા કરવી એજ તેનું વ્રત છે. તે વનમાંજ તેનુ જીવન અને યૌવન વર્દ્ધિત અને પાવન થયું છે

સેનાપતિ રૂદ્ર નારાયણસિંહ હાથમાં ઉઘાડી તલવાર લઇને દેવદત્તને ઘેર પહોચ્યા. સાથે કેદી તરીકે ભિક્ષુક પણ હતો,

દેવદત્ત તેને જોઇને બહાર આંગણામાં આવી ઉભો રહ્યો.

સેનાપતિએ કહ્યું કે, "રાજકુમારી સત્યવતીએ હુકમ કર્યો છે કે આ બૌદ્ધ ભિક્ષુકને આપને ત્યાં સાત દિવસ સુધી કેદમાં રાખવો"

દેવદત્ત—"તેને વાસ્તે કોઈ પહેરેદાર રાખશો ને?"

સેનાપતિ—"ના"

દેવદત્ત—તો તો ઘણીજ મુશ્કેલી પડશે કદી કોઈ નાશી જશે તો?"

સેનાપતિ—"જો નાશી જશે તો તેની સાથે આપનું આ જટાધારી મસ્તક પણ ચાલ્યું જશે. તેથી તેને કોઈ પણ રીતે આપના તંત્ર મંત્ર બળથી બાંધી રાખજો."

એમ કહીને સેનાપતિ ચાલ્યો ગયો. દેવદત્તે ભિક્ષુકની તરફ જોયુ તે દેવતુલ્ય સુંદર યુવકની મૂર્તિ જોઇને તેને વિશ્વાસ બેઠો કે આ ભિક્ષુક નાશી જાય તેવો માલુમ નથી. તે પછી તેણે કાંઇક વિચાર કરીને બુમ પાડી કે,—"સુલક્ષણા"

સુલક્ષણા ઝરોખામા જોઇ રહી હતી. તે તુરતજ બહાર આવીને માથુ નમાવી બોલી, "કહો શી આજ્ઞા છે?"

દેવદત્ત—"આ બૌદ્ધ ભિક્ષુકને રાજકુમારીના હુકમથી સાત દિવસને માટે આપણે ત્યા કેદ રાખવામા આવશે જેથી તેની દેખરેખ રાખવાનો ભાર હું તને સોપુ છુ."

સુલક્ષણાએ હસીને કહ્યું,—"સારૂં, પણ કદી નાશી જાય તો?"

દેવદત્ત—"એ વામનદાસના જેટલું દોડી શકશે નહિ, તેને જરા મારી પાસે બોલાવ."

પિતાની આજ્ઞાથી વામનદાસે રાત્રે પહેરો રાખવાનુ કબુલ કર્યું, અને દિવસની દેખરેખનો ભાર સુલક્ષણા ઉપર રહ્યો

ભાઈ અને બેનને ભિક્ષુકની દેખરેખનો ભાર સોપીને દેવદત્ત મંત્ર જપવાને માટે ઘરમા ગયો અને વામનદાસ વેદ ભણવા બેઠો સુલક્ષણા હિંમત રાખીને ભિક્ષુકની સામે ઉભી રહી અને બોલી, "હું તમને શું કહીને બોલાવુ?"

ભિક્ષુક—"કુમારી હું તારો હાથ જોવા ઇચ્છું છુ."

સુલક્ષણાએ આદર પૂર્વક પોતાની હથેળી તેની આગળ ધરી ભિક્ષુક તેને સારી રીતે જોઇને વિસ્મય પામ્યો. જાણે તેને કોઇ જુની વાત, કે જુની સગાઈ કે કોઈ છુપી સ્મૃતિ યાદ આવી ગઇ હોય તેમ જણાયુ તેણે ઘણુજ દુ:ખ પૂર્ણ સ્વરથી કહ્યું,—"અભિતાપ?"

સુલક્ષણા—"તમે એ શું કહ્યું?"

ભિક્ષુક—"તમે મને શરણ ભૈયા, કહીને બોલાવજો."

સુલક્ષણાએ આશ્ચર્ય પામીને કહ્યું, "શું તમે મારા શરણ ભૈયાને ઓળખો છો?"

ભિક્ષુક—"કદી જાણતો હોઉં તો શું આશ્ચર્ય છે?"

સુલક્ષણા—"હુ તેને સ્વપ્નમાં જોયા કરૂં છુ ગંગા નદીની ઉત્તરે હિમાલયથી ઢંકાયલુ એક અરણ્ય છે. સીતાનો જન્મ ત્યાં થયો હતો. તે વન ઘણું જ સુહામણુ છે ત્યા સોનેરી પક્ષી જ્યાં ત્યાં વૃક્ષો ઉપર ઉડી રહ્યા છે અને ઋષિઓના જેવા સરલ સ્વભાવનાં મનુષ્યો ત્યાં નિવાસ કરે છે તેજ વનમાં મારો શરણ ભૈયા રહે છે"

ભિક્ષુક—"નહિ હું તે વનમા રહેતો નથી તે વન તો વખતે વાઘ અને રીંછોથી ભરેલું છે હું એક બૌદ્ધ ભિક્ષુક છું અને દેશે દેશમા ધર્મનો પ્રચાર કરતો ફર્યા કરૂં છું."

સુલક્ષણા—"પણ એ નવાઈ જેવી વાત છે કે તમારૂં અને મારા ભાઇનું નામ એક મળી ગયુ છે મારો શરણુ લીધા તો ભિક્ષુક નથી પણ રાજ પુત્ર છે"

ભિક્ષુક—"સ્વપ્નાના રાજપુત્ર કરતાં જાગૃતાવસ્થાનો ભિક્ષુક સારો કેમકે તમારો આ ભાઈ સત્ય છે અને તે સ્વપ્નનો ભાઇ મિથ્યા છે. સુલક્ષણા બ્હેન, તમે સ્વપ્નને છોડીને સત્યનું અવલંબન કરો."

સુલક્ષણા મંત્ર મુગ્ધ સરખી થઈ રહી. તેણે સ્નેહ પૂર્ણ સ્વરે કહ્યું, "ઠીક"

૪

રાજ્યના ખજાનચી લાલા કિશન પ્રસાદે મનમા ને મનમાં ધાર્યું કે રાજકુમારી સત્યવતીની આ અદ્ભુત આત્મામા કાંઈ ને કાંઇ ગુઢ આશય હોવોજ જોઇએ. એક સુપુરુષ યુવાને સુલક્ષણા જેવી સુંદરી યુવતીને ઘેર કેદ કરવાની કૂટનીતિને લાલાસાહેબ જરૂર સમજી ગયા. લાલાસાહેબ ક્ષત્રિય છે. જુના વખતમા કેટલાક ક્ષત્રિયો યુદ્ધવ્યવસાય છોડીને લખવાનું કામ કરવા લાગ્યા હતા તે પછી તે લોકોની નવું નામ કાયસ્થ પડી ગયુ એ પ્રમાણે લાલાસાહેબ પણ કાયસ્થ હતા. તેની ઉમ્મર આ વખતે ત્રીસ વર્ષની હતી પરંતુ હાલ સુધી તેનો વિવાહ થયો નહોતો શક્તિની રોજ પૂજા કરે છે તેનો રંગ કાળો છે તે સમજતો હતો કે રંગ કાળો હોવા છતા પણ હું સુંદર છું શરીરના ઠાઠમાઠ અને કપડાં લત્તા ઉપર તે બહુજ ધ્યાન રાખતો હતો છાનામાના હસવુ, ચોરી કરીને શિર જોરી કરવી, વાતોમા જમીન અને આશમાન મેળવી દેવા એ પોતાના સ્વભાવ સિદ્ધ ગુણ હતા. રાજ્યમા તે એકજ પરાક્રમી વીર છે એમ તે માનતા હતા. અને ધનદોલત પણ સર્વ પોતાના હાથમાં રહેતી હતી એથી લોકો તેને સેનાપતિ અને મંત્રીના કરતા પણ વધુ માનતા હતા પોતે રાજકુમારી સત્યવતી સિવાય બીજા કોઈની બીક રાખતા નહિ. કેમકે પોતાની શક્તિ, બુદ્ધિ, ચાલાકી આદિ સર્વ તેની આગળ નકામા હતાં

લાલા કિશન પ્રસાદ દેવ દત્તની પડોશમાંજ રહેતો હતા. સુલક્ષણાનું અપૂર્વરૂપ અને વિમલ ચરિત્ર જોઇને પોતાનુ મન પોતાના હાથમાં રહ્યું નહિ. પરંતુ જેના કુલ અને શીલની કાંઈ ખબર નથી એવી યુવતીની સાથે વિવાહ કરવો એ મારી પ્રતિષ્ઠાની વિરૂદ્ધ છે એવો વિચાર ન કર્યો. પોતે અંતે એ નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે સુલક્ષણાનું હરણ કરીને તેની સાથે ગાંધર્વ વિવાહ કરી લેવો

લાલાસાહેબે ઘણી મુશ્કેલીથી સુલક્ષણાના હૃદયમા એક શરત્કાલના વાદળના ટુકડાની સૃષ્ટિ રચી છે. સુલક્ષણા ધારતી હતી કે કિશનપ્રસાદ મને ચાહે છે. જ્યારે પોતે તેનો એ અભિપ્રાય જાણવાની ઇચ્છા કરી, ત્યારે પોતાના ચિત્ત ઉપર એક આશાની રેખા એ ચાઈ ગઇ થોડા દિવસથી એ રેખા એક પ્રકારના આંદોલનથી આખા હૃદયમા વ્યાપી ગઇ અને પછી એટલી પ્રબળ થઈ પડી કે એક દિવસે તેણે સુલક્ષણાને એકલી જોઈ, ત્યારે તેણે પોતાના નિઃસ્વાર્થ અને હતાશ પ્રેમનો પરિચય દેખાડીને રડવા લાગ્યો । અને તેને કહ્યું કે "જો મારૂં તમારી સાથે લગ્ન નહિ થાય તો આ સંસારનો ત્યાગ કરીને કોઈ અજ્ઞાત તીર્થ પર જઇને મરી જઈશ. અને પછી ભૂત થઈશ" આ પ્રમાણે ભૂતની બીકથી અને કરુણાથી અભિભૂત થઈને તે દિવસે સત્યવતીએ કહ્યું કે, "ઠીક, આપ એ વાત પિતાજીને કહેજો"

લાલાસાહેબ પોતાનો મનોરથ સિદ્ધ થવાની આશાથી આજકાલ ખૂબ બણી ઠણીને રહે છે, પરંતુ એટલામા વચમાંજ આ બખેડો જાગી ઉઠ્યો તેમણે જોયુ કે બખેડાની સન્મુખ બૌદ્ધ ભિક્ષુક અને પાછી રાજકુમારી સત્યવતી ઉભી છે

ચતુર કિશનપ્રસાદે જ્યા ત્યા એવી ગપ ઉડાડી કે, "બૌદ્ધભિક્ષુક મહાન યોગી છે તેના યોગ બળની પ્રશંસા થઈ શકે તેમ નથી" અને આ વાત ફેલાતાં ઘણાં સ્ત્રી અને પુરુષોનાં ટોળે ટોળાં દેવદત્તને ઘેર આવવા લાગ્યા. તે ઉપરાત લાલાસાહેબ કદી કદી તક આવતા સુંદરી કુમારિકાઓને સન્યાસિઓના વેષમાં અને રૂપવતી વેશ્યાઓને ગૃહસ્થોની કન્યાઓના વેષમાં પણ ત્યાં મોકલવા લાગ્યો. તેનો વિચાર એવો હતો કે કોઈ પણ રીતે ભિક્ષુકને વિચલિત કરી દઉં, પરંતુ તે

સર્વ મનોરથ વિફલ થયા. બૌદ્ધ ભિક્ષુકના અજેય હૃદય-દુર્ગનો એક ચાંગ પણ વિચલિત ન થયો. લાલાજીની જુઠી ગપ સાચી થઇ ગઇ. તેનું અમીમ કરૂણામય મુખ જોઇને અને તેની સ્નેહમયી વાણી સાંભળીને સેંકડો સ્ત્રી પુરૂષો બૌદ્ધ ધર્મને ગ્રહણ કરવા લાગ્યા આ વાત ધીરે ધીરે રાજકુમારીના કાન સુધી પહોંચી ગઇ કૃષ્ણ ત્રયોદશીની સંધ્યા કાળે તેણે સેનાપતિને આજ્ઞા આપી કે, "કિશન પ્રસાદને આ વખતે મારી આગળ લઇ આવો".

અપૂર્ણ.

# શાંડિલી અને સુમના.

સ્વર્ગની અગ્નિશિખાની માફક જ્યોતિર્મયી શાંડિલી જ્યારે સ્વર્ગમા સતી કુંજના સ્વર્ગદ્વાર પર આવી પહોંચી, ત્યારે સ્વર્ગની સર્વ સતીઓ તેની પ્રાર્થના કરવાને માટે તે જગ્યા પર આવી ગૌર, શ્વેત, શ્યામ, કૃષ્ણ વર્ણવાળી સ્ત્રીઓએ તેને ઘેરી લીધી ધારો કે હાલતી ચાલતી લાલ, નીલી, શ્વેત સ્ત્રીઓએ લક્ષ્મીને ઘેરી લીધી તે કેવો સુંદર દેખાવ હતો ધારો કે ચારે બાજુ અસંખ્ય તારા અને વચમા મૂર્તિમતી ચન્દ્રપ્રભા હતી કોઈ સતીએ કલ્પ વૃક્ષના ફુલોની માળા લાવી ગળામાં પહેરાવી દીધી. કોઈ સતી માથાના ચોટલામા ફુલ લગાડવા લાગી, કોઈ સતી ચંદન કેસર આદિ જળ શરીર પર છાંટવા લાગી, કોઇ સતી અમૃતનુ પાન લાવી મોઢા સામું રાખી ગઇ શાંડિલીનીએ સોનેરી પાલખી સહિત પોતાની ચમકથી સતી કુંજને પ્રકાશીત કરતા અંદર પ્રવેશ કર્યો. સતી કુંજની અંદર હીરા મોતીથી જડેલા સોનાનુ સિંહાસન શાંડિલીને બેસવાને માટે તૈયાર હતું દેવરાજ ઇંદ્રની પટરાણી શચી, કમળદળ વિહારિણી લક્ષ્મી અને કામ પ્રિયા રતિએ આવી સતીની સ્તુતિ કરી હાથ પકડી તે તૈયાર કરેલ સિંહાસન પર આદરમાન સાથે બેસાડી શાંડિલી અસાધારણ પતિવ્રતા, સાચા સદાચાર વ્રતની દીક્ષિતા અને સાચી શિક્ષા પામેલી આદર્શનારી હતી રૂપ, ગુણ, સ્વભાવ, વિદ્યા, વિનય, આચાર, અનુષ્ઠાન, ધર્મ કર્મ અને દયા આદિમા મનુષ્ય માત્રને અનુકરણ કરવા યોગ્ય હતી

સુમના નામની એક દેવલોકવાસી સતીએ આવી શાંડિલીના ચરણોમા માથુ નમાવી પ્રણામ કર્યાં

શાંડિલીએ સંકોચાઈને પગ ખેંચી લીધા અને સુમનાને પોતાની છાતી સાથે ચાંપી સુમનાએ પુછ્યુ, હે દેવિ! તમે સતી કુળમા શિરોમણી છો જેથી જ આજ સતી કુળમા રાણી થયા છો. હું સખીઓની માફક તમારી સાથે પ્રેમ રાખીશ, દાસિઓની માફક તમારી સેવા કરીશ, તમારા ઉપદેશથી મારા જીવનને કૃતાર્થ કરીશ સર્વ સતીઓ તમારી આજ્ઞામા ચાલશે, અને તમારી સાથે રહી સર્વ કૃતાર્થ થશે કહો દેવિ! શુ પુણ્યથી તમે કર્મફળને કાપી નાંખ્યા? અને કયા ધર્મ અને સદાચારનુ પાલન કરી સર્વ પાપનો નાશ કરેલી મૂર્તિની માફક વિમાનમાં ચઢી આકાશ માર્ગને પ્રકાશિત કરતા કયા ગુણથી તમે સતી કુંજની રાણી થયા છો? તમે શુ તપશ્ચર્યા, શુ દાન, અથવા શું એવાં આકરાં તપ કરેલા છે તે બતાવો, તે સાંભળી હું મારા જીવનને કૃતાર્થ કરવા ચાહું છું

શાંડિલીએ જવાબ દીધો કે પ્રિય સખી! મને એવું કાંઈ યાદ આવતુ નથી કે મે એવું કોઇ વિશેષ પુણ્યકર્મ, બહુ ભારે ધર્મ કર્મ અથવા કોઈ આકરા તપ-જપ કરેલાં હોય. હું દુર્બળ અબળા તપશ્ચર્યા શું કરી શકુ? દરિદ્ર ગૃહસ્થની સ્ત્રી હતી, જેથી દાન દેવાને ધન ક્યાંથી લાવુ? હું નથી જાણતી કે હું કોઈ પુણ્યથી અથવા કોઈ ગુણથી સ્વર્ગમા આવી હઉં, હું નથી જાણતી કે, કોના બળથી હું સતીકુંજની રાણી થઇ

સુમનાએ કહ્યું—હે દેવિ! પોતાને મોઢે પોતાના પુણ્યનાં વખાણ ન કરવા એ સત્ય છે ધર્માનુષ્ઠાનનો ઢોંગ ન કરવો એ યથાર્થ છે. પરંતુ શુ આ કારણથી તમે તમારૂં સ્વરૂપ નહિ બતાવો? તમે પુણ્ય કરેલા છે કે પાપ કરેલ છે, તેનો વિચાર

કરવાનું તમારે પ્રયોજન નથી તમે ફક્ત એટલુજ જણાવો કે તમે ક્યા કર્મ કરેલા છે, તમારૂં જીવન કેવી રીતે પસાર કર્યું છે? સંસારમાં કેવી રીતે રહ્યાં છો? આ બિના નહિ જણાવો તો તમારી માર-ફત સંસારની સ્ત્રીઓનો ઉપકાર કેમ થશે? આ પુણ્યમયી જીવન-કથાથી—આ આદર્શચરિત ગાથાના પ્રચારથી આપને તો હાનિ-લાભ નથી, પરંતુ સંસારના સ્ત્રી-પુરૂષનો થોડો ઘણો લાભાલાભ છે, અને તમારો પણ હાની-લાભ કેમ નથી? યશને અમૃત છે, અને યશજ અવિનાશી છે. યશને લીધે સ્ત્રી-પુરૂષ મરી ગયેલા હોય તોપણ જીવતા જણાય છે કીર્તિ યુક્ત શરીરજ પવિત્ર, અવિ-નાશી અને સ્વર્ગીય છે જે શુભ, નિર્મળ અને અવિનાશી યશને નથી ચાહતા, તે ગૌરવશૂન્ય—બુદ્ધિ-હીન,આ લોકની ક્ષમ વાસનાઓમાં મુગ્ધ સ્ત્રી પુરૂષનું જીવન તુચ્છ અને નિન્દા લાયક છે સાભળો દેવિ! તમારા ચરિત્રની કથા સાંભળવાને આજ સર્વ સતીઓ ઉત્કંઠીત થઈ રહી છે. ઈંદ્રાણી, લક્ષ્મી અને રતિ સુદ્ધાં ઉત્કંઠીત છે.

શાંડિલીએ જવાબ દીધો કે, હે પ્રિય વદની! નિશંક પ્રિય વચનને લઈનેજ તમે આ સ્વર્ગ-લોકને જીતી લીધેલાં છે—આ મની કુંજમા રહ્યાં છો મારા તુચ્છ જીવનની હકીકત સાભળવા ઇચ્છા છે, તો સાંભળો. મે ભારતવર્ષમા સુજલ, સુફલ, મલયજ શીતલ, આર્યાવર્તની ભૂમિમા જન્મ લીધેલો છે. સમગ્ર કુળનો ઉદ્ધાર કરનાર ભાગીરથી સાથે બાળકપણું વિતાવેલુ છે ભરજુવાનીમા પતિ દેવના ચરણકમળમાં મસ્તક રાખી નાશવન્ત શરીરને એજ ભાગીરથીએ સ્મશાનમાં રાખેલુ છે હું દરિદ્ર બ્રાહ્મણની સ્ત્રી હતી, જેથી સકળ ધર્મનું અનુષ્ઠાન તો ક્યાંથીજ કરી શકું? ગરીબ દરિ-દ્રોની સેવા કરવાનું સામર્થ્ય સાગમાં ક્યાંથી હોય? ગૃહસ્થના કામધંધાથી અવકાશ પણ મળતો નહિ જેથી ધર્મ-કર્મમા મન ક્યાંથી લગાવુ? એ પ્ર-માણે મે મારી શક્તિ પ્રમાણે પતિસેવા પણ કરેલી છે, શરીર-મન અને વાણીથી એમના ચરણમાં મન રાખેલું છે એમના ગૃહસ્થને માથા પર રાખી, એમની સુખ સ્વચ્છન્દતાને મારા જીવનની સા-ધના કરીને તથા એમના ચરણને ઇષ્ટ દેવનું સિંહાસન માનીને મે મારી જીવનયાત્રાનો નિર્વાહ કરેલો છે.

સુમનાએ કહ્યું કે, હે દેવિ! નારી જીવનનો એ તો શ્રેષ્ટ ધર્મ છે. સતી સ્ત્રીને માટે પતિ એ તો દેવતા છે પતિ સેવા એ તો તપશ્ચર્યા છે પતિને સંતુષ્ટ રાખવા એ જીવનની સાધના છે. શરીર-મન અને વાણીથી પતિના ચરણમા ધ્યાન, રાખીને પતિના ગૃહસ્થાશ્રમનો ભાર પોતાને માથે લેવો,પતિના સુખ દુ:ખમા ભાગ લેવો, એ તો સતીનો ધર્મ છે બતાવો દેવિ! તમે ક્યા પ્રકારે પતિની સેવા કરતાં હતા? કેવી રીતે સંસારયાત્રાનો નિર્વાહ કરતા હતા?

શાંડિલીએ જવાબ દીધો, કે હે ચારુહાસિની! હું માથે જટા રાખી, ભગવાં વસ્ત્ર પહેરી, ભસ્મ લગાવી તપસ્વિની નહોતી બની! પતિનુ ઘર એજ દેવમંદિર હતું પતિનું ચરણ એજ મારા માટે મોટુ તીર્થ હતું, હું અન્ય દેવમંદિરને મોટુ સમ-જતી નહિ, બીજા તીર્થ સ્થાનપર જવાની મને વધારે રૂચી નહોતી પતિજ મારા દેવતા હતા, પતિજ મારૂં સર્વસ્વ હતું, હું એ પતિરૂપી પર-મેશ્વરનોજ સંગ કરતી હતી. પતિની શય્યા મારા માટે સિંહાસન હતું પતિનું રસોડું મારા માટે યજ્ઞવેદી હતું, પતિનો ગૃહસ્થાશ્રમ એજ મારા માટે સ્વર્ગ હતું, પતિનું ઘરમારૂ ક્રિડામંદિર, ફરવાનો બ-ગીચો અને શાન્તિ મળવાનું ઠેકાણું હતુ સ્વ-પ્નમાં, આહાર-વિહારમા પતિનું ધ્યાન એજ મારી જપમાળા હતી પતિને સુખ, સંતોષ પહોંચાડ-વાને માટે મારો દેહ, ઇન્દ્રિઓ અને પ્રાણ હમેશાં સાવધાન રહેતા પતિના પરિવારને હું પતિથી જુદા સમજતી નહિ મારૂ મન હમેશાં પતિના ચરણકમળમાંજ લાગ્યું રહેતું હતું, પરંતુ બહા-રથી મારૂં ધ્યાન પતિદેવના સંસારની ઉપર રહેતું હતું હું પતિદેવના ધ્યાન અને આરાધનામા આ-તરિક દૃષ્ટિથી હમેશાં સહાય કરતી હતી, જેથી ગૃહસ્થના કોઇ કામમાં બેપરવાઇ અને અસાવ-ધાની દેખતી નહોતી. પતિ સંતોષ એજ મારા જીવનની સાધના હતી. સાસુ સસરા, દેરાણી જે-ઠાણી, નણંદ, દિયર, છોકરા આદિને પ્રસન્ન ર-ખવા એ પતિને સંતુષ્ટ રાખવા બરાબર હતુ પતિનાં માતા પિતા એજ મારાં માતા પિતા હતાં પતિના ભાઇ-બહેન એજ મારાં ભાઇ-બહેન હતાં પતિના ગુરૂ અને સ્નેહીજન મારા

ગુરૂ અને સ્નેહીજન હતા હું શાન્તિ અને પ્રેમ ભાવનાવાળા બનાવી રાખવાનું પૂર્ણ ધ્યાન રાખી ગૃહસ્થાશ્રમને ચલાવતી હતી એ ઠીક છે કે હું પતિના માનથી માનવતી, સ્વામીના સૌભાગ્યથી સૌભાગ્યવતી અને પતિ ભક્તિના બળથી ભક્તિવાળી હતી, પરન્તુ તેથી હું માનની તરફ ઢળી જતી નહિ, મારા સૌભાગ્યની બડાઇ કરતી નહિ, ભક્તિના ગર્વથી હું મદમાં ફરતી નહિ. સ્વામી મારા પ્રત્યે પ્રેમ રાખતા, સાસુ સસરા મને પોતાની દીકરી સમાન ચાહતા હું પણ તેમને તેમ જ દેખતી હતી તેઓ સર્વ પણ મારી સાથે એવોજ વ્યવહાર કરતા હતા નણંદ મને પોતાની સખી સમાન પ્રેમભરી દૃષ્ટિથી જોતી હતી દિયરને હું મારા ભાઇઓથી પણ અધિક ચાહતી હતી તેઓ મને ભાભી ભાભી કહી બોલાવતા અને માતાથી પણ અધિક મારી ભક્તિ કરતા ભલાઇ બુરાઇ સર્વ મ્હારા ઉપર હતું. પતિનો પ્રેમ, સાસુ સસરાનો આદર, નણંદોનો ચોખ્ખો વ્યવહાર, દિયરોની ભક્તિ અને દાસ દાસિયોની શ્રદ્ધા એ સર્વ આપણા વ્યવહારને આધિન છે, દર્પણમાં મોઢું જોવાની સમાન છે હું જેવી દેખાઉં, તેવોજ બીજા દેખે હું જેવો વ્યવહાર કરૂં તેવોજ વ્યવહાર બીજાથી મળે એ સંસારનો નિયમ છે

પતિ મારી પૂજાની સામગ્રી હતા, રોવવામાં ખીલવનારા, પ્રેમના સખા, અને મારી જીવનના સાથી હતા એમના સુખે હું સુખી, અને દુઃખે દુઃખી હતી. એમના જીવને સંતોષ એજ મારા જીવનની શાન્તિ હતી હું મારી સુખ શાન્તિને કદી પતિની સુખ શાન્તિથી જુદી સમજતી નહિ. પછી મારૂં તારૂં ક્યાં? આપણા વ્યક્તિત્વનો ત્યાગ કર્યા વગર પતિના ચરણમાં વાસ્તવિક આત્મસમર્પણ પણ થઇ શકતો નથી. જ્યાં સુધી સ્વાર્થનો પુરેપુરો ત્યાગ ન થાય ત્યાં સુધી સ્ત્રી પતિ પ્રેમની અધિકારી થતી નથી

કુટિલ ભાવનો આશ્રય લઇ મે ગૃહસ્થ ધર્મનું પાલન કરેલું નથી હું ગૃહધર્મને અમલ ધર્મની બીજી મૂર્તિ સમજતી માતાપિતાની સેવા અને ભક્તિ કરવી એ સંતાનનો મોટો ધર્મ છે પતિની થઇ મે તે મહાધર્મનું પાલન કર્યું હતું મારા પતિદેવ આજીવિકા ઉપાર્જન કરવામાં જ મશગુલ રહેતા હતા ઘરડાં માતાપીતા, સ્ત્રી, નાના નાના બાળક, અસહાય નણંદ, અસમર્થ દિયેર વગેરેની સંભાળ રાખવાનો તેમને વખત નહોતો તેઓ સર્વની સંભાળ રાખવાનો સર્વ ભાર મે મારા ઉપર લીધો હતો સાસુસસરાને કોઇ પ્રકારનું કષ્ટ ન થાય, તેને માટે હમેશાં હું સાવધાન રહેતી કોઇ પ્રકારે તેમનું મન ન દુખાય, તેની હું હમેશાં કાળજી રાખતી

– નણંદોને બહેનો સમાન સમજતી. સખીની માફક તેમને મનની વાત કહેતી સુશમિજાજથી દાસીની માફક તેમની સગવડતા સાચવતી અતિથિ બ્રાહ્મણ વગેરેનો આદર સત્કાર કરવામાં મે કદી આળસ કરેલી નથી. દેવપૂજામાં મે કદી ઉદાસીનતા અથવા અભક્તિ બતાવી નથી. પતિ મારા પ્રત્યક્ષ જીવતા દેવતા હતા. તેમનાથી જૂદા માનીને હું દેવમૂર્તિયોની પુજા કર્યા કરતી હતી

પ્રાતઃકાળમાં સ્વામી જાગ્યા પહેલાં જાગતી, પતિના ચરણની રજ માથે લગાવી શયનગૃહથી બહાર નીકળતી ઘરના માણસોને હું સ્વામિની ગહારની જડમૂર્તિ સમજતી હતી તેમની સેવાથી હું સ્વામિનીજ સેવા થયાનું સમજતી. ઘરના માણસનું કામ તેજ પતિદેવનું કામ સમજી હું ઉત્સાહપૂર્વક કરતી. ઘરમાં કોઇ જાતની ગરબડ ન થાય, તેની હું બહુ વિચારપૂર્વક સંભાળ રાખતી જો સ્ત્રીઓ વિચારપૂર્વક ઘર ખર્ચ ન કરે, અને સંભાળ ન રાખે તો ઘરના માણસો લક્ષ્મી વગરના થઇ જાય છે (અપૂર્ણ.)

---

### ઉપદેશ અસાધ્યત્વ. દોહરો.

દર્દ થાય ઉપદંશનો, કરે ન મુર્ખ ઉપાય,
અત્યંત રતી સંગથી, સોથ શિશ્ન પર થાય.
શરીર માંસ શિશ્ન ગળે, અસ્થિ બહાર દેખાય
એમી ઉપદંશ થાય છે, અસાધ્ય તેહ ગણાય.

[જુવો પાન ૨૮]

# વિવિધ-વિષય.

**વડી ધારાસભા.** તા. ૨૦મીએ દિલ્હીમાં સર જ્યોર્જ લાઉન્ડસના પ્રમુખપદે વડીધારા સભાની બેઠક તા. ૨૦ મીએ મળી હતી તેમાં સર દીનશા વાચ્છા, મી મઝરૂલ હક, મી ઝુલ્ફીકાર અલીખાન, અને મહમુદાબાદના રાજા પણ હતા. પછીથી નાણાંની ધીરધારને લગતો ખરડો, હિંદમાંથી નિકાશ થતી ગળી ઉપરના વેરાનો ખરડો, બે આનાનો નિકલનો સિક્કો દાખલ કરવાનો ખરડો રજુ કરવાના ઠરાવ પસાર થયા હતા તે પછી દારૂની સંપૂર્ણ અટકાયતનો ઠરાવ મી. શર્માએ મૂક્યો હતો તેની સંમત્તિમાં પંડિત મદનમોહન માલવિયા સર દીનશાહ વાચ્છા વિગેરેએ ટેકો આપ્યો હતો પણ મત લેવાતા ઠરાવ ઉડી ગયો હતો. તે પછી તા ૨-૨-૧૮ ના રોજ ફરી ધારા સભાની બેઠક મળી હતી તેમાં જંગલના કાયદામાં સુધારો કરનારો ખરડો પાસ થયો હતો, તે પછી એડન ફોજદારી ન્યાયનો ખરડો પસાર થયો હતો તે પછી કલકત્તાની હાઇકોર્ટની હકુમત વધારવાનો ઠરાવ ઉડી ગયો હતો અને જાહેર સરકારી નોકરીમાં હિંદુઓને વધુ જગ્યા આપવાની માગણી કરનારો, અને હિંદુમાંથી સામાન્ય રીતે મોટે ભાગે ભરતી કરવાની અગત્ય દર્શાવનારો ઠરાવ રજુ થયો હતો, તે પણ ઉડી ગયો હતો તે પછી તા ૨૮ મીએ ફરી એ મી. શ્રીનીવાસ શાસ્ત્રીએ જાહેર સરકારી નોકરીના કમીશને ભલામણ કર્યા પ્રમાણે હુન્નરી અને વિજ્ઞાનના ખાતાની નોકરીઓની ભરતી તદ્દન હિંદમાંથી કરવી જોઈએ એવો ઠરાવ રજુ કર્યો હતો પણ તે ઠરાવ પાછો ખેંચી લેવો પડ્યો હતો.

**લડાઈ.** જનરલ એલનબાયના લશ્કરે જેરૂસલેમ લીધા પછી, ઉત્તરે, પૂર્વે અને પશ્ચિમે વધવા માંડ્યુ છે અને ભૂમધ્ય સમુદ્રથી તે મૃત્યુ સરોવર સુધી સળંગ વહેવાર સ્થાપ્યો છે **રૂશો-જર્મન** તહનામુ બ્રેસ્ટ લીટોવસ્ક ખાતે જર્મનો, આસ્ટ્રીયનો અને રશીયન વિષ્ટીકારોએ તહ કરવા ભેગા થયા તેના પરિણામમાં રૂશીયન બોલ્શેવિકો દક્ષિણ રૂશીયાના યુક્રાઇનિયનોથી જુદા પડયા અને આસ્ટ્રો જર્મનોએ યુક્રાઇનિયનો સાથે જુદી સલાહ કરી નાખી અને રૂશીયાએ જર્મનોનુ તહનામુ સ્વિકાર્યું છે **રૂમાનિયા અને શત્રુ** વચ્ચે સુલેહના સંદેશા ચાલે છે **જાપાનના** પરદેશ ખાતાના પ્રધાને જણાવ્યુ છે કે જો રૂશિયા જર્મની વચ્ચે સુલેહ નક્કી થાય તો ઉપસ્થિત થતા બનાવોને પુગી વળવાને પગલાં ભરવામાં આવશે મિત્રરાજ્યોના એલચીઓએ પેટ્રોગ્રાડ છોડી દીધુ છે સાઇબીરીયામાં આસ્ટ્રીયન અને જર્મન કેદીઓ છુટા થયેલા હોવાથી તેઓ કાંઇ નુકશાન કરી બેસે નહિ તે માટે જાપાનીઓ તૈયાર થઈ રહ્યા છે વેનીસ શહેર ઉપર જર્મન વિમાનોએ ધાડ પાડી ઘણા મકાનોનો નાશ કરવા માંડ્યો છે ઇરકુતસક સર કરવાનો જાપાનનો ઈરાદો છે સાઇબીરીયામાં જાપાન ચઢાઈ લઇ જાય તો ચાર ચાઇનીઝ ડીવીઝન જેટલું લશ્કર તેની સાથે સામેલ થશે.

ખેડા જીલ્લામાં અતિવૃષ્ટિને લીધે પાકની થયેલી નિષ્ફળતા માટે ગુજરાત સભાએ તથા ઓનરેબલ મી. પારેખ અને ઓનરેબલ મી પટેલે તપાસ ચલાવી હતી તે પછી, સર્વન્ટ ઓફ ઇંડિયા સોસાઈટીના ત્રણ પ્રતિનિધિ મી દેવધર, મી અમૃતલાલ ઠક્કર અને મી જોશીએ રીપોર્ટ બહાર પાડ્યો છે હાલમાં લો મા મિ. ગાંધી ખેડા જીલ્લાના પાકના સંબંધી તપાસ ચલાવે છે

**તલાટીઓની પરીષદ**—ઉત્તર વિભાગના તલાટીઓની પરિષદ તા ૨૯-૩૦ ડીસેમ્બરના રોજ જંબુસર ગામે ભરવામાં આવી હતી, તેમા તલાટીઓના પગારમાં વધારો કરવાના ઠરાવ થયા હતા આવા મોંઘવારીના વખતમાં તલાટીઓના પગાર વધારવાની ખાસ જરૂર છે અમદાવાદમાં મીલના મજૂરો પણ પગાર વધારવા માટે હાલમાં કેટલાક વખતથી નોકરી ઉપર જતા નથી. અને

કહે છે કે આ મોંઘવારીમા હુના પગારમા અમારૂં પૂરૂં થતું નથી તો એજ મોંઘવારીમા તનાગીઓનું શી રીતે પૂરૂં થઇ શકે ? તે લક્ષમા લઇ તેમને યોગ્ય ન્યાય આપવાની જરૂર છે

**અમદાવાદ મીલ મજુરાએ** ઠરાવ કર્યો છે કે, જુલાઇના પગાર ઉપર ૩૫ ટકાનો વધારો ન મળે ત્યા સુધી કામે ન ચડવુ

**ખેડા જીલ્લાના** રઝળતા ગુન્હેગાર વર્ગના ધારાળા અને બારીઆ લોકોને હાનોલ મહાલમા આવેલી ધાતુઓની ખાણોના ખોદ કામપર લઇ જવામા આવશે એવુ જાહેર થયુ છે.

**ના ગવર્નર લૉર્ડ વિલિંગડનને** મુબાઈ પાસેના માગથ ગામે શિકાર કરવા જતા ઘોડાને ઠોકર લાગવાથી ઘોડા ઉપરથી ઉંધે મસ્તકે ઉછળી પડવાથી ગભિર અકસ્માત થયો છે તેથી મુંબાઇ ઇલાકાની પ્રજા ઘણીજ દીલગીર થઈ છે હાલ તેમની તબીયત સુધારા ઉપર આવી છે

**હિંદી સાહિત્ય સમેલન**—તા ૨૯–૩૦ અને ૩૧ મીએ ઇંદોરમા શ્રીયુત ગાધીના પ્રમુખપદે મળશે.

**સર ઇબ્રાહીમ રહીમતુલ્લાની** સર મહાદેવ ભાસ્કર ચાબલને સ્થાને મુબાઇના ગવર્નરની એક્ઝીક્યુટીવ કૌંસિલમા નિમણુક શ્રીમાન સમ્રાટે મંજુર કરી છે અને તા ૧ લી માર્ચથી તે ઠેકાણે નિમાયાનુ જાહેર થયુ છે

**તાયફાવાળાઓને શિક્ષા**—ફ્રાન્સમા લડાઇના કામ માટે પહાડી લોકોની ટુકડી ઉભી કરવાની ગોઠવણ થતા મણિપુરના જંગલમા કુકી અને નાગા જાતના લોકોએ તોફાન કર્યું હતુ અને કુકી તાયફાવાળાઓએ નેપાળી સસ્થાનો લુંટવા માડ્યાથી મી હીગીન્સે ઉખા ગામ તરફ કુચ કરી તેમના ગામડા તથા જંગલનો કેટલોક ભાગ સળગાવી મુક્યા અને આસામ અને બ્રહ્મદેશની સરકાર એકત્ર મળીને તાયફાવાળાઓની સામે જગ મચાવતી હોવાથી તાયફાવાળાઓ હવે વધુ ટક્કર ઝીલી શકે તેમ નથી,

**પંચમ વૈશ્નવ પરિષદ**—તા ૧૯–૨૦ અને ૨૧ મી માર્ચ નગરઠ્ઠામા મળશે.

**સમસ્ત ભારત કોંગ્રેસ કમીટી**—તા ૨૩ મીએ દિલ્હીમા શ્રીમતી બિસેન્ટના પ્રમુખપદે મળી હતી. તેમા મી તિલક તથા મી બિપીનચદ્રપાલ સામે દિલ્હી અને પંજાબના મુલ્કોમા પેસવાના મનાઈ હુકમ સામે વિરોધ દર્શાવનારા ઠરાવ થયા હતા તે પછી સરકાર રાજકિય સુધારા હિંદમા જાહેર કરે કે તુરતજ એક ખાસ કોંગ્રેસની પરિષદ અલ્હાબાદ કે લખનૌમાં ભરવાની સત્તા સેક્રેટરીને અપાઇ હતી તે કોંગ્રેસ તરફથી એક ડેપ્યુટેશન ઇગ્લાંડ મોકલવાનો ઠરાવ થયો હતો

---

# रेवन्युखाताना नोकरोनी मुशीबतो.

(ગયા અંકથી ચાલુ)

હવે આપણે ક્રમવાર રેવન્યુખાતાના નાના નોકરથી મોટા નોકરની ભવિષ્યની બીજા ખાતાના તેવા નોકરોની સ્થીતિની સાથે સરખામણી કરીશુ તો સહજ જણાશે કે કોઇ પણ ખાતાની અવગણના થતી હોય તો ફક્ત આજ ખાતાની ખાસ કરીને થાય છે

દીવાનીખાતાના એક પગાવાળાને બેલીફ થવાનો દરવાજો ખુલો છે અને બેલીફનો વધારેમા વધારે માસીક પગાર ××× નો છ જંગલ ખાતાનો એક નાનો બીટ ગાર્ડ આસ્તે આસ્તે રાઉન્ડ ગાર્ડ થઇ સબરેન્જરની પદવી પ્રાપ્ત કરી શકે છે પોલીસ ખાતાના છેલી ગ્રેડનો કોનસ્ટેબલ હેડ કોનસ્ટેબલ સુધી વધી શકે છે એન્જનેર ખાતાનો ટેમ્પરરી પીઓન સારો કરી ભણેલો હોય તો કારકુની મેળવી શકે છે અને પોસ્ટ ખાતાનો ડીલીવરી પીઓન હેડ પોસ્ટમેન સુધી પહોચી શકે છે ત્યારે રેવન્યુ ખાતાનો પટાવાળો સંપુર્ણ હાડમારી પચાવનથી સાઠ વર્ષની ઉમર થતા સુધી

# भारतीय वनस्पतिनी नवी ढब मुजब शोध खोळ करवानी जरुरीयात विषे.

અનુસંધાન ગતાંકથી

( લેખક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર )

## વનસ્પતિનાં તત્વો શોધવાની બાબતોમાં આપણું રસાયણ શાસ્ત્ર હજી અપૂર્ણ છે.

બંધુઓ, હાલનુ સાયન્સ બહુજ આગળ વધેલુ છે. અને રસાયણ શાસ્ત્ર તથા શોધખોળ કરવાના બીજા ઘણા શાસ્ત્રો અને સાધનો આગળ વધેલા છે. છતાં પણ વનસ્પતિના ગુણ દોષ જાણવાનુ તથા તેનાં તત્વો સમજવાની બાબતમા હાલનું યુરોપનુ સાયન્સ હજી અપૂર્ણ છે. કારણ કે કઈ ઔષધીમા રોગ સમાવનારા કયા તત્વો છે તે હાલના વિદ્વાનો હજી ચોકસપણે કહી શકતા નથી જેમકે અબરખનો દાખલો લો—અબરખમાં શુ શું તત્વો રહેલા છે તે વાત હાલનું સાયન્સ કહી શકે છે પણ એ તત્વો ખાસીને મટાડવામાં કેમ ઉપયોગી થાય છે તે તેઓ પૂર્ણ ખુલાસાથી સમજાવી શકે નહિ. તેમજ ઘણા દરદોમા સોનીના વરખનો ઉપયોગ કરવાથી અગર સુવર્ણભસ્મ ખાવાથી ફાયદો થાય છે પણ સુવર્ણ લોહી ઉપર અને રોગ ઉપર કેવી રીતે અસર કરે છે, તે વાત હજી હાલના ડૉકટરો સમજાવી શકતા નથી આવીજ રીતે ધોળી ધ્રોથી ક્ષયરોગ મટી શકે છે. અમરવેલથી બાલ મોટા થઇ શકે છે. દૂધેલીથી હરસ મટી શકે છે. શીવલીંગીથી સંતાનની ઉત્પત્તિ થાય છે. પીપળાની પેપરી ખાવાથી તોતડાં બાળકો બોલતાં સારાં થાય છે, અને તેમની જીભ અટકતી હોય તે મટે છે. તુલશીના સેવનથી ઘણી જાતના રોગ મટી જાય છે. કુષ્ટ જેવા ભયંકર રોગોને મટાડવામા આવળથી ઘણું સારૂ કામ કરી શકે છે. અને ઝાડા મટાડવા બીલી ઘણો ફાયદો કરી શકે છે આ બધી વસ્તુઓમા એ જાતના રોગને અટકાવનારાં કયા તત્વો છે, અને કયાં તત્વોથી એ રોગો મટે છે એ બધી બારીક વિગતો હજી હાલનું રસાયણ શાસ્ત્ર કહી શકતુ નથી. તેઓ તો માત્ર અમુક જાતના ક્ષાર, અમુક જાતના એસીડ, અમુક પ્રકારની હવા, અમુક પ્રકારની સાકર, અમુક પ્રકારનો સ્ટાર્સ, અમુક પ્રકારનાં તેલ અને બીજાં અમુક અમુક તત્વો છે એટલુંજ કહે છે. અને તેવા તત્વો દુનિયાની ઘણી ખરી વસ્તુઓમાં હોય છે. એટલુંજ નહિ પણ તુલશીમાં જે તત્વો રહેલાં છે તે તત્વો જુદા પાડીને કોઇ ચોકસ રોગ ઉપર આપવામા આવે અગર તુલશીમા જે તત્વો રહેલાં છે તેજ તત્વો બીજી કોઇ દવામાંથી કાઢીને આપવામાં આવે તો એથી તુલશી જેટલો ફાયદો થતો નથી. માટે તુલશી શરીરમાં જઇને કેવી રીતે કામ કરે છે, તે સંબંધી સંપુર્ણ ખુલાસો હજી હાલનું રસાયણ શાસ્ત્ર જેવો જોઇએ તેવો કરી શકતું નથી તેને લીધે પણ કેટલીક જાતની દવાઓ માટે સારામા સારા ડૉકટરો પણ શંકાસ્પદ રહ્યા કરે છે.

## માત્ર ગ્રંથોનો પુરાવો કંઈ બસ નથી. હાલના લોકોને એક કરતાં કંઈક વધારે પુરાવા જોઈએ છે.

આગલના લોકો બહુ શ્રદ્ધાળુ હતા અને ભોળા તથા ભલા હતા તેથી જ્યારે તેને કોઇ પણ દવાના ગુણ વિષે એમ કહેવામાં આવે કે આ વાત ચરકમાં લખેલી છે, સુશ્રુતમા લખેલી છે, અગર આ પ્રયોગ વાગ્ભટનો, ભાવપ્રકાશનો, શારંગધરનો કે નાગાર્જુનનો કહેલો છે એટલે તે માટે તેઓ કંઈ શંકા રાખતા નહિ પણ આજના જમાનામા એમ કહી દેવાથી કંઇ લોકોને સંતોષ થાય

નહિ. "જો બાત લાલ કીતાબમેં લીખા હય" એવું કંઇ આજના વખતમા ચાલે નહિ આજે તો દરેક માણસની ખાતરી થઇ શકે એવા પુરાવા તેઓને આપવા જોઇએ, અને બુદ્ધિબળથી તથા કુદરતના નિયમોથી સમજી શકે તેવા રસ્તાઓ તેમને બતાવવા જોઇએ. જ્યારે એમ કરીએ ત્યારેજ લોકોની ખાતરી થાય છે અને એવી ખાતરી થયા પછીજ વનસ્પતિનો પૂરતો લાભ લેવાય છે. માટે જો આપણી ભારતીય વનસ્પતિને જગતમા ફેલાવવી હોય અને તેના મહાન ગુણોનો લાભ અનેક દરદીઓને આપવો હોય તો છેલ્લામાં છેલ્લી ઢબ પ્રમાણે આપણા દેશની વનસ્પતિની શોધખોળ કરવી જોઇએ. અને પ્રથમ યુરોપ અમેરિકાના વિદ્વાન ડૉક્ટરોની ખાતરી કરી આપવી જોઇએ કે દેશી વનસ્પતિની અંદર અમૂલ્ય ગુણો રહેલા છે.

બધુઓ, સોનાને કંઈ એમ કહેવું પડતું નથી કે હું ચોખ્ખુ છુ, અને મને મહેરબાની કરીને લાવ, એમ કહેવાની સોનાને કંઇ પણ જરૂર નથી જો સોનું ચોખ્ખું હોય અને તેનો પરિક્ષક બરોબર હોય તો સોનાને તે શોધ્યાજ કરશે. અને પોતાની ખુશીથી તે સોનાની પાછળ પાછળ ફરશે. તેમજ યાદ રાખજો કે જો આપણા દેશની વનસ્પતિ માલવાળી હશે, અને તેનું યોગ્ય રીતે શોધન થશે તો સારામા સારા ડૉકટરો એ વનસ્પતિની પાછળ ભમશે, અને તેનો જેમ બને તેમ વપરાશમાં વધારે ઉપયોગ થાય તેમ કરશે. માટે આપણે જે કરવાનું છે તે એજ કે આપણા દેશની ઉત્તમ ઉત્તમ ઔષધીઓના નમુનાઓ યુરોપમા વિદ્વાન ડૉકટરોને તથા બાહોશ રશાયણ શાસ્ત્રીઓને પૂરા પાડવા જોઇએ તથા એ માટે આપણા જે જે અનુભવો હોય તે બધી વિગતો તેઓને બરોબર રીતે જણાવવી જોઇએ જો એટલુ કામ કરીએ તો એમાથી પણ આગળ જતા બીજુ ઘણું કામ થઇ શકે તેમ છે. માટે બીજુ કાંઈ વધારે હાલમા આપણાથી ન બની શકે તો આટલી વાત તો જરૂર કરવી જોઇએ.

## ભારતીય વનસ્પતિની નવી ઢબ મુજબ શોધખોળ કરતી વખત ધ્યાનમાં રાખવા જેવી બાબતો.

આપણી ઘણી જાતની વનસ્પતિની દવાઓને વાટવા માટે પથ્થરની ખરલ વાપરવાની રીતિ છે. કેટલીક જાતની દવાઓને હાથથી ચોળીને તથા મસળીને તેનો ઉપયોગ કરવામાં આવે છે. કેટલીક જાતની દવાઓને પાણીમાં ભીંજવી લાકડાની સહાયથી તેને વલોવી તેનું સત્વ કાઢવામા આવે છે આવા આવા દવા બનાવવાના ઘણા ઉપાયો છે. તે બધી રીતે બદલીને હાલના વખતના મશીનો દ્વારા કામ કરતા તેના ગુણોમાં ફેરફાર થાય છે કે નહિ એ વાત પણ જોવાની છે કારણ કે હાલના મશીનો મારફત ઘણું કામ થઇ જાય છે. બહુ જલદીથી કામ થઇ જાય છે, અને ફાયદાદાર કામ થાય છે એમાં કંઇ શક નથી. પણ દવાની બાબતમાં કંઈ એકલી બહારની સફાઈ સાથે જોવાય નહિ. દવાની બાબતમા કંઈ બહુ જલદી કામ થઇ જાય છે તે સામે જોવાય નહિ અને બહુજ ઓછા ખર્ચમા તથા બહુજ મહેનતથી ઘણી દવાઓ બની જાય છે એટલાથીજ કંઇ ગણ્યુ થવાય નહિ. જો કે એ બધી બાબતો પણ બહુજ જરૂરની છે અને આજના હરિફાઇના કાળમા તો એ બાબતો તરફ ખાસ લક્ષ આપવું જોઇએ પણ તેમ છતાં તે બધી બાબતો કરતા તે વધારે મહત્વની બાબત છે તે કંઇ જુદીજ છે અને તે એકે દવાના ગુણની અંદર કંઈ ફેરફાર કે ઘટાડો ન થવો જોઇએ. આ મુખ્ય સિદ્ધાંત ધ્યાનમાં રાખીને પછીજ નવી ઢબ પ્રમાણે દવાઓની શોધખોળ થવી જોઇએ. ભલે મશીનોથી દવા કદી બહુ સુંદર દેખાવની બનતી હોય, ચૂર્ણો બહુ બારીક થતા હોય, ગોળીઓ બધી એક સરખી થતી હોય, અને કામ બહુજ ઝડપથી થતુ હોય છતાં પણ એમ કરવાથી જો દવાના ગુણમા ફરક પડી જતો હોય તો એ શોધ કંઇ બહુ ઉપયોગી થઇ શકતી નથી. માટે નવી ઢબ મુજબ દવાની શોધખોળ કરતી વખતે તેના ગુણમાં કંઇ ફેરફાર ન થઇ જાય તેની ખાસ તજવીજ રાખવી જોઇએ

## ધાતુઓની ભષ્મ બનાવવા વિષે.

સોનુ, ત્રાંબુ, જસત, કલઇ, રૂપુ, સીસુ, લોઢું વિગેરે ધાતુઓ તથા પારો, સોમલ, હડતાલ, હીંગળોક વિગેરે ચીજોની ભસ્મ બનાવવાની દેશી વૈદકશાસ્ત્રમા અનેક રીતો છે તેમા કેટલીક રીતોમાં ખાસ ચાહીને એમ કહેલુ હોય છે, કે અમુક પ્રકારની ભસ્મ બનાવવા માટે બપોરની અગ્નિ આપવી અમુક દવા બનાવવા માટે આઠ પહોરની અગ્નિ આપવી. અમુક દવા બનાવવા માટે ચોસઠ પહોરની અગ્નિ આપવી અમુક દવા બનાવવા માટે પ્રથમ મંદ અગ્નિ આપવો, પછી તીવ્ર અગ્નિ આપવો અને પછી અગ્નિને પાછો ધીમો પાડવો અમુક દવા બનાવવા માટે લખેલુ છે કે કોઇને પીંપળાના લાકડાનો અગ્નિ આપવો કોઇને બોરડીના લાકડાનો અગ્નિ આપવો કોઇને બાવળના લાકડાનો અગ્નિ આપવો. કોઇને ખાખરાના લાકડાનો અગ્નિ આપવો કોઇને અડાયા છાણાંનો અગ્નિ આપવો, કોઈ દવાને ચુલા ઉપર ચડાવીને અગ્નિ આપવો અને કોઈ દવાને જમીનની અંદર ખાડો ખોદી તેમા મુકી અગ્નિ આપવો. એ સિવાય ખાડામાં અગ્નિ આપવામા આવે છે તેના પણ ઘણા પ્રકાર છે. જેમકે ગજપુટ, મહાગજપુટ વિગેરે ઘણા ભેદ છે અને એ બધી વિધિ પ્રમાણે જે દવા બનાવવામા આવે તે દવા બહુ સારૂં કામ આપે છે પણ એ બધી વિધિઓને બાજુએ રાખી એ દવાઓ ચ્યામલેટના મચાથી, વ્યામથી અગર વીજળીથી બનાવી લીધી હોય તો તેથી એટલોજ ફાયદો થાય કે નહિ એ એક સવાલ છે તેમજ અબરખને સોપુટ હજારપુટ આપવામાં આવે છે તેને બદલે અતિશય અગ્નિના જોરવાળા મોટા બૉઇલરમાં અબરખને થોડા દહાડા મુકી રાખી હોય તો નાની નાની ભઠ્ઠીઓ કરતાં તેને કેટલો બધો અગ્નિ લાગી જાય, અને એથી કઈ અબરખના ગુણમા ફેર પડે કે નહિ, તે પણ વિચારવા જેવી વાત છે.

ઘણી જાતની દવાઓ બનાવવા માટે અમુક પહોર સુધી ખરલમા ઘુંટવાનું કહેલુ છે, પણ હાલમાં સંચાથી દળનારી ઘંટીઓમા તથા સચાથી ચાલતી મીલોમા બહુ જલદીથી દવા પીસાઇ જાય છે. પણ એમ કરતા તેમા અતિશય ગરમી લાગી જાય છે, તેથી દવાના ગુણમાં કઇક ફેર પડી જાય છે. જેમકે હાથે ઘંટીથી દળીને જે લોટ બનાવ્યો હોય તે લોટના સ્વાદમાં અને ગુણમાં તથા સચાથી દળાવેલા લોટમાં ને ગુણમા કઇક તફાવત પડી જાય છે તેમજ હાથે કુટાવેલી દવાઓમા અને સચાઓથી તૈયાર કરાવેલી દવાઓના ગુણમા કઇક તફાવત પડી જાય છે માટે નવી ઢબ મુજબ મચાઓમા દવા તૈયાર કરવાથી તેના ગુણમા કેટલો ફેર પડે છે તે પ્રથમ નક્કી કરવુ જોઈએ. અને પછી જે જાતનો ફેર પડતો હોય તે ફેર કાઢી નાખવા માટે શુ શુ ઉપાયો લેવા જોઇએ તેની શોધખોળ કરવી જોઇએ. તેની અજમાયશો કરવી જોઇએ, અને તેના પ્રયોગો કરવા જોઈએ. જો એ પ્રમાણે કરીએ અને નવી ઢબ મુજબ દવા બનાવતાં છતાં તેના ગુણદોષ કાયમ રાખી શકીએ તોજ દેશી વૈદકને ઘણો ફાયદો થઈ શકે, અને તોજ દેશી દવાઓ દુનિયાના બધા ભાગોમા ફેલાઇ શકે. માટે નવી ઢબ મુજબ દવાઓ બનાવવાની જરૂર છે. અને તેમ છતા તેના ગુણમાં ફેરફાર થાય નહિ તે ધ્યાનમા રાખવાનુ છે જો કે આ કામ બહુ મુશ્કેલ છે છતા પણ મને આશા છે કે આજના જમાનામા એવા સારાં સાધનો છે અને ઘણાએ વૈદરાજોમાં એવી જાગૃતિ આવતી જાય છે કે તેઓ આ બાબતમા કઇક પણ કામ કર્યા વિના રહેશે નહિ. અને તેમાંથી ધીમે ધીમે ઘણુ કામ થઈ શકશે. માટે આવી જાતના પ્રયોગો કરવાની તથા તેના અજમાયશો કરવાની શરૂઆત કરવી જોઇએ. અને એ કામ જાણીતા વૈદક મંડળોએ ઉપાડી લેવાની મહેરબાની કરવી જોઈએ એકજ કારણ કે આવા મોટાં કામ કોઈ એકજ માણસથી બની શકે નહીં, પણ જુદા જુદા શોધકો જુદી જુદી લાઇનોમાં જુદી જુદી અજમાએશ કર્યા કરે ત્યારેજ તેમાથી આગળ જતાં કાંઇક સારૂં પરીણામ આવી શકે છે માટે એવી જાતના શોધકોને વૈદ મંડળો તથા બીજા ગૃહસ્થોએ ખાસ ઉત્તેજન આપવાની મહેરબાની કરવી જોઇએ કારણ કે નવી ઢબ

અંક આવ્યો ને તેના પૃષ્ઠ ૨૦૬ પર હિંદી ભાષામાં "चूहेका विष" એ વિષય જોવામા આવ્યો ને તે પૂર્ણ વાચ્યો તો ઉપરના દરદને લગતા કારણો જણાયા ને તેમા તેનું નીદાન નીચે પ્રમાણે દોરેલું હોવાથી તેપર ધ્યાન ખેંચ્યુ.

आहंशान्च्छोणितं पांडु मण्डलानीज्परोऽरुचिः ।
लोमहर्षश्चदाहश्चाप्या खुदूषीविषार्दिते ॥
मूर्छाऽङ्गशोथ वैवर्ण्य क्लेदशब्दाश्रुति ज्वराः ।
शिरो गुरुत्वं लालासृक्च्छर्दिश्चासाध्यमूषिकैः ॥

ભાવાર્થ—ઉંદરના વિષથી લોહી ફીકા રંગનું નીકળે, શરીરપર મંડલ (ચકરડા) ઉપડે, તાવ આવે, ખોરાકપર અરૂચી, રૂવાડાં ઉભાં થઇ જાય, શરીરમા દાહ કે અંગમાં દાહ, મૂર્છા, શરીરપર સોજો, શરીરના વર્ણની વિવર્ણતા એટલે રંગ બદલાઇ જવો, બહેરાપણું, મોઢામાંથી લાળ વીગેરે લક્ષણ થાય છે તેમા મૂર્છા અને કલેદપણુ એ અસાધ્યના લક્ષણ છે

એ પ્રમાણે તેની ચિકત્સા લખેલી હતી તેમાં તેના ઉપાય માટે ઉંદરકનીનો રસ લખેલો જણાયો ને તે વાપરવાની ઇચ્છા થવાથી રા. રા. જયકૃષ્ણભાઇ ઇંદ્રજીકૃત વનસ્પતિ શાસ્ત્ર પુસ્તક પાના ૪૯૭ મે એ સબંધી એટલે ઉંદરકની સબંધી સારૂ વિવેચન કર્યું છે અને વિદ્વાન વૈદ્ય-ગણેકૃત નિઘંટોના અભિપ્રાય ટાંક્યા છે કવિતામા કહ્યું છે કે, "મારી ચોપડીઓ શોભાય, ને દેખી હૈયુ હરખાય, વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર" એ દલપતરામના અક્ષરે અક્ષર સત્ય છે એમ જાણ્યાથી ઉંદરકનીનો ઉપયોગ કરવા ઇચ્છા થઇ ને જે દરદ ાતરફનું માન્યુ હતું તે દરદીને ઉલટ તપાસ કરતાં તેણે જણાવ્યું કે એક વર્ષ પહેલાં રાત્રીના વખતે મને પગે બચકુ કોઇ પ્રાણી ભરી ગયું હતું પણ તેની દરકાર રાખી હતી નહિ. વાત પણ મળી ને ઉંદરનો દંશ સાબીત થયો તો હવે તે દરદીને આજ લગભગ પંદર દહાડા થયા ઉંદરના વિષના ઉપાયો ચાલુ કરવા લાગ્યો આખા શરીરે દશાંગલેપ ઉંદરકનીના રસમા વટાવીને ચોપડવા લાગ્યો ને તેના ઉકાળો કરી આરોગ્યવર્ધનીની ગોળી સવારે એ ને સાંજે મંજીષ્ટાદી કવાથમા ગોગરાજ ગુગળ શરૂ કર્યો બપોરની વખતે એ રૂપીઆભાર રસ મધયુક્તિ આપવા લાગ્યો. તેને પંદર દહાડામાં તો સારો લાભ જણાયો ને અનાજ પર રૂચી થવા લાગી, સોજા ઉતરી ગયા, શરીરમા શક્તિ જણાવા લાગી ને ચકરડા કરમાઇ ગયા ને નવીન ચામડી જણાવા લાગી છે ને દરદીને સારી ઉંઘ પણ આવી જાય છે, ખોરાકમા ફક્ત ભાત ને દુધ તે સિવાય કાંઇ નહિ. હવે એને પુરતો આરામ જણાય છે. ક્યાંઇ પણ ચકરડાનું નામ નીશાન નથી આ ઉપરથી મને પૂર્ણ ખાત્રી થઇ કે આ પ્રયોગને કોઇક સારા માસીકમા કે પેપરમા જણાવા ઇચ્છા થવાથી મેં ભાગ્યોદયના તંત્રી સાહેબ તરફ મોકલી આપ્યો છે તે અસ્થાને નહિ ગણાય

અમુલ્ય પુસ્તક વાંચીને મનન કરવાથી કેટલી જીંદગી બચાવવાનો દરેકને લાભ થાય છે એ આ ઉપરથી દરેકને જણાશે કેમકે ઘણાખરા નાટક ચેટકમા ને બીડી તમાકુમાં હીસાબ વિનાના નાણા ઉડાવી દશ તનનો ને ધનનો વ્યય કરે છે પણ જેમાં ખરૂ સુખ મેળવવાના સાધનોને તેમાં ભાગી થતા નથી. જો તેના ભાગી થાય તો પોતાનું ને પોતાના દેશનું અવશ્ય ભલુ થાય ને વિદ્વાન પુરૂષો પોતાની શોધખોળમા આગળ વધતા ઉતરોત્તર રહે તો સાર્થક કર્યું ગણાય.

આપણા શાસ્ત્રમા દરેક વિષ ઉપવિષના સહેલા ને ઝટ મળી શકે એવા ઉપાયો પોતાના જાતના ભોગે પરોપકાર અર્થે પ્રસિદ્ધ કરેલા છે પણ તે લક્ષમાં કોણ લે છે અને જો લક્ષમા લેવાય તો કેટલું ઉત્તમ કાર્ય કર્યું ગણાય

ઉંદરકનીના પ્રયોગો મારા વધારે અજમાવેલા છે. જો તે દીવ્ય ઔષધી છે ને આપણા દેશમા સર્વત્ર કુદરતની કૃપાથી જનમેલા બજાવવા જ્યાં જોઇએ ત્યા હાજર છે ને તેને મેં કોઇ

જાણે છે એટલે વધારે માહિતી આપવાની જરૂર નથી તેની દીવ્ય ઔષધીઓ આપણી માતૃભૂમિમા અસંખ્ય ઉગી નીકળે છે ને તેના અનુભવો આ માસિકના તંત્રી સાહેબ અનુભવના નુસ્ખારૂપે લખી જનસેવા બજાવે છે તો ,તે કાંઇ થોડો ઉપકાર ગણાય નહિ. તેનો બદલો વાળવા તો દરેક અસમર્થ છે પણ તેવા માસિકોનાં ગ્રાહકો થઈ તેમાં ઉચ્ચ કોટીના લેખો યા સફૃતાર્થ થવુ એ પોતાનું, પોતોના ભાઈઓનુ શ્રેય કરવાનુ સર્વોત્તમ સાધન છે - ઉપરકનીનો વધારે અનુભવ હવે પછી અજમાવી મોકલીશ ને બીજા સાગ મુરબ્બી ભાઇઓ દરેક વનસ્પતિના પ્રયોગો અજમાવી બહાર લાવશે તો જનસમુહને મોટો લાભ થશે.

---

# मरकी सामे रक्षण मेळववा माटे शुं करवुं ?

( અનુસંધાન ગતાંકથી. )

( લખનાર—શ્રી લક્ષ્મણ પુરૂશોત્તમ ઠકુર. )

---

**મનમાં ભયના વિચારો આવવા દેવા નહિ.** એ બહુ જરૂરની બાબત છે ભયના વિચારોથી હાર્ટ ઉપર બહુ ખરાબ અસર થાય છે ક્બજીઆત થાય છે, અન્ન બરાબર પચી શકતું નથી, કબજીઆત થવાથી લોહી દૂષિત થાય છે મગજ સમતોલ સ્થિતિમા રહી શકતું નથી, અને હાથે કરીને બધા મરવા જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે મરકી એવાને જલદી થાય છે મરકીના કેસો વધવાનું એક કારણ ભયના વિચારો છે જે લોકો શાન્તિના વિચાર સેવે, અને મન ઉપર કશી અસર થવા દે નહિ, તો મરકીના કેસ કેટલેક અંશે ઘટી જાય, કારણ કે ભયના વિચારોથી ઘેરાયેલો માણસ ખરા ઉપાય લઈ શકતો નથી, અને ભયને લીધે તેના શરીર ઉપર બહુ ખરાબ અસર થતી હોવાથી તે પટકાઇ પડે એમા નવાઈ નથી.

ભયથી શરીર ઉપર કેવી ખરાબ અસર થાય છે, તે વિષે એક જોડી કાઢેલી દંતકથા છે કે, મરકી હોંગકોંગમા જતી હતી, ત્યારે એક વહાણવાળાએ પૂછ્યુ કે, "તું ક્યા જાય છે?" જવાબમા તેણે જણાવ્યુ કે "હોંગકાંગમા કેટલા મનુષ્યોનો ભક્ષ કરીશ?" એ સવાલના જવાબમા મરકીએ જણાવ્યું કે પાંચ હજાર માણસોનો ભક્ષ કરવાનો છે (હોંગકોંગમા ઇ સ ૧૮૯૪ મા મરકી થઈ હતી, તેથી દશ હજાર મનુષ્યોનો ભોગ લેવાયો હતો )

હોંગકોંગથી મરકી પાછી વળી ત્યારે વહાણવાળાએ પૂછ્યુ કે, "હોંગકોંગમા પાંચ હજાર મનુષ્યોનો ભક્ષ કરવાનો જાહેર કરેલો, છતા તે દશ હજાર મનુષ્યોનો ઘાણ કેમ કાઢયો ?" મરકીએ જણાવ્યુ કે મે તો પાચ હજાર મનુષ્યોનો ભક્ષ કીધો છે, બાકીના પાચ હજાર ભયને લીધે માર્યા ગયા છે આ ઉપરથી એટલુંજ સમજવાનુ છે કે ભયથી મનુષ્યની સ્થિતિ લગભગ અર્ધ મૈના જેવી થઇ જઇ જલદી રોગને શરણ થાય, એવુ કુદરતી રીતે જ બને, માટે તેવા ભયભીત માણસોએ મરકીવાળુ સ્થાન એકદમ છોડી દેવુ, અને ગામ બહાર ખુલ્લી હવામા અગર બીજા શહેર કે ગામમા રહેવા જવુ, નહિ તો તેઓ વગર મોતે માર્યા જાય, એવો સભવ છે. ભયભીત મનુષ્યોએ જાણવુ જોઇએ કે, પ્લેગના ઉંદરોવાળા કે ચાંચડવાળા વાતાવરણમાં આવ્યા સિવાય મરકી થતી નથી, તેથી તેમણે મરકીવાળો વતો તજી દઇ શુદ્ધ હવામા વસવા જવુ, એટલે પછી તેઓ નિર્ભય છે. મોત તો એક વખત સર્વને મારે છે, માટે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખીને તે રક્ષણ કરનાર પાસેજ છે, એમ માનીને રક્ષણ પૂરતા ઉપાય લઇ હિંમત અને આનંદ રાખવા એમાજ મહોદ છે બીચકારાપણાથી જીંદગી અકુદરતી અને અશાન્ત બનાવ્યાથી તો ઉલટા બેવડો ભય સામે જવુ થાય છે, અને હાથે કરીને મૃત્યુ માગી લેવા જેવું થાય છે, એ કદી બનવુ નહિ

પ્લેગ કમિશનની તપાસમાંજ જણાયુ હતુ કે મુબઇમા ભોયતળીએ રહેનારાઓમાંજ મરકીના કેસો વિશેષ થવા પામે છે, તેથી ઉપલા માળમા ઓછા, એથી ઉપલા માળમા વળી એથી પણ બહુ ઓછા—એમ ચોથે પાચમે માળે રહેનારને મરકીની અસર થઇ નથી, કારણ કે ભોયતળીએજ ઉદરોનુ પ્રમાણ વધારે હોય છે,—અને જેમ જેમ ઉપલા માળમાં જઇએ તેમ તેમ ઉંદરોનું પ્રમાણ બહુ ઓછુ આવતું જાય છે આથી ચોથે પાચમે માળે રહેનારા માણસોમા મરકીના કેસ થયા નહિ, તેમા કશી નવાઇ નથી ઉદરના અસ્તિત્વ વગર મરકી હોઇ શકે નહિ. ભયના વિચારો કરવા કરતાં પ્લેગના ઉદર વગરના શુદ્ધ વાતાવરણમા વસવાનો માર્ગ તાકીદે લેવો, અને પછી પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી આનદી રહેવુ, એ અત્યત સલાહ ભરેલુ છે જો વેળાસર પ્લેગના ઉદરોવાળા વાતાવરણમાથી નીકળી જવાનો માર્ગ લેવાય, તો સલામતી મળેલ છે, એમ ધારવામા અતિશયોક્તિ નથી પુરતી હવા ઉજાસ વગરના અંધારા જેવાં ઘરોજ અતિશય ભયકર છે, તેનુ ધ્યાન તજ્યા પછી અને પ્લેગના ઉદરોવાળુ વાતાવરણ મૂકી દીધા પછી ભયનું કશુ કારણ નથી પૂરતી હવા ઉજાસ વગરના અધાર જેવા ઘરોથી મરણની સખ્યામા થોડો કે ઘણો વધારો થાય છેજ, અને મરકીના વખતમા તો પારજ રહેતો નથી.

### ખોરાક

ફોનોગ્રાફના શોધક મિ એડિસન કહે છે કે, જેટલુ ખાવુ જોઇએ, તેટલુજ ખાનાર તો કોઈ કજ છે બાકી સ્વાદના બળથી કેટલાક માણસો દાબું, કેટલાક ગવાસું, એમ જોઇએ તે કરતા વધારે ખાનારા માણસો ઘણાજ છે, તેથીજ અકાળ મૃત્યુ થાય છે જો માણસો પોતાને જેટલા જરૂરનો હોય—પચી શકે તેટલોજ ખોરાક ખાય, તો તે બસો વરસ જીવી શકે. મિ. એડિસન પોતે મિતાહારી છે, અને તેથી તેઓ બસો વરસ જીવવાની આશા રાખે છે હાલ તેઓ સીતેર વર્ષ ઉપરાતના હોવા છતા એક જુવાન માણસ જેટલુ બળ ધરાવે છે, અને આખી જીદગીમા-ત્રણેક વખત સહજ તાવ તેમને આવ્યો હતો વધુમાં તેઓ જણાવે છે કે, જરૂર જેટલોજ—પચે તેટલોજ ખોરાક ખાવા માણસો લે, તો દુનિયામા મરણની સખ્યા અડધો અડધ ઘટી જાય! દેહ યત્ર બગડવાનું કારણજ વધુ પડતો ખોરાક છે, એમ તેઓ કહે છે. તેઓ પોતે સારી રીતે ચાવીને પાણી જેવા કરીને અન્નનો દરેક ગ્રાસ પેટમા જવા દે છે, અને પોણોશેરથી વધુ ખાતા નથી ભૂખ લાગી હોય, તોજ ખાય છે, નહિ તો કદી ખાતા નથી

મિ મિકલેર જણાવે છે કે, કોઈ ઉપાયથી મારો રોગ ગયો નહિ, પછી મે બધી દવા છોડી દીધી, અને બહુ થોડો ખોરાક લેવા માડ્યો સારી રીતે ચાવીને પાણી જેવા કરી બહુ થોડો ખોરાક ખાવાનુ પરિણામ એ આવ્યુ કે, ઘણા વરસોથી જે રોગ જતો નહોતો, તે એકદમ દૂર થઇ ગયો, અને હુ સપૂર્ણ આરોગ્ય પામ્યો. આ પ્રમાણે કરનારનો કોઈ પણ રોગ ઊભો રહે નહિ.

હાલ મિ એડિસનના કહેવા પ્રમાણે સ્વાદના કારણથી જરૂર હોય તે કરતા સવાયુ દોઢુ ખાનારા પુષ્કળ છે, તેથી તેઓને બગાસા અને હજામ વગેરે કાંઇ કાંઇ નવગી વિક્રિયાઓ શરીરમા થયાજ કરે છે, અને ડાક્ટરના નકામા બીલ ભરીને ભરીને તેઓ આખેજ જાય છે, જેથી જીદગી ખારવાઇ જાય છે મળ કારણ—વધુ ખોરાક તજ્યા વગર અને મિતાહારી થયા વિના દવા શુ કરે? તાત્કાલિક કાઇ લાભ જેવો આભાસ આપીને પરિણામે ગેરફાયદોજ કર. વધુ ખાય છે, તેથી કેટલાક ખોરાક જે પચી શકે નહિ, તે સડી જઇ લોહીમા ચુમાય નવાણી વિક્રિયાઓ રોગ અને ઘણા અગમા ગાનુ થઇ ગઈ હોય છે અને અનુરામાં પૃ૩ દવા કાશ લાભનો આભાસ આપીને શરીરયત્રને પરિણામે નુકસાન કરતી હોય—એમ બેવડા નુકસાનથી માણસ લગભગ પચાસ વરસની ઉમરે મરી જાય છે

ને સિવા ઉપર વધુ વિવેચન કરવાનુ હાલ મુલતવી રાખી એટલુજ કહીશું કે, મરજી જેવા ઝેરીલુ ખાવું નો ચાવતો હોય, ત્યારે નો પચે તેટલોજ ખોરાક માપી લઈને ચાવીને ના [illegible]

પુસ્તક ૬ ઠું. અંક ૫ મો.

# ભાગ્યોદય

જુલાઈ સને ૧૯૧૮.

## परमात्म विभूति प्रति आरंभक जयध्वनि.

જય જય પરમાત્મ વિભૂતિ ! સાધક સૌ આરાધતા;
અગમ્ય પટમાંહિ વિરાજી, જગજીવનું હિત સાધતા
ત્યજી બધો, આજ રમતા તત્વમા
સૂર્ય સમા ગગને વિલસી, તિમિર હૃદયનું બાધતા,
આપ રશ્મીરૂપ સૂત્રનો, ગ્રહી સબલ આધાર,
કરીએ આજ નૃહરિ વિષે, મનમતિ એકાકાર,
આપ પ્રભુરૂપ સ્પર્શી પામીએ પ્રભુત્વને,—
મર્યાદિત છે શક્તિઓ, આ અંતરની માંહ્ય,
અમર્યાદ તેને થવા, ગ્રહીએ આપની સહાય,
ટાળીને જીવત્વ આજ, પામીએ વિભુત્વને. શ્રી. ચ.

---

## स्वरुपानुभव करनार साधकना उद्गार.

( પ્રભુએ હાથ ગ્રહ્યો, હું સનાથ થયો,—એ લય. )

પ્રભુએ કરુણા કરી, મતિઃસ્વરૂપે ઠરી, શુદ્ધ પદમા શમી રહ્યો આજ
સુખ શુ શકું ઉચ્ચરી, કહી શુ શકે વૈખરી, અનુભવમા રમી રહ્યો આજ.
ઉરમા હવે ન ઉઠતા, વિધ વિધ વિપરીત ભાવ;
સ્થૂલ સૂક્ષ્મ કરણો હવે, રમે ન ખોટા દાવ.
અંતર્મુખતા સજી, બહિર્મુખતા ત્યજી, લક્ષ્યે મન સંયમી રહ્યો આજ.
જે અનુભવ લહેતાં શમે, વાણીના વ્યાપાર,
અવર ઇન્દ્રિયો પણ નહિ, દાખવી શકે વિકાર,
એવી સ્થિતિમાં રહી, સહુથી પાર વહિ, ચિતિતત્વે વિરમી રહ્યો આજ.
ભાવાભાવ ન જ્યા રહ્યા, જ્યા ન ગ્રહણ નવ ત્યાગ,
હું તુ તે પણ જ્યાં નહિ, જ્યા નવ દ્વેષ ન રાગ,
તત્વ મધુ જ્યા રહ્યુ, જાય પિયુષ વહ્યુ, આ મન ભ્રમર ત્યા ભ્રમી રહ્યો આજ.
સ્વરૂપ ચમત્કૃતિ રૂપ લહુ, જગના સર્વ પ્રસંગ,
ઉપજે અંતર અણુછતા, સ્વરુપાનંદ તરંગ,
(એ) કરુણા પ્રભુની લહી, પ્રભુને શરણે રહી, નરહરિને નમી રહ્યો આજ.

શ્રી. ચ.

# वर्तमान स्थितिमां फेरफार करवानो उपाय.

કોઈ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા થવી તે તેને પ્રાપ્ત કરવા તુલ્ય છે. આકાંક્ષા રાખવી તે તેને મેળવવા તુલ્ય છે મનુષ્યની પાશવિક ઇચ્છાઓ પૂર્ણ થાય અને પવિત્ર આકાંક્ષાઓ પૂર્ણ ન થાય એવા વિચાર કરનાર માણસ સત્ય સિદ્ધાંતને સમજી શકતો નથી મનુષ્ય જેવી ઇચ્છા કરે છે, જે મેળવવાની તેની ઇચ્છા થાય છે, તે ઇચ્છા જો તિવ્રઇચ્છા હોય છે તો તેને તે વસ્તુ મળે જ છે.

આજે જગતમા જેને જેને જે જે વસ્તુઓ મળેલી હોય છે તેને તેમની ઇચ્છાનુસારજ મળેલી હોય છે. કદાચ કોઇને કોઈ વસ્તુ ન મળેલી હોય તો તેને મેળવવાની તેણે ઇચ્છાજ કરેલી ન હો વાથી તે તેને મળી નથી. જગતમા ઘણા મનુષ્યોને સુખી અને આનદી જણાય છે જ્યારે ઘણાને જન્મારા સુધી દુઃખના રોદણાં રડતા જોઇએ છીએ. આમાં તેઓ પોતાને પ્રાપ્ત સ્થિતિને માટે પોતે જ જવાબદાર છે તેમને તે તે સ્થિતિ તેમની ઇચ્છાનુસાર જ મળેલી હોય છે,

કોઈ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા તથા તે વસ્તુ સબંધી મનમા કલ્પના થાય છે, અને તે કલ્પનાનુસાર તે વસ્તુ બાહ્યરૂપમાં પ્રકટ થાય ત્યા સુધી જો માણસ તે કલ્પનાને વળગી રહે તો જરૂર તેને તે વસ્તુ મળે જ છે. તમારી બાહ્ય અવસ્થા તમારા અનુકુળ ન હોય તો તેથી ગભરાવાની જરૂર નથી. તેનો ત્યાગ કરી અનુકુળ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે તમારે એક મહાન ઉદ્દેશને નક્કી કરી તેને પ્રાપ્ત કરવાને માટે તમારે સતત પ્રયત્ન કરવો જોઇએ

કોઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવા માટે પ્રથમ તેના ઉદ્દેશ અને કલ્પનાને મનમા સ્થિર કરવા જોઇએ જે મનુષ્યો ઉચ્ચ આદર્શને અને સુંદર સ્વપ્નને મનમાં સ્થિર રાખે છે, તેઓ એક દિવસે જરૂર તે આદર્શને પ્રાપ્ત કરે છેજ. બુદ્ધ ભગવાને નિષ્કલંક સૌંદર્ય, પૂર્ણ શાંતિ, અપાર દયા અને અકથનીય પ્રેમનું જે સ્વપ્ન જોયુ હતું તે જ પ્રમાણે તેમને પ્રાપ્ત પણ થયુ શંકરે પૂર્ણજ્ઞાન, પૂર્ણયોગ, અને પૂર્ણાનંદનુ સ્વપ્ન જોયું હતુ તેમને પણ તે પ્રાપ્ત થયુ.

જો તમારે ઉન્નતિ કરવી હોય તો તમારા સ્વપ્ન યા કલ્પનાને પુષ્ટ કરો, તમારી મહાન આકાંક્ષાઓનું પોષણ કરો, તમારા હૃદયની મધુર ઇચ્છાઓની તરફ ધ્યાન આપો, તમારા મનના સૌંદર્યને જોતા રહો, તમારા શુદ્ધ વિચારોમા પ્રેમના અંકુરોને સીંચતા રહો, જેથી તમને આનંદદાયક બાહ્યાવસ્થાઓ પ્રાપ્ત પ્રાપ્ત થશે અને તમે સ્વર્ગીય સસ્કારોથી પવિત્ર થઇને નિર્મળ થશો તમે તમારા હૃદયના જગતની સાથે સત્ય વ્યવહાર કરો તો પછી તેમને બાહ્ય જગત પણ સત્ય પ્રતીત થશે.

કલ્પના કરો, શ્રેષ્ટ કલ્પના કરો જેવી કલ્પના કરશો તેવા બનશો. મનુષ્યોને માટે મોટામા મોટા અને કઠીન કાર્યો પણ એક દિવસ સ્વપ્નતુલ્ય અર્થાત કલ્પનામય હતા, તેને સિદ્ધ કરતા પહેલાં ઘણા લોકોને શંકા થતી કે તે સિદ્ધ થશે કે કેમ તે જ કાર્યો આજે સિદ્ધ થયેલાં જણાય છે આપણા શાસ્ત્રોમાં ઘણી જગ્યાએ દેવોના આશ્ચર્યકારક ચમત્કારો, વિમાનોમા બેસી ફરવુ, પાતાળમાં જવુ, સમુદ્રમાં ફરવુ વિગેરે વાતો આપણે જ્યારે વાંચતા ત્યારે તેને ઘણા અતિશયોક્તિ માનતા અને કહેતા કે એ તો મહત્ત્વ વધારવાની વાતો એમ તે કદી હશે. પણ તેની તે જ વાતો, તે જ વિમાનો, સમુદ્ર ઉલ્લંઘન, સમુદ્રના તળીયે ફરવું, તાર અને ટેલીફોનથી એક ખબર બીજી જગ્યાએ તુરત પહોચાડવી, વગર બળદે કે વગર ઘોડે રેલ્વે કે મોટરો ચલાવવી વિગેરે આજે જ્યારે આપણે નજરે જોઇએ અને સાભળીયે છીએ ત્યારે પૂર્વની વાત સત્ય જ હતી એમ માનીએ છીએ. જે વાત એક વખત માનવામા આવતી નહોતી તે જ કાર્યને આપણે હાલ નજરે જોઇએ છીએ તેવી જ રીતે મનુષ્ય પોતે જે વસ્તુ મેળવવાની કલ્પના કરે તેને તે મેળવી શકે છે એ પણ સત્યજ છે.

વડનું મોટું ઝાડ તેના એક નાના રાઇના દાણા સરખા બીજની અંદરથી ઉગી નીકળે છે. પક્ષી ઇંડાની અંદર રહે છે, તેવી જ રીતે આત્મા રૂપી બીજકમાં વાવેલાં કલ્પનામય બીજકોથી મહાન કાર્યો સિદ્ધ થઇ શકે છે. કોઈ વસ્તુ મેળવવાની કલ્પના થવી, ઇચ્છા થવી કે સ્વપ્ન જોવું એ એક ઈશ્વરીય પ્રેરણા છે. કલ્પના યાને વિચાર જ આ જગતનાં બીજ રૂપ છે

તમારી બાલ્યાવસ્થા કદાચ તમને દુઃખકર લાગતી હોય તો તેને તમો બદલી શકો તેમ છે તમારા વિચાર અને કલ્પનાને બદલો એટલે અવસ્થા પણ બદલાશે અને તમને અનુકુળ સ્થિતિ પ્રાપ્ત થશે તમારે માત્ર કોઈ પણ એક મહાન ઉદ્દેશને સન્મુખ ધારણ કરી રાખવાની જરૂર છે. અને તેને સિદ્ધ કરવાને તમારા તમામ બળનો તેમાં ઉપયોગ કરવાનો છે. તમારા મનમાં વિચારો ઉદ્‌ભવ્યાં કરે અને તમે બહારથી બિલ્કુલ નિશ્ચેષ્ટ અને અકર્મણ્ય બની રહો એમ કદાપિ બની શકતું નથી એક મનુષ્ય દીનતા અને દુઃખમાં ફસાતો કોઇ કારખાનામાં કઠિન મહેનત કરી રહ્યો હોય, ધુમાડીને લીધે અને કલાકોના કલાકો સતત્ મહેનત કરવાથી તેનું શરીર બગડી ગયું હોય, તો તે કોઇ પણ રીતે કોઈ પણ પ્રકારની વિદ્યા કે સભ્યતાને પ્રાપ્ત કરી શકતો નથી તે સર્વ મુશ્કેલીઓ હોવા છતાં પણ તે મનમાં સુંદર અને સુદર સ્વપ્નો જોયા કરે છે. તેના વિચારોમાં જ્ઞાન, સભ્યતા, મધુરતા, અને સૌંદર્યના તરંગો ઉઠયાં કરે છે. તે પોતાની બુદ્ધિને સત્ય માર્ગે વાળવાને પ્રયત્ન કરે છે, તે પોતાના જીવનને આદર્શ બનાવવા ઇચ્છે છે, વધુ અનંતતા અને વિસ્તીર્ણ જગતને માટે બેચેન રહે છે, તે બેચેની તેને કાર્યના વિશાળ માર્ગમાં દોરી લઇ જાય છે, ત્યાં તે પોતાની અવકાશનો સદુપયોગ કરે છે, ત્યા તે પોતાની થોડી સરખી શક્તિનો પુરેપુરો ઉપયોગ કરે છે. અને થોડા જ દિવસમા તેના વિચાર અને વ્યવહાર એવા બદલાઇ જાય છે કે તે કારખાનામાં તે ટકી શકતો નથી તે પોતાની બાલ્ય અવસ્થાને, જેમ સાપ કાચળી ઉતારી દે છે તેમ છોડી દે છે. અને પછી તે પોતાની વધતી શક્તિઓને યોગ્ય વિસ્તીર્ણ જગત્ અને અધિક અવસરોને પ્રાપ્ત કરીને તે નવી બાલ્યાવસ્થાઓને ધારણ કરી શકે છે

તેજ મનુષ્યને આપણે કેટલાક વર્ષો પછી જોઇએ છીએ તો તેની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ ખીલેલી જણાય છે અને જેના વડે તે સંસારમા અદ્‌ભુત પ્રભાવ પાડી શકે છે. અને અદ્‌ભૂત શક્તિનો પરિચય કરાવી શકે છે, તે પોતાના હાથમાં મોટાં મોટા કાર્યોની લગામ રાખે છે, તે બોલવાને માટે ઉભો થાય છે અને, જોતજોતામા હજારો મનુષ્યોનાં જીવન બદલાઇ જાય છે. અનેક નરનારીઓ તેના શબ્દો ઉપર મરી ફીટે છે અને સેંકડો મનુષ્યોનાં જીવન તેના હાથમાંની કાષ્ટની પુતળીયોની માફક બની રહે છે. આવા મનુષ્યોએ પોતાના નાનપણના સ્વપ્નને સત્ય કરી બતાવે છે અને તે તથા તેનો આદર્શ એકરૂપ બની જાય છે.

આ વાત સ્વપ્ન તુલ્ય ન સમજશો. વિશ્વાસ રાખો કે આ અક્ષરશઃ સત્ય છે ઇતિહાસ તરફ નજર નાખો કે મોટા મોટા મહાત્માઓ અને મહાપુરુષોએ એવા સ્વપ્નો જોયાં હતાં. તમે પણ તમારા વિચારાનુસાર સ્વપ્નને સત્ય બનાવી શકો છો. પછી તે સ્વપ્ન અધમ હશે કે ગમે તો ઉત્તમ હશે. તમારા જીવનનો માર્ગ જે તરફ તમારૂં હૃદય નમશે તે તરફ ઢળશે. તમારા વિચારોનું ફળ મેળવવું એ તમારા જ હાથમાં છે. જેને માટે તમે યોગ્ય હો તે તમને મળશે. તમારી આ વખતની બાલ્યાવસ્થા ગમે તેવી હોય તોપણ તમે તમારા વિચાર, ઉદ્દેશ અને માનસિક સ્વપ્ન અનુસાર વધી શકશો, નિચે પડશો, ચઢશો કે ઉતરશો. તમે તમારા વિચારાનુસાર સંકીર્ણ થઇ શકશો અને તમારા સ્વપ્ન-માફક વિસ્તીર્ણ થઇ શકશો.

તમારે તમારી બાહ્ય અવસ્થાને બદલવી હોય, સુખી થવુ હોય, પ્રાપ્ત સ્થિતિને મેળવવી હોય તો તમારે તમારા હૃદયમાં હમેશાં તેવા જ વિચારો કરવા, તેવી જ કલ્પના ધારવી, અને તેથી થોડા જ દિવસમાં તમારા હૃદયના દરવાજા ખુલશે અને તેમા તમારા ઉદ્દેશને સિદ્ધ કરવાનો માર્ગ જણાશે, અને તેને સિદ્ધ કરવાને માટે તમારા હૃદય મંદિરમાથી પરમેશ્વરીય પ્રેરણાના ઉદ્‌ગારો નીકળશે. પછી તમે ગમે તેવી સ્થિતિમા હશો તેની ચિંતા નહિ. ગમે તો વેપાર કરતા હશો કે નોકરી કરતા

છે." अयमात्मा परानंद परप्रेमा स्पदयत्तः ॥ पञ्चदशी ॥ ઘટ છે, એમાં ઘટ એ નામ છે આકૃતિ ઘટનું સ્વરૂપ છે, પરન્તુ જેમ ઘટ એ નામથી પૃથ્વી, વસ્ત્ર એ નામથી તંતુ ભાસે છે ત્હેમ જગત્ એ નામથી બ્રહ્મ ભાસે છે.

"वाचा रम्भणं विकारो नामधेयं मृत्तिके त्येव सत्यम् ॥ श्रुति ॥

ભગવાન, ઈશ્વરાદિ નામ એ કલ્પિત જગત્-રૂપ નામ અંશથી વિલક્ષણ છે. જગતમાં જે જે પદાર્થ કે દૃશ્ય અને અદૃશ્ય છે, તે દરેકના વાચક વિશેષ્ય શબ્દ ભિન્ન ભિન્ન છે મુખ્યત્વે ત્હેના બે પ્રકાર છે. ગુણવાચક અને વસ્તુવાચક, ગુણવાચક તે વિશેષણ છે. અને વસ્તુવાચક તે વિશેષ્ય છે. એ ગુણવાચક, અને વસ્તુવાચક શબ્દથી એક એક વસ્તુના અનેક નામ અથવા વાચક શબ્દો અનુભવમાં આવે છે ત્હેમા પણ ગુણવાચક શબ્દ એટલા પ્રવિષ્ટ થયેલા છે કે ત્હેથી વિશેષ્ય શબ્દનો અનુભવ ક્વચિત્ જ થાય. સાંપ્રત કાળ ઈશ્વરના વાચક શબ્દો ઘણાં છે. ત્હેમાં ઈશ્વર ભગવાન્ આદિ નામ ગુણવાચક લક્ષ્ય છે. અને ત્હેના ઉચ્ચારથી ત્હેનું જ્ઞાન થાય છે જેમ "હસ્તી" ના શબ્દ-વાચ્યથી "હસ્તી" નામના પશુનું જ્ઞાન થાય છે.

— ગુણવાચક પદાર્થના લક્ષણ લક્ષ્ય ભાવથી અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અને અસંભવ એ ત્રણ દોષ રહિત છે અવ્યાપ્તિ—જે લક્ષણ વ્યક્તિના સર્વ ભાગમાં નહીં જણાતા વિરક્ત જણાય તે—જેમ કોઇ ગાયનો ઉદ્દેશ કરીને કહે કે—"ગાય લાલ રંગની હોય છે" તો ત્હેથી ગાયનો રંગ લાલજ હોય છે ત્હેમ નિશ્ચય નથી. પરન્તુ ગાયનો રંગ કાળો, ધોળો, પણ હોય છે. અતિવ્યાપ્તિ—અમુક વ્યક્તિના લક્ષણ અન્યમાં પણ આરોપાયેલ હોય તે—જેમ કોઇ ગાયનો ઉદ્દેશ કરીને કહે કે "ગાયને બે શીંગડાં હોય છે" તો ત્હેથી અન્ય પશુમા શીંગડાંનો અભાવ નથી, પરન્તુ બીજા પશુમાં પણ હોય છે, આ લક્ષણથી ગાયનું જ્ઞાન થાય નહીં, અસંભવ—પ્રત્યક્ષ પ્રમાણ આદિ સૃષ્ટિ ક્રમથી વિરૂદ્ધ લક્ષ્યમાં નહીં પ્રવર્તક તે—જેમ કોઈ ગાયનો ઉદ્દેશ કરીને કહે કે—"ગાયને શુંઢ હોય છે," તો તે અમાન્ય છે, પ્રત્યક્ષપણાથી વિરૂદ્ધ છે, એ પ્રમાણે એ ત્રણે દોષ રહિત ઉદ્દેશ—નામ—લક્ષ્યરૂપે અબાધિત અખંડ નિરતિશય વ્યાપક રસ—બ્રહ્મ તત્ત્વ છે. તથાસ્તુ

ॐ शान्तिः शान्तिः शान्तिः

## शिष्य परीक्षा.

૧

એક નાનું સરખું સુંદર ઉપવન છે, વસંત ઋતુએ નવીન પુષ્પ પલ્લવરૂપ દિવ્યરૂપ દિવ્ય-વસ્ત્રાભૂષણોની ભેટ આપીને તેને તેથી પણ વધુ મનોહર બનાવી દીધુ છે પ્રાતઃકાલની મધુર અને મંદ સુગંધિત વાયુ વહી રહ્યો છે આમ્ર વૃક્ષોની ડાળીયો પર બેઠેલી કોયલો પોતાના મધુર અવાજથી શાંતિપાઠ ભણી રહી છે. અન્યાન્ય પક્ષીગણ આનંદ કલરવ કરતા એક ડાળીયેથી બીજી ડાળીએ અને બીજીથી ત્રીજી ડાળી પર સ્વતંત્ર ક્રીડા કરી રહ્યા છે

એક જાબુડાના વૃક્ષની નીચે ભગવાન્ બુદ્ધ દેવ ધ્યાનારુઢ થઈ રહ્યા છે. તેમની શાંત અને નિર્વિકાર મુદ્રા જોઇને પરમ નાસ્તિક પુરૂષોનાં મસ્તક પણ ભક્તિ ભાવથી નમ થઇ જાય છે વનના હિંસક પશુઓ પણ પોતાની ક્રુરતાને ભૂલી જઈ, તેમના પવિત્ર શરીરનો સ્પર્શ કરતા ચાલ્યાં જાય છે, જેમના ક્રોધાદિ વિકારો ક્ષીણ થઇ જાય છે, તેમના પ્રભાવથી દુષ્ટમા દુષ્ટ પ્રાણિયો પણ સુધરી જાય તેમા નવાઇ નથી.

એક હરિણનું બચ્ચું પદ્માસનસ્થ બુદ્ધ દેવની જાંગ ઉપર માથુ મૂકી આનંદાનુભવ કરી રહ્યું છે. એકાએક તેણે પોતાનું માથુ ઉંચુ કર્યું અને નસકોરા ફુલાવ્યા સુકાયલાં પાંદડા પર થઇને આવનાર મનુષ્યોના પગનો ઘણસારો જણાવા લાગ્યો. થોડી જ વારમાં વૃક્ષોના ઓથામાંથી મા-

# મનોહર કુમારી

(અનુસંધાન ગતાંકથી)

## પ્રકરણ અગીઆરમું.

### મનોહરનો છુટકારો.

મનોહર કેદમાં પડયો. તેને ઘેર શોક છવાઇ રહ્યો. કુમારીના દુઃખનો પાર રહ્યો નહિ રામચરણે મનોહરને માટે સેસનકોર્ટમાં અપીલ નંધાવી અને તેને જામીન ઉપર છોડાવા અરજી કરાવી પણ મનોહરને જામીન ઉપર છોડયો નહિ અપીલ નંધાવાથી મનોહરને કાચી કેદમાં રહેવું પડયું અને અપીલની મુદત પડી.

ઘરમા ધીમે ધીમે શાન્તિ છવાઇ. આ જગતમાં સર્વ સહન થઈ શકે છે પોતાના હૃદયના પ્રાણ પુત્રને યમના હાથમાં સોંપીને જેવી રીતે સ્નેહમયી મા પાછી થોડા દિવસ પછી હસતી જણાય છે, પતિના પરલોકવાસ પછી પતિભક્ત કામિનીના મોં ઉપર પણ થોડા દિવસ પછી હસમુંખું તરી રહે છે તેવીજ રીતે જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ઘરમાં શાંતિ છવાઈ. આ જગતમાં કોઇપણ શોક કે દુ:ખ એવું નથી કે જે સદાને માટે માણસના ઉપર અસર કરી શકે આપાધાપ સંસારનો એજ નિયમ છે. પ્રકૃતિનો એજ એક છે.

દિવસ ઉપર દિવસ જતા ગયા તેમ તેમ અપીલની મુદત પાસે આવતી ગઇ. મુદતને દિવસે સુનાવણી થઇ તેમા મનોહરને છોડયો નહિ. અને નીચલી કોર્ટનો ચૂકાદો બહાલ રહ્યો તે ઉપર હાઇકોર્ટમાં અપીલ નંધાવી અને તે કોર્ટે મનોહરને જામીન ઉપર છોડયો. મનોહર જામીન ઉપર છુટવાથી ઘેર આવ્યો. તેના આવવાથી ઘરમાં પાછું શોકનું વાદળ વિખરાઇ આનંદ છવાઇ રહ્યો.

કુમારીને મનોહર આવવાથી કાંઇક શાંતિ વળી પણ હજુ અપીલમાં જે થાય તે ખરું બીજેજ દિવસે મનોહરને તે અપીલ સંબંધી કામમાં મુંબાઇ જવાનું હતું અને ત્યાં બીજું કેટલુક કામ કાઢેલું હોવાથી કેટલાક દિવસ રહેવાનું હતું તે વાત સાંભળી કુમારીને ઘણોજ ખેદ થયો. અને તેના હૃદયની દુ:ખતી જ્વાળા પાછી સળગવા લાગી, બીજે દિવસે મનોહર મુંબાઇ ગયો અને અહીં કુમારીએ રડવા માંડયું. આમ કુમારીએ કેટલાક દિવસો રડી રડીને કહાડયા. તેને ઘણી ધીરજ આપતા પણ તે છાની રહેતી નહિ. તેના નિરંતર રડવાથી સાસુ અને નણંદ તેને ધમકાવવા લાગ્યાં. તેની નણંદ કહેતી કે, "આટલા બધા ચાળા શું કરે છે? તનેજ તારો વર વ્હાલો હશે કેમ! તારા કરતાં મને કંઇ મારો ભાઈ ઓછો વ્હાલો નથી. નાહક રોઇ રોઇને ફતવા શું કરે છે?" આમ જ્યારે તેને વારવાર કહેવામાં આવતું ત્યારે કુમારી કહેતી કે:—"મારૂં મન કેમેય માનતું નથી હું શું કરૂં? હાય! અપીલમાં શું થશે, તે ક્યારે આવશે!"

એક દિવસે કુમારી એક પડોસણ સાથે વાત કરતાં કરતાં રડી પડી, તે વખતે ત્યાં બીજું કોઇ નહોતું, પણ તેવામા તેની નણંદ ત્યાં થઇને નીકળી પડોસણને વાત કરતાં જોઇને નણંદે કહ્યું કે:—અલી શું સાંભળે છે? એતો એમ રોજ છળ કરી રહી છે. તું પણ એના જેવી નવરી ક્યાંથી તેને તો આખો દિવસ એજ ધંધો છે. એમ કહેતાં કહેતા તે ઘેર ચાલી ગઇ. પડોસણે કુમારીને કહ્યું— "શું કહ્યું?" કુમારીએ ઈશારાથી જણાવ્યું કે— "બેન રોજ ઘરમા આમ ચાલ્યાંજ કરે છે."

આ વાત કુમારીની નણંદે સાંભળી અને તરતજ બહાર આવી "અલી શું કહ્યું?" આમ કહી જલંગ મારી બિચારી દુઃખથી રીબાતી કુમારીના માથામાં એક થપ્પડ મારી. તેના હાથમા છરી હતી તે કુમારીના કપાળમા વાગી અને લોહીની ધાર ચાલી. કુમારી બિચારી ગભરાઈ જઇ ધબ દઇને નીચે પડી ગઇ. ધબાકો થતાં તેની સાસુ ત્યાં દોડી આવી. તેણે કુમારીને પડેલી જોઇ અને માથામાંથી લોહી વહેતું જોઈ પાણી લાવી મોઢું ધોઈ નાંખ્યું મોં ઉપર પાણી છાંટયું તે પછી કેટલીકવારે કુમારીને ભાન આવ્યું અને ઉઠી બેઠી થઇ.

આજુબાજુ બૈરાં ભરાઇ ગયાં તેમણે હકીકત કહી પણ પોતાની છોકરીનો વાંક માના મનમાં ન વસ્યો તેણે ધાર્યું કે જો છોકરીને કહીશું તો કકાશ વધશે માટે વહુનો વાંક કહાડવો જોઇએ. તેણે કહ્યું આ વહુ આવી છે ત્યારની રોજ આ પ્રમાણે કૃતવા કર્યાજ, કરે છે. તેને એવુ કહેવાની શી જરૂર હતી મનોહર તારો તો વર થાય છે પણ તેને તો ભાઇ થાય છે તેને કોઇ વ્હાલો નહિ હોય। ઉઠ, આમ રોજ ઘરમા કકળાટ શું કરે છે " કુમારી આ સાંભળી રડતી બંધ થઈ, પણ લોહી હજુ બંધ થયું ન્હોતુ કુમારી કાંઇપણ બોલ્યા ચાલ્યા વગર ઘરમા ચાલી ગઇ અને ઘરમાં જઇ પોક મૂકી રડવા લાગી.

આમ મનોહરના ઘરમા રોજ ખટપટ ચાલુજ હતી, સાસુ નણંદ અને વહુનો અંદરે અંદરનો કકળાટ હોલાતો ન્હોતો આ તરફ મનોહરની અપીલની મુદત આવી જડજોએ વકીલોની તકરાર સાંભળી મનોહરને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો. મનોહર તેજ દિવસે ઘેર આવવા નીકળ્યો અને બીજે દિવસે ઘેર આવ્યો. મનોહરના આવવાથી ગામમાં સઘળે આનંદ ફેલાઇ રહ્યો. કુમારીના આનંદની તો હવે અવધીજ ન્હોતી

આમ વળી થોડા દિવસ મનોહરના કુટુંબમાં આનંદ જણાવા લાગ્યો પરંતુ કુમારી અને તેની નણંદ વચ્ચે જે પાડાખાર પડ્યા હતા તે તો ત્યાંના જ કરતા અને મનોહરની ગેર હાજરીમા કુમારી ઉપર સાસુ નણંદ ગાળોનો પસ્તાર પાડતાં પણ કુમારી હવે એવી સહન શીલતા વાળી થઈ ગઇ હતી કે તે સઘળું સહન કર્યા જ કરતી.

## પ્રકરણ બારમું.

### તરલાનું કપટજાળ

તરલાના મનમાં કુમારીનું વૈર લેવાની ઇચ્છા પ્રબળ થઇ ઉઠી, આ જગતમા જે ધર્મના ભયથી બ્હીતા નથી તેઓ લોકનિંદાને લીધે જ કદાચ ખરાબ કામથી ડરે છે તરલા પણ તેવા જ સ્વભાવની હતી ધર્મ શું તેની તેને ખબર ન્હોતી તેણે પોતાની બેનને દુઃખ આપી પોતાની દાઝ ઓલવવા ધાર્યું મનોહર પોતાને કબજે ન આવ્યો અને તે વાત કુમારીએ ઉઘાડી પાડી તેથી તરલાને ઘણું લાગી આવ્યું જેથી કુમારીને કલંક બેસાડવા માટે તે લાગ શોધ્યા કરતી હતી.

આ વખતે મનોહરને કંઇ વેપારના કામ પ્રસંગે રંગુન જવું પડ્યું, અને તેથી હવે કુમારી એકલી છે એમ માની પોતાના વિચારની સિદ્ધિ માટે તે પ્રયત્ન કરવા લાગી તરલાને ત્યાં એક વૃદ્ધ દાસી હતી તરલાએ તેને ચાર ઘડી રાત જતાં બોલાવી અને પૂછ્યું કે,—કે "હમણા તારો રામો ક્યાં છે"

દાસીએ કહ્યું—"ઘેર છે."

તરલા—"કાલે તેને મારી પાસે મોકલજે."

દાસી—"કેમ?"

તરલા—"મારે કામ છે"

દાસી—"શું કામ છે તે તો કહો બ્હેન"

તરલા—"મારે તેને કાંઈ આપવું છે"

દાસીએ ધાર્યું કે મારા રામાની ઉપર તરલા મોહિત થઇ લાગે છે. હશે જે કામ હશે તે ખરું, પણ કાંઈ આપશે તો ખરીને? એમ મનમાં વિચાર કરી તેણે કહ્યું કે—"શું આપશો?"

તરલા—મારે તેને કંઈ કામ સોંપવું છે અને તેની મ્હેનતના પાંચ રૂપિયા આપવા છે.

દાસી પાંચ રૂપિયાની વાત સાંભળી ખુશ ખુશ થઇ ગઇ અને બોલી—"ક્યારે મોકલું?"

તરલા—"પરમ દિવસે સાંજે પાછળના નવેળામાં તે આવે તેવું કહેજે હું તેને ત્યાં મળીશ"

દાસીના મનમાં આ સાંભળી હવે શંકા ન રહી તેણે ધાર્યું કે મારો રામો ઘણોજ રૂપાળો છે. ભલભલા માણસો પણ તેની આગળ ઝાંખા પડી જાય છે હશે એમ વિચાર કરતી તે તો ચાલતી થઇ

રામાની ઉમ્મર સત્તરેક વર્ષની છે, શરીર મજબુત અને રંગ કાળો મેશ જેવો છે. અવાજ ભેંસના જેવો, દાંભિક અને ગામમા જ્યાં લડાઇ ટંટો થાય ત્યાં તે હાજર જ હોય, કોઇનું અપમાન કરવું હોય તો તૈયાર, સતિ સ્ત્રિયોને ફસાવવામા તૈયાર, આવી રીતે રામો એ આ ગામમાં પંકાતો માણસ ગણાતો હતો ભલભલા માણસો તેનાથી બ્હીતા હતા. રામો માત્ર મનોહરલાલનાથીજ ડરતો હતો મનોહરને જોતાંજ તેનું નિડર હૃદય કંપી ઉઠતું ગામના ટંટા ફીસાદ બંધ કરવાને માટે મનોહરે તેને ઘણીવાર માર માર્યો હતો અને તેથી તે આખા ગામમાં માત્ર મનોહરથીજ બ્હીતો હતો.

મનોહરને સજા થયાની વાત સાંભળી રામાંના આનંદનો પાર રહ્યો ન્હોતો ત્યારપછી તેનું તોફાન વધી ગયું હતું, જે કોઇ તેની સામે થતું તેના ઘરમાં રાત્રે દેવતા મૂકી આવતો અને તેથી સર્વ કોઇ તેનાથી ડબાઇને ચાલતાં હતાં હાલ મનોહર પરદેશ ગયેલો હોવાથી ગામમાં તેને કો-

ઈનો ડર જોતો. આજે તેથી તે મનમાં આવે તેમ વર્તતો.

તરલાની વૃદ્ધ દાસી ઘેર આવી અને રામાને બોલાવી તરલાએ કહેલી સર્વ વાત કહી સંભળાવી. રામો તરલાને ઓળખતો હતો. તેની સુંદરતા ઉપર મોહિત થયો હતો પણ લાગ શોધતો હતો. તેણે મનમાં વિચાર કર્યો કે "જેવી રીતે મારા મનમાં તેને મળવાનો વિચાર હતો તેવી જ રીતે તે મારા ઉપર મોહિત થઈ ગઈ જણાય છે. મારા ભાગ્યનો પણ પાર નહિ, હું પણ કાંઈ ઓછો સુંદર છું. ભલભલી સ્ત્રીઓ મારાથી મોહિત થઈ જાય, તો તરલાનો શો હિસાબ?" બીજે દિવસે તેને તરલાનાજ વિચાર આવ્યા કર્યા અને મહા મુશીબતે તે દિવસ કાઢ્યો અને ત્રીજો દિવસ થયો. આજે સાંજે તરલા મળશે એવા વિચારમાં તે ફાલ્યો ફુલ્યો મદમસ્ત થઈને ફરતો જ્યારે સાંજ પડી ત્યારે સાબુથી મ્હોં ધોઈ સાફ કરી માથું હોળી તેલ અત્તર લગાવી, સારૂં તરતનુંજ ધોયેલું ડીચણ સુધી નીચું પહેરણ પહેરી લીધું, તે પછી હાથમાં એક મોટો ગડીવાળો વાંસનો જાડો ડંડો લઈ રામો ઘેરથી બહાર નીકળ્યો. વખત પણ થયો હતો: તે ધીમે ધીમે ઘોર અંધારી રાત્રે નક્કી કરેલા નવેળા પાસે આવી પહોંચ્યો. ત્યાં આવી અંધારામાં તે આમ તેમ જોતો તરલાની વાટ જોવા લાગ્યો.

થોડીવારે તેજ સ્થળે પાપિણી તરલા આવી પહોંચી, તે વખતે તેના પગ ચંચળ હતા, આંખો ચારે તરફ ફરતી હતી અને શરીર કંપતું હતું. તે રામાથી કાંઈક વેગળી ઊભી રહી રામાએ પોતાના જાડા અવાજથી કહ્યું—"કેમ આવી કે?"

તે ગમે તેવી પણ તરલા સ્ત્રી જાતિ, પ્રપંચમાં ન ફસેલી અને ઉચ્ચકુળની હતી, તે આ અંધારી રાત્રે આ રાક્ષસ જેવા કદના રામાને જોઈ અને તેનો કઠોર ઘાંટો સાંભળી થથરવા લાગી, તેનું હૃદય કંપી ઉઠ્યું. પણ તરતજ સાવધાન થઈ હીંમતથી બોલી—"હા' આવી તો ખરી, પણ રામા તું જાણે છે કે તને શા માટે બોલાવ્યો છે?"

રામાએ હસીને કહ્યું—"ના ભાઈ, તે તો હું જાણતો નથી."

તરલા—"ઠીક, જો સાંભળ મારે તારૂં એક ખાસ અગત્યનું કામ પડ્યું છે તે કામ તું કરીશ ખરો કે?"

રામાએ ધાર્યું કે વળી બીજું શું કામ હશે? હું ધારૂં છું તેજ કામ હશે, જોઉં તો ખરો કે શું કહે છે, એમ વિચાર કરી તે બોલ્યો,—"શું કામ છે. કહે, મારાથી બનશે ત્યાં સુધી તો તારૂં કામ જરૂર કરીશ જ, અને તે કરવા માટે જ હું અહીં આવ્યો છું"

તરલાએ થોડીવાર આમ તેમ જોઈ કહ્યું—"રામા, તું કુમારીને ઓળખે છે કે?"

રામો—"કુમારી કોણ?"

તરલા—"મારી મોટી માની પુત્રી, મારી બેન કુમારીને તું ઓળખતો નથી?"

રામો—"હા. મનોહરલાલની વહુ? તેને તો ઓળખું છું"

તરલા—"તેને તું ફસાવી પકડે ખરો કે? તેં જોઈતો હશેજ કેવી રૂપાળી છે?"

રામો—"હા, રૂપાળી તો છે પણ પકડાય શી રીતે?"

તરલા—"હું તને તેનો ઉપાય બતાવીશ. અને મદદ પણ કરીશ તારે તેના ઘરમાં પેસી જવું."

રામાનુ હૃદય મનોહરનું નામ સાંભળી કંપી ઉઠ્યું તે મનોહરથી બ્હીતો હતો, તેણે ધાર્યું કે જો તે ઘેર આવીને જાણે તો જીવતોજ ન રહેવા દે પરંતુ બીજીજ ક્ષણે તેના પાપી હૃદયમાં કુમારીના રૂપ સૌંદર્યની લાલસાનો ઉદય થયો. તરલાએજ જ્યારે મદદ કરવાની કહી છે તો પછી આવેલો લાભ કેમ જવા દેવો? હશે મનોહર જાણશે ત્યારે સઉ થઈ રહેશે. આમ રામો વિચાર કરતો હતો તે જોઈ તરલાએ વિચાર કર્યો કે વખતે રામો બ્હી જશે, તેથી તેણે તરલાએ કે, જો તું મારૂં આટલું કામ કરીશ તો તને એવી રૂપાળી કુમારી મળશે અને હું પણ પાછળથી તું જે કહીશ તે પ્રમાણે કરવા કબુલ છું"

રામાએ ધાર્યું કે, "આતો સારો લાભ, મારા નસીબમા વગર માથાકુટે બે બાયડીઓ, અને વળી આવી રૂપાળી! એમ વિચાર કરી તેણે હસીને કહ્યું કે,—"પણ તારી મદદ વગર મારાથી કશું બનશે નહિ."

તરલા—ઉપાય હું તને બતાવીશ તું કાલે સાંજે ઘેર આવજે, રૂપિયા પણ હું તને તે વખતે આપીશ.

રામાએ તેની વાત કબુલ કરી, તે, પછી તરલા ચાલી ગઈ, રામાને તો હજુ પણ વધુ આશા હતી, પણ તરતજ તરલા જતી રહી એટલે તે પણ ત્યાંથી ચાલ્યો ગયો અને રાગડા ગાતો ગાતો મસ્ત બની ઘેર ગયો. અપૂર્ણ.

# पुत्रोत्पत्ति तंत्र.

(લેખક —વૈદ્ય જેષ્ટારામ પ્રાગજી ત્રિવેદી.)

૧. પારો, ગંધક, તેની કજ્જલી કરી નાંદન વનના રસમાં બે પહોર ખલી વાલુકાયંત્રદ્વારા એક દિન પકાવી કાઢી લેવુ તે માત્રા માસો એક દૂધમાં પાવાથી જીવદ્વત્સા સ્ત્રી પુત્ર જણે છે.

૨. સમૂળ પંચ સર્પાક્ષિ, રવિવાર સમૂળ ધરે
એક વર્ણ ગવાક્ષિરે, કન્યા હસ્તેન પેષયેત

અર્થ—સર્પાક્ષિના મૂળ રવિવારે લાવી એક વર્ણી ગાયના ઘીમાં કુંવારી કન્યાના હાથે પુષ્ય નક્ષત્રમાં મર્દન કરાવી યોગ્ય સમયે ઉપયોગમા લેવરાવવાથી વંધ્યા સ્ત્રીને પુત્રોત્પત્તિ થાય છે.

૩. રૂદ્રજંટા ગાયના ઘી સાથે યોગ્ય સમયે સેવન કરવાથી વંધ્યાને પ્રજોત્પત્તિ થાય છે.

# आर्य वनस्पतिनी केटलीएक रहस्यता.

## વિવિધ પ્રકારના ગુલકંદો અને તેના ભેદો.

વૈદકીય વિષયથી અજ્ઞાત સમુદાયમાં ઘણા મોટે ભાગે "ગુલકંદ" ફક્ત ગુલાબના ફુલોનોજ બનાવવામાં આવે છે એવી માન્યતા ચાલી આવે છે પરંતુ ગુલકંદ, વિવિધ પ્રકારની વનસ્પતિઓના કુશળ વૈદો બનાવી નાના પ્રકારના જડ ઘાલી રહેલા દરદોને નાબુદ કરવાને એક આશિર્વાદ સમાન ઉપચાર યોજી કહાડે છે, એટલે 'ગુલકંદ' ખાવામાં સ્વાદિષ્ટ હોવાથી લાંબા વખતથી નાના પ્રકારના ઔષધો લેઈ લેઈને કેટલાક દરદી કંટાળી ગએલા હોય છે તેવાઓને આ ઔષધ અતિ રૂચિકર થઈ પડે તેમ છે. જેથી ઔષધ અને દરદીનો એક તાર સંબંધ કરવાને આ રૂઢી અતિ ઉપકારક ગણાશે.

### લીંબડાનાં ફુલનો ગુલકંદ.

૧ લીંબડાનાં ફુલ (મોર) શેર ૩, ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર) તો ૨॥, કુઓ તો. ૨, પિત્તપાપડો તો ૨, પકવેલો સુરોખાર તો. ૫, ત્રિફળાં તો. ૨॥, લોહ તો. ૨, ઇંદ્રવર્ણાના મૂળની ભુકી તો. ૨॥, સુવર્ણમાક્ષીક તો ૨॥, વિદારીકંદ તો. ૨॥, ભોરંગણીની ભુકી તો. ૨॥, ખાપરીઓ તો ૧, સરપંખાના મૂળની ભુકી તો ૨॥, સાકર તો. ૯૦. આ સર્વ વસ્તુઓને ભેગી કરી એક કાચની સ્ટોપર્ડ બરણીમા ભરી પંદરથી વીશ દિવસ સૂર્યના તાપમા રાખવી અને તે બરણીમાં ત્રણ ચાર દિવસે હલાવ્યા કરવુ તે સર્વ વસ્તુઓ પીગળી જાય એટલે પેક કરી રાખી મુકવુ. આ રીતિએ સર્વ ગુલકંદ બનાવવા.

ગુણ—રોજીઆ, એકાંતરીઆ, તરીઆ, ચોથીઆ, તેમજ વિષમજ્વર, સતતજ્વર જીર્ણજ્વર હમેશનો હાડીજ્વર વિગેરે જ્વરોમાં, તે આવતા પહેલાં બે ત્રણ વાર એક એક તોલો ખાવાથી અટકે છે પિત્તજ્વર અને સતત જ્વરમાં તાવ ભરેલો હોવાથી "ક્વીનાઇન" અથવા બીજી દવા આપી શકાતી નથી. ત્યારે આ ગુલકંદ નિઃશંક પણે આપી શકાય છે એટલુજ નહિ પણ બીજા કેટલાએક વ્યાધિ થયા પછી જે નબળાઇ આવે છે તે આ ગુલકંદના સેવનથી નિવૃત્ત થાય છે તે ધાતુવર્ધક છે અને અનાજનુ સારી રીતે પાચન કરે છે ઉપરાંત, મોળ શરીરમાં રહેલી ખોટી ગરમી મગજની નબળાઇ, આંખની ઝાંખ, હિચકા મારીને આવતો તાવ આ ગુલકંદના સેવનથી આરામ થાય છે તાવને લીધે જ્યારે બરોળ વધે છે, ત્યારે લોહની સાથે લેવાથી ઘણોજ ફાયદો થાય છે. ગ્રીષ્મ ઋતુમા ફુટી નીકળતા ઓરી, અછબડા, માતા, તુરખીમી વિગેરે ત્વક્દોષમાં જ્યારે કોઇ જાતની દવા અપાતી નથી. અને તેથી તેની ભયંકર વેદના ભોગવવી પડે છે ત્યારે આ ગુલકંદ ઘણું સારૂં કામ કરે છે સદરહુ ઓરી મટી ગયા પછી માસ બે માસ શરીરમા પિત્તનો પ્રકોપ રહે છે, અને આખે શરીરે ગુમડાં

ફુટી નીકળે છે તે પ્રસંગે આ ગુલકંદ ઘણોજ અકસીર ઉપાય માલુમ પડયો છે. એના ચાલુ સેવનથી ગળત કુષ્ટ, વાતરકત, ચામડીના દર્દો કૃમિનો ગોળો વિગેરે નાશ પામે છે. કમળાના દરદમાં જ્યારે પીળાશ હઠતી નથી તેવા સમયમાં આ ગુલકંદનુ ચાલુ સેવન ઘણું હિતકારક છે એથી હૃદય બરાબર કામ કરે છે. જ્વરમાં જ્યારે આમાતિસાર થઈ આવે છે ત્યારે બે ત્રણ દિવસ એનું સેવન કરવાથી આરામ થાય છે. વાતવ્યાધિમાં શરીરના જૂદા જૂદા ભાગમા સોજો ફરતો જણાય છે. તેને પણ આ ગુલકંદ દબાવે છે. રતવા, ગળસુજી તથા મુખપાકમાં એનું સેવન ફાયદાકારક છે. એ દરેક જાતના ઋતુદોષને દુર કરે છે. ગુરદાનાં અને પ્રમેહના દરદમાં અતિશય પરૂ નીકળતું હોય અથવા કોઇ વખત લોહીની ધાર થતી હોય અને ઇંદ્રિય ભરેલી માલુમ પડતી હોય ત્યારે આ ગુલકંદ કલાક કલાકને આતરે બબ્બે તોલાના પ્રમાણમાં ખાવાથી તેની નિવૃત્તિ થાય છે અને માસ બે માસ સેવન કરવાથી એ રોગો જડમૂળથી નાશ પામે છે અને ગ્રીષ્મ ઋતુમાં તાપની અને શરદઋતુમા મેલેરીઆની હવા એથી અસર કરતી નથી. વળી પ્લેગના સમયમાં આ ગુલકંદનું સેવન તેના હુમલાથી નિશંક બચાવ કરે છે અને એ રીતે વાત, પિત્ત અને કફના પ્રકોપથી બચવાને અથવા તેની નિવૃત્તિને માટે આવા ગુલકંદનો છુટથી ઉપયોગ કરવો આવશ્યક છે.

### આવળનાં ફુલનો ગુલકંદ.

૨ આવળનાં ફુલ શેર ૧ તથા સોભાગ્ય સુંદરીના ફુલ શેર ૧ સાકર શેર ૧ ચણકબાબ તો. ૨ કુતરી ઘાસનાં બીજ તો. ૨ ગળોની ભુકી તો. ૨ કપુરકાચલી તો. ૧ એલચી તો. ૧ આખ કુકડામચીના ફળનો ગર્ભ તો. ૨॥ સુખડ તો. ૧ કેશર તો. ૦। આ સર્વ વસ્તુઓ એકઠી કરી ને ઉપર બનાવ્યા મુજબ ગુલકંદ બનાવવો. ગુણ—આ ગુલકંદ આંખને હિતકારી છે તે પ્રદર, પ્રમેહ લોહીવા, ઉનવા, મુખપાક, પેશાબની બળતરા, તૃષા, દાહ અને પિત્તનું શમન કરે છે. જઠરમા જ્યારે વરમ થાય છે ત્યારે તે ભાગમા દાહ અને હલકી લખલખાટો થાય છે ને સર્વે ઉપર ઘણી સારી અસર કરે છે.

### બાવળનાં ફુલનો ગુલકંદ.

૩ બાવળની ફુલનો ગુલકંદ પણ ઉપર મુજબ બની શકે છે અને તે પણ ઉપર બતાવ્યા પ્રમાણે બનાવાય છે. તેમ ગુણમાં મળતો છે.

### આકડાનાં ફુલનો ગુલકંદ.

૪ આકડાની ફુલ તો. ૫૦ સાકર તો. ૧૦ વંસલોચન તો. ૧ ધંતુરાના પાનની ભુકી તો. ૧ ૨॥ જેઠીમદનો શીરો તો. ૧ કાકડાશીંગિ તો. ૨ લોબાન તો. ૧ તજ તો ૧ જવખાર તો. ૧। અઘેડાક્ષાર તો. ૧। હલદર તો. ૧ પ્રવાલ તો. ૧ હાથીઆથોરનો જીંડવાનો રસ તો. ૧૦ સર્વ મેળવી નં. ૧મા બતાવ્યા ગુલકંદ પ્રમાણે બનાવવો.

ગુણ—ખાંસી, દમ, ઊધરસ, અને કફના વ્યાધિવાળાને હિતકારી છે. ધાતુપુષ્ટીક છે.

### હાથીઆથોરના ફુલનો ગુલકંદ.

(૫) હાથીઆથોરના જીંડવા ઉપરનાં ફુલનો ગુલકંદ બને છે તે ઘણો સરસ થાય છે. પણ તે ભેગા કરવામાં બહુ મુશ્કેલ છે.

### દારૂડીનાં ફુલનો ગુલકંદ.

(૬) દારૂડીનાં ફુલ તો. ૪૦ કુકડવેલનાં ફુલ તો. ૫ ૫ સાકર તો. ૩૦ બોદાર તો. ૨ ત્રિફળાં તો. ૨॥ અરમાળો તો. ૨॥ કડૂ તો. ૨॥ ત્રિકટું તો ૨ હીમજ તો. ૨॥

ગુણ—રેચક છે. અને કૃમિ ખરજ, બંધકુષ્ઠ જળોદર આફરો કમળો, સોજા વિગેરે ઉદરના વ્યાધિવાળાને હિતકર છે.

### ખાખરાનાં ફુલનો ગુલકંદ.

(૭) ખાખરાના ફુલ (કેસુડા) તો. ૪૦ ખપાટનાં ફુલ તો. ૫ સાકર શેર ૧ ઠરીઆ તો. ૧ ચણકબાબ તો ૧ જવક્ષાર તો. ૨ પકવેલો સુરોક્ષાર તો. ૨ ફુલાવેલો ટંકણ તો. ૨ બહુફળ તો. ૨ આ ગુલકંદનો ઉપયોગ—લોહીપરૂનાં ઝાડા મુખપાક શુક્રદોષ હરસ, પ્રદર, તાવની ગરમી કબજ પડતુ લોહી તથા પરમો અને પેશાબના અને રોગ ઉપર પ્રશસ્ત છે,

### કેરડા રાઈ સરગવાનાં ફુલોનો ગુલકંદ

(૮) કેરડો રાઇ, સરગવો ત્રણેના ફુલો ૨ સાકર શેર ૦॥। ત્રિકટુ તો ૨॥ ગોમૂત્ર તો. ૨॥ પચક્ષાર તો. ૨॥ અજમો તો. ૨

ગુણ—પૌષ્ટિક અને પાચક છે. ૯

અને મતાધિકાર સંબંધી રિપોર્ટ કરવા સરકારે જે કમીટીઓ નીમી છે તેમા કોંગ્રેસ અને લીગના પ્રતિનિધિઓ નીમ્યા નથી તે માટે વાંધો દર્શાવનારો ને કયા ખાતા સરકારના હાથમા રાખવાં અને કયાં પ્રજાને સોપવાં તેનો વિચાર કરી રીપોર્ટ કરવા અને કમીટીઓનુ કામકાજ જાહેર રીતે કરવા વિષેનો. ઠરાવ મી. મનસુખલાલ આત્મારામ માસ્તરે રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો, તે પછી (૮) ઇલાવાર લોકોના ચુટાયલા સભાસદોનું એક મંડળ નીમવા કે જે મની સલાહ વગર અગત્યના વહીવટી હુકમો થઇ શકે નહિ તેવી મતલબનો સરકારને ભલામણ કરવાનો ઠરાવ તેમજ (૯) મતાધિકારની કમીટી સમક્ષ, ધારાસભાના બંધારણ વિષે યોજના રજુ કરવા એક કમીટી નીમવાનો ઠરાવ થયો હતો. (૧૦) તે પછી ૬ાા કરોડ રૂપીઆનો નવો બોજો હિંદ ઉપર નાખવાના વડી ધારાસભામાં પસાર થએલા ઠરાવ સામે વાંધો જાહેર કરવાનો ઠરાવ થયો હતો અને તે પછી બીજા દિવસ ઉપર કોન્ફરન્સ મુલ્તવી રહી હતી.

(તા. ૧૮) બીજો દિવસ—પ્રારંભમાં વદેમાતરમનું ગીત ગવાયા પછી રા. સા દાદુભાઇએ (૧) જમીન મહેસુલનો આકડો ઓછો કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી (૧૨) તળાવ, નદી કે કુવાના પાણીના ઉપયોગ માટે હિમાયત આકારવામાં આવેલો છે તે કર પાણી ન મળવા છતાં પણ લેવાય છે આકાર બધ કરવાનો ઠરાવ રજુ થયો હતો જે પસાર થયો હતો તે પછી (૧૩) મી. જમનાદાસ દ્વારકાદાસે મી વીઠુલભાઈ પટેલે વડીધારાસભામા કોઇ જુદી જુદી જાતના બે હિંદુ સ્ત્રી-પુરૂષનુ લગ્ન તે જુદી જ્ઞાતિના હોવાથી ગેરકાયદેસર ગણાવું ન જોઇએ એવો જે ખરડો રજુ કર્યો હતો તેના સિદ્ધાંતને સ્વીકારનારો અને તેમા સુધારો કરવા માટે રીપોર્ટ કરવા કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો. તે પછી (૧૪) ખેડુત, દુકાનદારો અને વસવાયા પાસેથી જે વેઠ કરાવવામાં આવે છે તે ગેરકાયદેસર છે તેવો પ્રજામત કેળવી તે બંધ કરવાનો ઠરાવ મી. વલ્લભભાઇ ઝવેરભાઇએ મૂકયો હતો જે પસાર થયો હતો તે પછી (૧૫) વરસાદ ન વરસવાથી પાક નિષ્ફળ થયો છે તો સરકારે દુકાળ તુરતજ જાહેર કરવાનો, મહેસુલ મુલ્તવી રાખવાને માફ કરવાના હુકમો આવતા માસની શરૂઆતમા બહાર પાડવાના, તગાવી આપવાના, ધાસ માટે, કુવા માટે, ને બી માટે તગાવી આપવાના, કાપેલા જંગલોમાં ઢોરોને ચરવા જવા દેવાની, પડતર ક્રીમને ધાસ વેચવાની, ઢવાડા કરાવવાની, ડોલ આપવાની, દુકાળના કામ ઉધાડવાની, અનાજ ને ધાસ સસ્તે દરે વેચવાની સરકારે તજવીજ કરવી જોઇએ તેવો ઠરાવ પસાર થયો હતો. તે પછી (૧૬) ગામડા ને શહેર બહાર રહેવા જનાર માણસોની પાસેથી મકાન બાંધવા માટે જમીન મહેસુલ ઉપરાંત દંડને ભાડું લેવાય છે તે ન લેવા માટેનો ઠરાવ મી. ગોકળદાસે રજુ કર્યો હતો જે પસાર થયો હતો તે પછી (૧૭) મ્યુનીસીપાલીટીના સભાસદોને સરકારે બેંચ મેજીસ્ટ્રેટ ન નીમવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી (૧) ઇન્કમટેક્સના નવા ફોર્મમાં શુ સુધારો કરવાની જરૂર છે તેનો વિચાર કરી, રીપોર્ટ કરવા અમલદારને પ્રજાના પ્રતિનિધિઓની કમીટી નીમવાનો ને તે રીપોર્ટ ઉપર વિચાર કરી નવો ખરડો આવતી વડી ધારાસભામાં મૂકવાનો ને ત્યાં સુધી નવાં ફોર્મો ફરજીઆત ન ભરાવવાને તે સંબંધી ફોજદારી કામ ન ચલાવવા માટે હુકમો કાઢવા સરકારને વિનંતિ કરવાનો ઠરાવ મી માણેકલાલ હરિલાલે રજુ કર્યો હતો જેને મી. જેઠાલાલ દેવશંકર દવેએ ટેકો આપવાથી તે ઠરાવ પસાર થયો હતો તે પછી (૧૮) દરેક ગામમાં ગોચરો માં જમીન છૂટી મૂકી રાખવાનો (૧૯) બે હપતે જમીન મહેસુલ લેવાનો (૨૦) નવી સત્તા પ્રકારે ધારણ કરેલી જમીન લેખ લેવામાં આવે છે મો તે નવીન પદ્ધતિ બધ કરવાની અને (૨૧) રેલ્વેના ત્રીજા વર્ગની હાડમારીઓ દૂર કરવા માટે ઘટતા પગલાં ભરવા એક કાર્યવાહી કમીટી નીમવાના ઠરાવ પસાર થયા હતા તે પછી પ્રમુખનો ઉપકાર માની આવતી પરિષદ સુરત ભરવાના આમંત્રણને કબુલ રાખી પરિષદ વિસર્જન થઇ હતી.

**રેલ્વે પરિષદ.**

નડીઆદમા તા' ૧૭ મીના રોજ રેલ્વેની પરિષદ ભરાઇ હતી જેમાં પ્ર થમસ્વાગત કમીટીના પ્રમુખ મી. ગોકળદાસ દ્વારકાદાસ તલાટીએ ભાષણ કર્યા પછી પરિષદના પ્રમુખ મી. હોર્નીમેને પોતાનું ભાષણ વાચ્યુ હતું પછી રેલ્વેમાં પડતી હાડમારીઓ સંબંધી ઠરાવો પસાર થયા હતા.

**સંસાર સુધારા પરિષદ**

તા. ૧૮ અને ૧૯ મીએ નડીઆદમા સંસાર સુધારા પરિષદ ભરાઇ હતી જેમાં સ્વાગત કમીટીના પ્રમુખ મી ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ પોતાનુ ભાષણ વાંચ્યું હતું જેમા ઓ. મી. પટેલે વિજાતિય લગ્નનો જે ખરડો વડી ધારાસભામા રજુ કર્યો છે તે સબંધી સ્રીઓની સ્વતંત્રતા માટેના વિષયો ચર્ચ્યા હતા તે પછી પરિષદના પ્રમુખ રા બા. રમણભાઇ મહીપતરામે પોતાનું ભાષણ વાંચ્યુ હતું જેમા વિધવાવિવાહ સબંધી, પરદેશગમનની છુટ આપવા સંબંધી, જાતિભેદ ન રાખવા સંબંધી, ઓ. મી વીઠ્ઠલભાઇ પટેલે જાતિભેદ વગરના લગ્ન કાયદેસર ઠરાવવા માટે વડી ધારાસભામાં રજુ કરેલા બીલ સબંધી વિગેરે વિષયો ચર્ચ્યા હતા.

તે પછી શ્રી અનસુયા બ્હેન સારાભાઇએ મીલ મજુરોને વ્યાજબી રોજી મળવા માટે તેમના કામ કરવાના કલાકો કમી કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો.

તે પછી બીજે દિવસે સામ્રાજ્ય તરફ વફાદારી પ્રદર્શીત કરવાનો, ઓ. મી. વીઠ્ઠલભાઇએ વડી ધારાસભામા "કોઇ પણ હિંદુ વ્યક્તિઓનું લગ્ન તે વ્યક્તિઓ એવુ જ્ઞાતિની નથી એથી ગેરકાયદેસર ન ગણાવુ જોઇએ." એક જે બીલ રજુ કર્યું છે તેના આશયને સંમત્તિ આપવાનું ને તેમા સુધારા કરવાનો ઠરાવ મી. વિભાકરે રજુ કર્યો હતો જેને સૌ વિદ્યાગૌરી નીલકંઠે ટેકો આપ્યા પછી પાસ થયો હતો તે પછી (૩) જ્ઞાતિઓના ભેદાભેદોનો વર્ણ વ્યવસ્થાને નામે બચાવ કરવો વાસ્તવિક નથી તેવો અને જ્ઞાતિબંધનો દુર કરવા, પેટા નાતો એકત્ર કરવા ભોજન વ્યવહાર હોય ત્યાં લગ્ન કરવાનો સમાજને ભલામણ કરવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી (૪) સ્રીઓની પોતાની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવા માટે પુરૂષોના સમાન તકો મળવા સ્રીઓની સ્વતંત્રતા વધારવાના, અને હિંદુ સ્રીમંડળ જેવી સંસ્થાઓ સ્થાપવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી, (૫) મી મગનભાઇ ચતુરભાઇએ બીજા વર્ગોના સમાન તકો અંત્યજોને મળવા માટે અને તેમને સ્થાયી અસ્પૃશ્યતાના કલંકમાંથી મુક્ત કરવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પાસ થયો હતો તે પછી (૬) જે વિધવાઓને પુનર્લગ્ન કરવાની મરજી હોય તેમને તેમ કરવા છુટ આપવા ને જે વિધવાઓને પુનર્લગ્ન કરવા ઇચ્છા ન હોય તેમને વિધવાવિશ્રામોદ્વારા આત્મોદ્ધાર ને સમાજસેવાની તકો આપવાનો ઠરાવ પાસ થયો હતો પછી (૭) બાળલગ્નનો રીવાજ બંધ કરવાનો, બીજી પત્નિ પરણવાના રીવાજને નાબુદ કરવાનો અને કન્યાવિક્રય અને વરવિક્રયની રૂઢિઓને તાપમંદ કરી તે બંધ કરવા હિંદુસમાજને ભલામણ કરવાનો ઠરાવ સૌ. વિદ્યાગૌરી નીલકંઠે રજુ કર્યો હતો જે પસાર થયો હતો. (૮) પરદેશગમનના પ્રતિબંધો દુર કરવાનો, (૯) પડદાનો રીવાજ રોવાકુટવાનો રીવાજ, શુભ પ્રસંગોએ વધુ ખર્ચ કરવાનો રીવાજ બંધ કરવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી (૧૦) તે પછી દરેક મ્યુનીસીપાલીટીને પોતાની હદમા પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવા વિનંતિ કરવાનો અને ખેતીવાડીને હુન્નર ઉદ્યોગની કેળવણીનો વધુ પ્રચાર કરવાનો સરકારને વિનંતિ કરવાનો ઠરાવ પાસ થયો હતો (૧૧) કન્યાઓને પ્રાથમિક શાળાઓની સંખ્યામા વધારો કરવાનો, મહિલા વિદ્યાલયોની નોંધ લેવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી (૧૨) અકાલ મરણો અટકાવવાના ઉપાય કરવાનો, (૧૩) ગામેગામ સમાજસેવાનાં મંડળો સ્થાપવાનો અને કાર્યવાહક મંડળ નીમવાના ઠરાવ થયા હતા તે પછી પ્રમુખનો ઉપકાર માની પરિષદ વિસર્જન થઇ હતી.

### અત્યંજ (ઢેડા) ની પરિષદ.

તા. ૧૮ મીએ રાત્રે ઓ. મી. વીઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપણા નીચે અત્યજોની પરિષદ ભરાઇ ભરાઇ હતી અને તેમાં તેમને કેળવણી આપવા માટે કેટલાક રૂપિયાની ટીપણી પણ થઇ હતી.

**મુંબાઈની ધારાસભા.** તા. ૬ ઠીએ મુંબાઇની ધારાસભાની બેઠક મળી હતી તેમાં ઓ. મી. છ. કાર્મિકલે મુંબાઇ ઇલાકાના કના બ્હેપાર ઉપર આ કર મૂકવા માટેનો ઠરાવ પહેલીવારના વાચન માટે રજુ કર્યો હતો જે પસાર થયો હતો તે પછી ઓ. મી. પુરૂષોત્તમદાસે ડાકોર વિગેરે જાત્રાના સ્થળોવાળી મ્યુનીસીપાલીટીઓએ જાત્રાળુઓ ઉપર લેવામાં આવતા કરથી ઉપજેલી આવકમાંથી જાત્રાળુઓના સુખસગવડ ઉપર કરવામા આવતા ખર્ચનો જુદો હિસાબ રાખવો " જે ઠરાવ પસાર થયો હતો તે પછી ઓ. મી. પાંડુરંગ દેસાઇએ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમા બાનુઓને પ્રતિનિધિ તરીકે નીમવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી ઓ. દિ. બા. ગોડબોલેએ ચાલુ દુકાળ માટે તકાવી બાંધકામોનાં ખાતાં ખોલવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પાસ થયો હતો તે પછી ઓ. મી. પરાંજપેએ ઇલાકાના પશ્ચિમ કિનારા પરના બંદરોની તપાસ ચલાવી જાતરી રાખી ખીલવણી કરવાની યોજના સારૂ કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો. તે પછી ઓ. ખા. બા. ઇબ્રાહીમ હારૂન જાફરે ઇન્ફલ્યુએન્ઝા રોગનાં કારણો ને ઉપાયો વિગેરે માટે તપાસ કરવા કમીટી નીમવાનો ઠરાવ રજુ કર્યો હતો પસાર થયો હતો. તે પછી ઓ. ગો. ગોડબોલેનો મ્યુનીસીપાલીટીઓ અને લોકલબોર્ડોએ સસ્તા અનાજની દુકાનો ખોલવા માટેનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો.

ઓ. મી. હરિલાલ દેસાઇભાઇએ પૂછેલા પ્રશ્નના જવાબમા સરકારે જણાવ્યું કે ચાલુ વર્ષે જમીન મહેસુલ મુલતવી રાખવા કે મહેસુલ કમી કરવાના નિયમમાં કશો ફેરફાર કર્યો નથી તેમજ તગાવી આપવાની ગોઠવણ કરવામા આવે છે ઉત્તર વિભાગમાં સાત લાખ ત્રીસ હજારની રકમ ઉપરાંત ગુજરાતના ખેડુતો માટે સાડાનવ લાખ રૂપીઆની વધારાની મદદ આપવામાં આવી છે.

**દિલ્હી કોંગ્રેસ**—તા. ૨૬, ૨૭, ૨૮ અને ૨૯ મા ડીસેમ્બરના રોજ ભરાશે. તેના પ્રમુખ તરીકે ઓ. મી. મદનમોહન માલવિયા નિમાયા છે.

**ના. હિંદીપ્રધાનની ઇંડિયા કાઉન્સીલના** મેમ્બર ઓન. સર પ્રભાશંકર ડી. પટ્ટણીએ પોતાની નરમ તબીયતથી રાજીનામું આપ્યું છે તેમની જગાએ મૈસોરના દિવાન સર એમ વિશ્વેશ્વરીયા નીમાવાનો સંભવ છે.

**મૉડરેટ કૉન્ફરન્સ**—મુંબાઇમા ઓ. મી. સુરેન્દ્રનાથના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. જેમાં ના. મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડની સુધારાની યોજના સંબંધી નોંધ લેવાના, સુધારો કરવાના અને સંતોષ માનવાના ઠરાવો થયા હતા

**મી. તીલકને ઇગ્લંડમાં બોલવાની છુટ.**—મી. તીલક ઇંગ્લંડ ગયા છે. જેમને માટે રાજકીય બાબતની પ્રવૃત્તિની ને જાહેર ભાષણ કરવાની મનાઇના હુકમો બ્રીટીશ સરકારે રદ કર્યા છે.

---

# वैद्यक टुचका.

**કૃમી**—નમોતરનાં મૂળ, અજમો, કપીલો, ખાખરાનાં બી, નગોડ અને વાવડીંગ સર્વેનું ચૂરણ એક તોલો લઇ તેમાં ૧ તોલો ગોળ મેળવી, ચાર તોલા છાસમા કાલવી પાવાથી કરમીયાં મરી જઇ ઝાડા વાટે નીકળી જાય છે.

નળ ભરાઇ જવાથી ખવાતું ન હોય તો—પુષ્કર મૂળ ૨ તોલા, મરચા ૩ તોલા, ૨ તોલા અમુંબળ અને ૦ા તોલો હીંગ મેળવીને તે સર્વેને વાટી ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી ચણા જેવડી ગોળીઓ વાળવી ને રોજ બે વખત ગળાવવાથી મટે છે.

**ઉનવા**—પેશાબે અગન બળતી. ૦ા તોલો ગુલાબના ફુલ, પીપરીમૂળના ગંઠોડા, ૦ા તોલો સોનામુખી સર્વે વાટી તેમાંથી ૦ાા ભાગ સાકર સાથે ફાકી ઉપર પાચ તોલા દુધ પાવું. અને પછી ત્રણ કલાક પછી બીજો ભાગ પાવો જેથી પેશાબે થતી બળતરા મટશે.

**પેશાબ બંધ થવો**—હજરતે દાઉદ (સાંચો) પાણીમાં ઘસીને ૧ તોલો પાવાથી પેશાબ છુટે છે. (૨) કેશુડાનાં ફુલને બાફીને તેનો પેડુ ઉપર શેક કરવો અને પેડુ ઉપર બાંધવાથી પેશાબ છુટશે.

પુસ્તક ૬ ઠું અંક ૧૧ મો

# ભાગ્યોદય

જાનેવારી સને ૧૯૧૯

## यथार्थ साधु जनोनुं स्वरुप

( હોઈ કહેજો લોગીડાને જઈને હો રાજ, એ લય. )

હોય અંતરના જે સાચા સાધુ જન,
રહે મનમાં સહજ સ્વભાવે એ પ્રસંન્ન,
કષ્ટ ભર્યું તેનું છો હોય લૌકિક જીવન;—રહે૦
એનાં નયનોમાં કાંઈ અમૃત ઝરણું વહે,
એના સઘળા ભાવોમા કાંઈ મર્મો રહે;
હોય શાંતિ રસ ભરીયા તેનાં મધુર વચન.—રહે૦
સ્વાર્થ અંધારૂં નથી અંતરમાં એના,
શોક ઉદ્ગારો કદી કાઢે તેના,
તત્વરસથી ભર્યું ભાસે તેને ત્રિભુવન;—રહે૦
ચિત્તપ્રસાદ એનો તો સતત રહે,
અંતર બહિર એની, શુભના પ્રવાહો વહે,
અંતરે અખંડ ઉઠે તેને આત્મ ગુંજન;—રહે૦

શ્રી. ઉ.

## हृदय प्रदेशमा अंतर्मुख थवा प्रबोध.

( પડતી હવે મુજને ખબર, તું આં જણાયે, એ લય. )

તું પરમ શાંતિ ધારી જા, જ્યાં સ્વર નહિ કે શબ્દ નહિ,
જાગ્રત નહિ કે સુપ્ત નહિ, જે ચલિત નહિ કે સ્તબ્ધ નહિ
બ્રહ્માંડની જ્યાં જીવન જ્યોતિ, તારી આગળ તરવરે,
હઠ સંયમી વિણ અન્યને જે, કોટિ કલ્પે લબ્ધ નહિ;
નિકટ તે તુજ હૃદય વ્યાપી (૨)
જો જે પ્રભા તે રમ્ય, મહાન પ્રતાપી, (૨)
ઉંડાણે, ધ્યાન દ્રઢ સ્થાપી; નિકટ૦
થતાં તેની સહજ ઝાંખી, જીવન પલટાઇ જશે તારૂં,
કદાચ સર્વાંશ તું પાવન, કદાચ છોને મહા પાપી;—નિકટ૦
અરે જો ! જો ! તું તુજમાંહિ, ઉંડે જ્યોતિ દિસે પેલી;
નિકટે જા: હજી નિકટતર જા તું અજપા જાપ ને જાપી;—

# गुरु गोविंदसिंह.

(અનુસંધાન નવેંબરના અંકથી)

## પ્રકરણ ૫ મું.

### ગુરુ ગોવિંદસિંહના વિજયનું પગથીયું.

ગુરુગોવિંદની આત્મા અને સમાજનો ઉદ્ધાર કરવાની પ્રવૃત્તિને તે વખતના અનેક રાજાઓ સાંખી શક્યા નહિ અને કેટલાક તો શિખ ધર્મને પોતાનો શત્રુ સમજવા લાગ્યા પરંતુ ખાલસાસંપ્રદાય તો દિવસે દિવસે ખીલવા મંડ્યો ચારે તરફથી વીરહૃદયના લોકો ઔરંગઝેબના અન્યાયે સતાવાથી ગુરુ સાહેબના શરણે આવ્યા. ગુરુદેવ જાણતા હતા કે તેથી મુગલ બાદશાહ [illegible] થશે, પરંતુ પોતે ધર્મિષ્ટ વીર હતા જેથી શરણે આવેલાનો ત્યાગ કરી શક્યા નહિ. આ [illegible]રોને લઇ ગુરુસાહેબે એક મોટું સૈન્ય તૈયાર કર્યું. ગુરુદેવના પ્રથમ શત્રુ વિલાસપુરના રાજા થયા કે જેના રાજ્યમાં આનંદપુર હતું. તેમણે મહારાજની પાસેથી પરશાદી હાથી માગ્યો. ગુરુદેવે તે ન આપવાથી વિલાસપુરના રાજા યુદ્ધ કરવા તૈયાર થયો તેને આ કામમા ઉશ્કેરનાર તેનો પુરોહિત પામા હતો.

આ સમાચાર આમ તેમ ફેલાતાં વીર શીખ લોકો એકત્ર થયા અને કાયર અને હરામખોરો તેમની માતાને ગુરુસાહેબને યુદ્ધ ન કરવા દેવા સમજાવવા લાગ્યા. માતાએ જ્યારે ગુરુસાહેબને યુદ્ધ ન કરવા આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું કે, "માજી હવે સમય બદલાયો છે. હું મારા પૂર્વજોની માફક ગાદી ભોગવવાને માટે આ જગતમા આવ્યો નથી; પરન્તુ દુઃખીયોને જુલમમાંથી [illegible]વવાને માટે આવ્યો છું." પણ સૌભાગ્યથી [illegible] વિમાસપના રાજા, સરદાર ભીમચંદના [illegible] વાવાઢ્યા તે ચાવાથી યુદ્ધ બંધ રહ્યું.

આ તરફ ગુરુગોવિંદને કોઇ પ્રજા નહોતી તેથી તેમણે માતાની આજ્ઞાથી ખીજીવાર લગ્ન કર્યું. તેમણે નાહનના રાજા મેદિનીપ્રકાશ અને શ્રીનગરના રાજા ફતેહશાહની પંચાતમાં પડી તેમનો પ્રેમ મેળવી લીધો. નાહનવાળાએ પોતાની ઉત્તમ જાગીર આપી અને પાસેજ એક ગઢ બનાવી ત્યાં ગુરુ સાહેબને પોતાની પાંસે રાખ્યા. તે વચ્ચે ગુરુ હરીકીશન અને તેજબહાદુરનો પ્રાણઘાત કરવામાં ભાગ લેનાર સોઢી રામરાયે ગુરુથી ભયભીત થઇને અપરાધની માફી માગી એક મુસલમાન સાધુ બુદ્ધશાહની સાથે પણ ગુરુ સાહેબને મૈત્રી થઇ અને તે બુદ્ધશાહના કહેવાથી ગુરુસાહેબે ઔરંગઝેબના કહાડી મૂકેલા ૫૦૦ પઠાણોને નોકરીમાં રાખી લીધા. ગુરુ સાહેબ વિદ્યાપ્રેમી હતા, તમણે અનેક ઉપયોગી સંસ્કૃત ગ્રંથોની ટીકા દેશી ભાષામાં કરાવી છે. તેમણે રઘુનાથ પંડિતને શીખોને સંસ્કૃત ભણાવવાને માટે નોકર રાખ્યા હતા. પડિતે જ્યારે જાણ્યુ કે શિખોમાં નાતજાતનો ભેદ નથી, અને સઇ, ધોબી ચમાર, ઘાંચી, મોચી સર્વ શિખ ગણાય છે, ત્યારે તે પ્રમાણે શુદ્રોને ભણાવવાનુ તેમણે ના કબુલ કર્યું જેથી ગુરુસાહેબે પાંચ નવયુવકોને બ્રહ્મચર્ય પળાવી કાશી મોકલ્યા તેઓ કેટલોક વખત ત્યાં રહીને પૂર્ણ વિદ્વાન થઇ પાછા આવ્યા. તેમનું નામ નિર્મલા પડ્યુ. જેને લીધે આજ સુધી સંન્યાસિયોમાં એક પંથ નિર્મલોનો પણ ચાલ્યાં કરે છે. આ નિર્મલોએ શીખોમાં યોગ્ય રીતે સંસ્કૃતવિદ્યાનો પ્રચાર કર્યો

કેટલાક-મહાવાસીઓએ પોતાનો દોર જારી રાખ્યો હતો તેમાંથી કેટલાકે મળીને રામરાયને જીવતાજ બાળી દીધો આ અત્યાચારના સમાચાર સાંભળીને ગુરૂસાહેબે રામરાયની સ્ત્રીને પંજાબકુંવરને ત્યાં જઇ તે મહાવાસીઓમાંથી કેટલાકને ફટકાની સજા કરી, કેટલાકને પ્રાણદંડ આપ્યો અને કેટલાકને છોડી મૂકયા આથી તે લોકો ડરી ગયા અને ગુરૂગોવિંદની વાહવાહ ફેલાઇ.

આ તરફ શ્રીનગરના રાજા ફતેહશાહની પુત્રીનું લગ્ન વિલાસપુરના ભીમચંદના પુત્રની સાથે થયું. ભીમચંદ મનમાં ગુરૂની સાથે શત્રુતા રાખતો હતો વિવાહ વખતે ફતેહશાહે ગુરૂમહારાજને આમંત્રણ મોકલ્યું; પણ ત્યાં ગુરૂ જાતે તો ન ગયા પણ પોતાના દીવાન નન્દચંદ અને પુરોહિત દયારામને સવાલાખનો પોષાક લઇને મોકલ્યા. સર્વ રાજાઓથી અધિક પોશાક જોઇને ભીમચંદ બળી ઉઠયો અને ફતેહશાહની પુત્રીના લગ્ન પછી કહ્યું કે જો ગુરૂમહારાજની મૈત્રી તમે છોડી દો તોજ હું કન્યાને મોકલીશ નહિં તો નહિ મોકલું. ફતેહશાહે આ ધમકીથી તેના કહેવા પ્રમાણે કરવાનું કબુલ કર્યું. ગુરૂમહારાજનો પોશાક લૂંટી લેવાનો અને શિખોને એક એક કરીને મારી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો.

શિખ લોકો ત્યાં વીરતાથી લડયા અને મરતાં મરતાં જે બાકી રહ્યા તેમણે ગુરૂસાહેબને આ બનાવની ખબર આપી. આ તરફ ભીમચંદ અને તેના તાબાના રાજાઓએ સલાહ કરી કે આપણે ગુરૂગોવિંદનો વધ કરવો, યા તો પકડીને ઔરંગઝેબને સોંપી દેવો કે જેથી તેની પણ ધર્મવીર ગુરૂ તેગબહાદુરના જેવી ગતિ થાય. આ નિશ્ચય અનુસાર ૨૦-૨૨ પહાડી હિંદુ રાજાઓ પોત પોતાની સેના લઇને ગુરૂ ગોવિંદસિંહજીના ઉપર ચડયા. આ તરફ ગુરૂ મહારાજની તરફથી પણ શિખો તૈયાર થયા. તેમના મુખ્ય પુરૂષોમાં મોહરચંદ ગુલાબચંદ, સાહેબચંદ, હરચંદ, કૃપાળુચંદ, પુરોહિત દયારામ અને સંગિશાહ હતા. ગુરૂસાહેબે બુદ્ધશાહના કહેવાથી જે ૫૦૦ પઠાણો રાખ્યા હતા તેમાંથી ૪૦૦ તો રજા લઇને શત્રુ પક્ષમાં તાબામાં સો સો સૈનિકો હતા. કેવળ કાલેખાં એકલોજ પોતાના સો સૈનિકોની સાથે ગુરૂસાહેબની પાસે રહ્યો. પાંચસે છસે, બીજા ટુકડા ખાનારા ઉદાસી હતા પણ તેઓ તે વખતે નાસી ગયા અને માત્ર કૃપાલુદાસજ ગુરૂની સાથે મરવા મારવાને માટે કાયમ રહ્યા.

આ બનાવથી રાજાઓ પોતાનો વિજય થશે એમ માની આનંદ માનવા લાગ્યા. ગુરૂમહારાજે રામકુંવર, મેહરા અને કાલેખાંને પાવટના ગઢમાં મોકલ્યા અને હરગોવિંદના વખતના પ્રસિદ્ધ વીર પોતાના કાકા કૃપાલસિંહને લશ્કર સાથે લઇને શત્રુની સાથે લડવા માટે મોકલ્યા. ભગાનીના મેદાનમાં શત્રુ દળની સાથે ભેટો થયો. સેનાપતિ સંગોશાહજી પોતાની અર્ધી સેનાને પાછળ મૂકી, અને અર્ધી આગળ કરી પોતે આગેવાની કરી મોરચા ઉપર આવી ઉભા રહ્યા. જોતજોતામાં ઘોર સંગ્રામ થઇ રહ્યો. એવામાં અનુકુળતા મળતા શિખોના તીર શત્રુદળનાં કલેજાંને તોડવા લાગ્યાં. આ તરફ શિખો, જળ, વાયુ, અગ્નિ આદિ તત્વો પણ ગુરૂને અનુકુળ દેખાતાં "વાહ ગુરૂની ફતેહ" બોલતા શત્રુ દલમાં ભંગાણ કરવા લાગ્યા. જોતજોતામાં શત્રુનાં હજારો માણસો માર્યાં ગયાં અને ભીમચંદને છાનામાના મેદાનમાંથી નાસી જવું પડયું.

ભીમચંદના સાળાએ હાથની બાજી જતી જોઇ, ૫૦૦ સૈનિકો અથવા તો વિશ્વાસઘાતી પઠાણોને સાથે લઇને સપાટાબંધ રણમાં આગળ વધવા માંડયું. તે જોઇ પુરોહિત દયારામ અને દીવાન નંદચંદે તેમની સામે જઇ તીરોનો મારો ચલાવી અર્ધી સેનાને વીંધી નાંખી આ તરફ બુદ્ધશાહને પોતાના આપેલા પઠાણોની વિશ્વાસઘાતકતાની ખબર સાંભળી દુખ થયું અને તે જાતે ગુરૂને મદદ કરવા આવ્યા. તેમની સાથે તેમના બેભાઇ, ચાર પુત્ર અને બેહજાર યોદ્ધા હતા. તેમણે પણ દુશ્મનોને વીંધવા માંડયા. આ રીતે ત્રણ મોરચા ઉપર યુદ્ધ થયું તેમાં અંતે ધર્મવીર ગુરૂગોવિંદસિંહ હિંદુધર્મત્રાતાનોજ વિજય થયો અને શત્રુદલની ઘણી વસ્તુઓ, હથિયારો અને માલમતા શીખોને હાથ આવી આતરફ ધર્મની

જાઓની શિક્ષીતસેના ઉપર વિજય મેળવ્યો અને આનંદ છવાઇ રહ્યો.

આ ગુરૂગોવિંદદેવનો પ્રથમ વિજય હતો જો કે તેમા ઘણા વીર અને ધર્મચુસ્ત શિખો માર્યા ગયા હતા, પણ તેમણે જરાપણ હીમત હારી ન્હોતી. સત કૃપાળુદાસ વિગેરે વીરોએ ગુરુ ગોવિંદદેવને પોતાની પાઘડી ઉતારી નમન કર્યું ભગાનીના યુદ્ધ પછી ગુરુજીએ પાંવટા છોડી દીધુ રાજા મેદનીપ્રકાશ તેમના જેવા ભક્ત હતા તેવા જ કાયમ રહ્યા, અને તે પછી તેમણે ઘણી ભેટ ધરી

ઔરંગઝેબની રાક્ષસીવૃત્તી અને પ્રજાપીડન દિવસે દિવસે વધવા માંડી જેથી પંઝાબમાં સર્વત્ર ઘોર અસંતોષ ફેલાઇ ગયો, હિંદુ અને શિખ સર્વે ગુરૂ દેવને સાચા બાદશાહ અને પૂજનીય સમજતા હતા જેથી મુગલોના અત્યાચારની જરૂરી યાદ ત્યાં કરવા લાગ્યા. આ અત્યાચારોની વારવાર ખબર સાભળતાં ગુરુમહારાજનુ હૃદય કંપી ગયુ અને તેથી તેમને તે અત્યાચારોની જડ ઉખેડી નાંખવાની ચિંતા થવા લાગી. પોતપોતાના ઉત્સાહ ભરેલાં વચનોથી પોતાના લોકોને મુગલોની પાસેથી .દશો લેવાને તેમણે તૈયાર કર્યા. ગુરુજીની શિક્ષાનો . સમસ્ત ઉત્તરપશ્ચિમ ભારતમાં ઘણે દૂર સુધી ફેલાઇ ગયો અને અન્ય પ્રાંતોમા હિંદુઓના હૃદય માં વીરતા અને સાહસનો સચાર થયો. આનદ-પુરમાં રણસામગ્રી બનાવવાને માટે કારખાનાં કાઢયાં ઉત્તમોત્તમ બદુક, તલવાર, તીર, કમાન, ગોળીઓ વિગેરે બનાવીને ઉત્તરપશ્ચિમ પ્રાંતમાં પહોંચાડી દેવામા આવી

આ તરફ હારેલા પહાડી રાજાઓને ગુરુની શક્તિનો અનુભવ થયો તેમણે હવે સંધી કરવા-માજ સારૂં છે એમ માન્યું, જેથી ભીમચદ જાતે જ ગુરુદેવ પાસે ક્ષમા માગવા ગયા. જેથી ગુરુ-સાહેબે તેને ક્ષમા આપી. તે દિવસ પછી શિખોએ આનંદગઢ, લોહગઢ, ફતેહગઢ અને કેશગઢના સુપ્રસિદ્ધ દુર્ગને તૈયાર કર્યા.

સંવત ૧૭૮૫ના અરસામા જ્યારે ગઢ બના વવામા આવ્યા અને ઔરગઝેબ દક્ષિણના ઝગ-ડામાં પડેલો હતો. તેમ પંજાબમા રાજકીય સેના ઘણી થોડી હતી, ભડાર પણ ખાલી હતો, પહા ડી રાજાઓનો કર બાકી હતો, તે વખતે ઔર ગઝેબે પંઝાબમાંથી સૈનિક ખર્ચને માટે એક કરોડ રૂપિયા માંગ્યા પણ પંજાબના હાકેમે રૂપિયા મોકલવાનુ બની શકે તેમ નથી એમ જણાવ્યુ. જેથી ઔરગઝેબ ગુસ્સે થઇ ગયો. તેણે પંજાબના પહાડી રાજાઓના ઉપર કર ઉઘરાવવાને માટે સૈન્ય સાથે મીર્ઝાખાં અને અલેફખાને મોકલ્યા ગઢના કૃપાલુચંદે કર આપીને મુસલમાનોને ભી મચંદની વિરૂદ્ધ ઉશ્કેર્યા તેથી મુસલમાનોની સેના વિલાસપુર તરફ ગઈ ભીમચંદ અન્ય પહાડી રા-જાઓને સાથે લઇને મુગલોની સેનાની સાથે લડ વાને તૈયાર થયો, પણ તેમાં તે ટકી શક્યો નહિ તેથી તે પોતાનો પરાજય થતો જોઇ તેણે અને મિત્ર રાજાઓએ ગુરૂને શરણે જઇ તેમની મદદ માગવા માટે દુત મોકલ્યો. ગુરુમહારાજ તેને ઓળખતા હતા તથાપિ ભવિષ્યના વિચારથી પોતાના ચુંટી કાઢેલા પાંચસો સિહ સૈનિકોને દીવાનંદ દયદની આગેવાની સાથે હારતા રાજાઓ ની મદદે મોકલ્યા. સવાર થતા થતાં તો ગુરુમહા-રાજ પણ નદાવ નામના સ્થાનમા કે જ્યાં રણ ક્ષેત્ર હતું ત્યાં પહોંચ્યા. શિખોની કુમક આવી પ-હોંચેલી જોઇ રજપુતોના જીવમાં જીવ આવ્યા, અને ફરી સાહસ અને વીરતાથી લડવા માંડયું. વીર શિખોના તીરોથી મુસલમાનો વીંધાવા માંડયા રાજા દયાલુચદ અને અલફખાં પણ ગુરૂગોવિં-દના તીરથી માર્યા ગયા. સૂર્ય આથમતાં આથમ-તાં તો મુગલોની સેનામાં નાસભાગ થવા મંડી અને સર્વ કોઇ જીવ લઇને નાઠા. આ ગુરૂ ગોવિંદ મહારાજનો બીજો વિજય હતો.

# आंतरिक इच्छाशक्तिनो उन्नतिमां उपयोग.

( અનુસંધાન ગતાંકથી )

જગતમાં ઘણા માણસો પોતાની સ્થિતિને માટે મનમાં અને મનમાં મુંઝાયા કરે છે. આ માણસો પોતાને પ્રાપ્ત સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં કેમ જઇ શકતા નથી તેનું કારણ જોઇશુ તો જણાશે કે તેઓ પોતાને તેજ સ્થિતિને માટે લાયક છે એમ માને છે. જે માણસને પોતાની ઉન્નતિ કરવાનો ઉત્સાહ નથી, જે પોતાને પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માને છે, અને જે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવી તેને માટે શંકા રાખે છે તેવા માણસો ભાગ્યેજ એક ડગલું આગળ વધી શકે છે.

ઘણા માણસોને પોતાના આત્મસામર્થ્યમાં શંકા હોય છે, તેથી તે માણસો પ્રયત્ન કરે છે, છતાં પણ આગળ જઈ શકતા નથી. જે માણસને જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે તે વસ્તુ મળશેજ તેવી જો તેને શ્રદ્ધા હોતી નથી તો તે વસ્તુ પ્રયત્ન કરવા છતાં પણ તેને મળતી નથી. કોઈપણ વસ્તુ મેળવવાને માટે દરેક મનુષ્યે તે વસ્તુ પોતાને મળશે જ એવી શ્રદ્ધા રાખવી જોઇએ. અને જે વસ્તુ પોતાની નથી એમ માનવા છતાં જે તે મેળવવાનો યત્ન કરે છે તેને તે વસ્તુ મળી શકતી નથી.

જે માણસો સંકોચથી વર્તે છે, અન્ય માણસોને જોઇ દબાય છે, જે માણસો પોતે માને છે કે આપણી અમુક કામ કરવાની લાયકાત નથી, આપણે અમુક વ્યક્તિ કરતાં હલકા છીએ, તે માણસો આ સંસારમાં પોતાની ઉન્નતિ કરી શકતા નથી. જગતપિતા પરમાત્માએ આ જગતની અંદર સર્વ વસ્તુઓ પોતાના પુત્રોને માટે જ ઉત્પન્ન કરી છે, આપણે તેમના પુત્રો છીએ તો તે વસ્તુઓ આપણને મળવીજ જોઇએ જો તે વસ્તુઓને આપણે ન મેળવી શકીએ તો તેમાં આપણો જ દોષ છે, અને તેનું કારણ એ છે કે આપ આપણી આત્મશક્તિઓને સંકુચિત બનાવી દીધી.

કેટલાક માણસો દઢ પણે એવું માને છે આપણી આવી જ યોગ્યતા છે, આપણે જે સ્થિતિમાં મૂકાયા છીએ તેજ સ્થિતિને માટે આપ લાયક છીએ, આપણે તો ગરીબ જ છીએ અ ઇશ્વરે આપણને ગરીબ જ બનાવ્યા છે મા આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ છતાં પણ પ્રા સ્થિતિને બદલી શકવાના નથી આવું દઢપણે માનનાર માણસ પોતાની ઉન્નતિ કરી શકતો નથી. તેને અન્યને ઉન્નતિના શિખરે જોઇ એમ થાય છે કે આ માણસ શાથી ભાગ્યશાળી બન્યો હશે? અમે બંને જણ સાથેજ હતા, એક જ ગામના રહેવાસી, સાથે ભણ્યા છતાં હું તો હું તેવો ને તેવો જ રહ્યો અને આતો ભાગ્યશાળી બન્યો, આવા ઉદ્ગારો કાઢ્યા કરે છે. પણ તે પોતે ભાગ્યશાળી થવા પ્રયત્ન કરતો નથી. તેનું કામ માત્ર નિસાસા નાખી પ્રાપ્ત સ્થિતિમાં પડયા રહેવાનું છે તેને પ્રાપ્ત સ્થિતિથી જરા પણ આગળ વધવાની પોતાનામાં શક્તિ છે કે નહિ તેની ખબર નથી, તે તો એમજ માને છે કે હું તો આજ સ્થિતિમાં પડી રહેવાને માટે લાયક છુ. અને તેથીજ તે હમેશાં દરિદ્રતારૂપી ખાડામાં સડયાં કરે છે.

પરમાત્માએ મનુષ્યને કોઇ દરિદ્ર રહેવા માટે જન્મ આપ્યો નથી, તે ગરીબ, દરિદ્ર, કે દુઃખી રહે તેવો ઇશ્વરનો હેતુ નથી, સંસારમાં તેમણે મનુષ્યોને માટે અનેક પ્રકારની સામગ્રી ભરેલી છે. આવી સમૃદ્ધિના ભંડારમાં રહેવા છતાં પણ ઘણા માણસો દરિદ્રી રહે છે તેનું કારણ એ છે કે તેમણે પોતાના વિચારોને ક્ષુદ્ર અને સંકુચિત રાખી પોતાની ઉન્નતિની હદ બાંધી દીધેલી હોય છે.

આપણી ઉન્નતિ કરનાર, આપણા ચરિત્રને ઘડનાર, અને આપણી પ્રાપ્ત સ્થિતિમાંથી આપણને ઉચ્ચ સ્થાને લઇ જનાર આપણા વિચાર છે. જો આપણે ભયના કે દરિદ્રતાના વિચારોનું રટણ કર્યા કરીએ, જો આપણે દરિદ્રતાથી ડરતા રહીએ, જો ભયથી કંપીએ, તો એ દરિદ્રતા અને ભયના વિચાર આપણા જીવનપ્રદેશમા જડ જમાવી દે છે અને તેના પ્રભાવથી આપણે એક એવા લોહચુમ્બક જેવા થઈ જઈએ છીએ કે, દરિદ્રતા અને લાચારી, એ આપણા તરફ વધુ પ્રમાણમાં આકર્ષાઇ આવે છે

દયાળુ પરમાત્માની એવી ઇચ્છા નથી કે આપણે આપણા ઉદરનિર્વાહના સાધનો માટે પણ કઠિન કષ્ટને સહેવું પડે, આપણો અમૂલ્ય સમય માત્ર તેમાંજ વહી જાય અને જીવનને સુધારવાનો વખત પણ આપણને મળે નહિ. ઇશ્વરે આપણને જીવન એ માટે બક્ષ્યું છે કે આપણે તેની પૂર્ણતા કરી તેના સૌંદર્યનો વિકાસ કરી શકીએ. આપણી સર્વથી મુખ્ય અભિલાષા એ હોવી જોઇએ કે આપણે આપણા મનુષ્યત્વનો વિકાસ કરી, આપણા જીવનને સુંદર અને ઐશ્વર્યશાળી બનાવી શકીએ. કેવળ જડ દ્રવ્યોમા આપણું સઘળું જીવન વિતાવા કરતાં માનસિક ગુણોને એકત્રિત કરવામા આપણા સમયનો વધુ ઉપયોગ કરવો જોઇએ.

આપણે એક એવો નિશ્ચય કરવો જોઇએ કે આપણા મનમા દરિદ્રતાના એક પણ વિચારને પેસવા દેવો નહિ, પણ માત્ર દૃઢ આગ્રહથી સમૃદ્ધિની જ આશા રાખી પૂર્ણતાના વિચારનેજ આપણા મનમાં આવવા દેવા જોઇએ ઐશ્વર્યશાળી આદર્શ કે જે આપણી સ્વાભાવિક પ્રકૃતિને અનુકુળ હોય તેનેજ આપણા આત્મામાં સ્થાન આપવું જોઇએ. તેણે દૃઢ શ્રદ્ધાપૂર્વક નિશ્ચય કરવો જોઇએ કે આપણને સુખ અને સમૃદ્ધિ પ્રાપ્ત કરવાને માટે જરૂર સફળતા મળશે જ, આ પ્રકારનો નિશ્ચય, આશા અને અભિલાષા, તમને જે પદાર્થની લાલસા છે તે જરૂર પ્રાપ્ત કરાવશેજ અમ અંતઃકરણની અભિલાષામાં જ ઉત્પાદક શક્તિ રહેલી છે.

ખરી વાત એવી છે કે આપણે આપણા રચેલા સંસારમાં રહીએ છીએ. આપણે આપણા જ વિચારોના ફળરૂપે વર્તમાનકાળ છીએ, દરેક મનુષ્ય પોતાના વિચાર અનુસાર જ પોતાના સંસારને બનાવે છે, શુભ વિચારથી તે પોતાની આસપાસના વાયુમંડળને સમૃદ્ધિ, ઐશ્વર્ય, અને પૂર્ણતાથી સુવાસિત રાખી શકે છે. તેવીજ રીતે દરિદ્રતાના, ખામીના અને દુઃખના વિચારો તેને દરિદ્ર, દુઃખી અને ક્લેશી બનાવે છે

મનુષ્ય એ ઇશ્વરના અંશરૂપે છે ઇશ્વરે તેને આમતેમ દુઃખમાં રવડવા માટે બનાવ્યો નથી. પણ ઉચ્ચ આકાંક્ષાથી ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરવા માટે ઉત્પન્ન કર્યો છે. તેને દરિદ્રતા કે ગરીબીમાં પડ્યા રહી સડવા માટે ઉત્પન્ન કર્યો નથી પણ મહાન્ અને શ્રેષ્ઠ પદાર્થો પ્રાપ્ત કરવાને માટે જન્મ આપ્યો છે. શાંતિપ્રદ, ઐશ્વર્યસંપન્ન પરમાત્માએ પરમાત્માના પુત્રોની અંદર પૂર્ણ શ્રેષ્ઠતા, પૂર્ણ સૌંદર્ય, પૂર્ણ મહત્ત્વ, અને પૂર્ણ ઐશ્વર્ય ભરેલું છે. પરંતુ દરિદ્રતાના સંકુચિત વિચારોએ તેમને સંકુચિત બનાવી દીધાં છે જો આપણે જીવનના આદર્શને ઉચ્ચગામી બનાવીએ, જો આપણે આપણા ઐશ્વર્યને મેળવવાને માટે ઉત્સુક રહીએ, અનર્ગળ ધન પ્રાપ્તિની જીજ્ઞાસા કરીએ, તો જરૂર આપણું જીવન પરિપૂર્ણ અને ઐશ્વર્યશાળી બનવાનુંજ. દયાસાગર પરમાત્માની ઇચ્છા નથી કે આપણે ગરીબ રહીએ, પણ આપણા સંકુચિત વિચારોથી અને આપણા જન્મસિદ્ધ આદર્શમાં ન્યૂનતા આવી જવાથી આપણી એવી શોચનીય દશા થઇ ગઇ છે.

મનુષ્યની રચના અને પરિસ્થિતિનો વિચાર કરવાથી આપણને એવા સેંકડો પ્રમાણ મળી આવશે કે તે અનન્તરૂપને મહાન્ અને દિવ્યપદાર્થોના ઉપભોગને માટે બનાવવામા આવ્યો છે, જેને આજ કાલ કોઈ વિરલ ભાગ્યશાળી મનુષ્યજ પ્રાપ્ત કરી તેનો આનંદ ભોગવી શકે છે.

જ્યારે આપણામાં ઇશ્વરીય ગુણો રહેલા છે અને આપણે ઇશ્વરના પુત્ર હોવાનો દાવો કરીએ છીએ, ત્યારે આપણે કેમ મહાન્ અને ઉત્તમ નસ્તુ

એની આશા ન કરીએ ? જે કાંઇ ઇશ્વરનું છે, આતો વિશ્વમાં જે કાંઈ સૌંદર્ય અને સુખસમૃદ્ધિ છે, તે સર્વના આપણે હકદાર છીએ. આપણા મનના ભાવને પૂર્ણ તથા ઉત્તમ પદાર્થોને અભિમુખ કરી લેવા જોઇએ, અને તેને મન, વચન અને યત્નથી મેળવવાની અભિલાષા રાખવી એજ તેની પ્રાપ્તિનો રાજમાર્ગ છે.

રાજાઓના રાજા પરમાત્માનાં પુત્ર પુત્રિયો, વિશ્વના મહાન અને દિવ્ય પદાર્થોના ઉત્તરાધિકારી હોવા છતાં, અવર્ણનીય સમૃદ્ધિના સમુદ્રના કિનારા ઉપર રહેવા છતાં, તેમજ ઘરના દ્વાર આગળ ઐશ્વર્ય વહેતા છતાં, પણ જેઓ ભૂખે મરે છે અને પોતાના પેટની જ્વાળાને ઓલવી શક્તા નથી તેઓનામા જરૂર કાઇક ખામી છે, જો તેઓ પોતાની આ ખામી કે ભૂલને સુધારે તો જરૂર તેમને તે પદાર્થો મળી શકે.

આપણી વર્તમાન અવસ્થા, આપણી આર્થિક દશા, આપણા મિત્ર કે શત્રુ, આપણી ઐક્યદશા કે વિરોધ એ સર્વ આપણા વિચારોના ફળરૂપ છે. જો આપણે માનસિક ભાવ દરિદ્રતાના વિચારોમા મળી જાય, જો આપણને સર્વ અશક્ય જણાવા લાગે તો આપણી પરિસ્થિતિ પણ તે રૂપજ થવાની. તેથી વિપરીત જો આપણા વિચારો સુધરી ઉદાર અને વિશાળ બને, મનમાં સુખસમૃદ્ધિના વિચારનું રટણ થયાં કરે, અને ઇપ્સિત સુસ્થિતિને પ્રાપ્ત કરવાને માટે મન, વચન, અને કર્મથી પ્રયત્ન કરતા રહીએ તો આપણી પરિસ્થિતિ પણ આપણા મનોવાંચ્છિત પદાર્થોને અનુકુળ બની જવાની.

જે કાઇ આપણે આપણા જીવનમાં પ્રાપ્ત કરીએ છીએ, તે આપણા વિચારરૂપી દ્વારોમા થઇને આવે છે અને તેના સમાનજ તેનો રૂપ રંગ અને ગુણ પણ હોય છે. જો કોઇ મનુષ્યને કોઇ અસાધ્ય તથા લાંબા વખતનો રોગ, કે નિવારણ ન થઇ શકે તેવુ દૈવાધિન દુ:ખ ન પડવા છતા પણ જો તે ઘણા વર્ષોથી ગરીબીમા રખડયાં કરતો હોય તો માનવુ જોઇએ કે તેના માનસિક ભાવોમાં અને તેના નિર્ધારોમાં ગરીબી અને દુ:ખે પ્રવેશ કર્યો છે. તે હમેશ ગરીબી, અશક્યતા, નિર્ધનતા અને એવાજ દુ:ખકર સ્થિતિને લાવનારા વિચારોનું સેવન કરનારો છે, કે જે તેને તેમાંથી બહાર નીકળવા દેતા નથી.

જો તમે તમારી પ્રાપ્ત સ્થિતિથી સંતોષ ન થતા હો, જો તમને એમ લાગે કે મારૂં જીવન કઠોર છે, હું નિર્ભાગી છુ, અને તમે તમારી સ્થિતિને માટે તમારા ભાગ્યનો દોષ કહાડતા હો તો તેમાં તમારી ભૂલ છે. એ સર્વ તમારા વિચાર અને ઇચ્છાઓનુજ પરિણામ છે તે અવસ્થા તમને પ્રાપ્ત થવામાં તમારા સિવાય બીજા કોઇનો દોષ નથી.

શુદ્ધ વિચાર જ આપણા જીવનને શુદ્ધ કરે છે, સમૃદ્ધિના તથા ઉદાર વિચારજ ઉત્સાહપૂર્ણ પ્રયત્નનો સહયોગ થતાં ઇપ્સિત ફળની પ્રાપ્તિ કરાવે છે, જો આપણે પૂર્ણ તથા સકલ ઐશ્વર્યતાના દાતા, અનંત ખજાનાના મૂળરૂપ તથા જે શક્તિ આપણું ભરણપોષણ કરે છે, જે આપણી ઇચ્છાઓને પૂરી કરે છે, જે આપણી દશા સુધારવાને માટે પ્રેરણા કર્યા કરે છે, તે શક્તિના ઉપર દૃઢ શ્રદ્ધા રાખીએ તો પછી આપણને કોઈ વસ્તુની ખામી પડશે નહિ અને આપણને અશક્યતા શી વસ્તુ છે તેનો અનુભવ પણ થવાનો નહિ.

ઘણા માણસોને આ દૈવી ખજાના ઉપર જોઇએ તેવો વિશ્વાસ યાતો શ્રદ્ધા હોતી નથી બાળક પિતાની સાથે જેવો સંબંધ રાખે છે તેવોજ સંબંધ આ દૈવી ખજાનાની સાથે રાખવો જોઇએ. આપણને આ શક્તિ ઉપર અર્ધો પણ વિશ્વાસ હોતો નથી, એથીજ આપણને જે કાઇ પ્રાપ્ત થાય છે તે ક્ષુદ્ર હોય છે જે ઐશ્વર્ય ઉપર આપણો અધિકાર છે, તે મેળવવાને માટે આપણે ઇચ્છા રાખતા નથી એથીજ આપણે અપૂર્ણતા, સંકિર્ણતા, દરિદ્રતા અને એવીજ દુ:ખદ સ્થિતિને પ્રાપ્ત કરીએ છીએ. આપણે ઉદારતાપૂર્વક કોઇ વસ્તુની માગણી કરતા નથી પણ માત્ર ક્ષુદ્ર વસ્તુઓથીજ સંતુષ્ટ થઇ જઇએ છીએ. અને તેથીજ આપણે આપણી પ્રાપ્ત સ્થિતિમાંથી આગળ એક તસુ પણ વધી શકતા નથી ઇશ્વરની તો એવી ઇચ્છા છે કે આપણે સુખ સમૃદ્ધિવાળું જીવન વ્યતીત કરીએ; જે

કોઈ આપણે માટે હિતકર છે તે વિપુલતાથી આપ-
ણી પાસે રહે. કોઈ પણ માણસે દુઃખી કે દરિદ્રી
ન રહેવું જોઈએ. મનુષ્યને જે વસ્તુની જરૂર પડે
તે વસ્તુ તેને મળવી જ જોઈએ જરૂરી વસ્તુઓ ન
મળવી એ માનવસ્વભાવને અનુકૂળ નથી

તમે દૃઢતાપૂર્વક માનો કે "તમારે જે વસ્તુની
જરૂર છે તે વસ્તુની સાથે તમારી એકતા છે,"
તમારાં મન, વચન અને કર્મને તે વસ્તુની સાથે
એકાગ્ર કરો, તેની પ્રાપ્તિને માટે જરા પણ સંદેહ
ન રાખો. તે વસ્તુ તમને જરૂર પ્રાપ્ત થવાની જ.
અને જરૂર તમે તે વસ્તુને તમારા પ્રતિ આકર્ષિત
કરી શકવાના

દરિદ્રતા અને ગરીબાઈ એ મનુષ્યના માનસિક
રોગો છે જો તમે તેનાથી પીડાતા હો, જો તમે
તે રોગના પંજામાં સપડાયા હો, તો તમારા તે
માનસિક ભાવને બદલી નાખો. અને દુઃખના, દરિ-
દ્રતાના તેમજ લાચારીના વિચારો મનમાં લાવવાને
બદલે સુખના, સમૃદ્ધિના, ઐશ્વર્યના, સ્વતંત્રતાના
અને આનંદના વિચારોને તમારા મનોક્ષેત્રમાં સુશો-
ભિત કરો. પછી તમને તમારી ઉન્નતિ કેટલી
ઝડપથી થયેલી જણાશે કે તે જોઈ તમને આશ્ચર્ય થશે.

આપણને વિજય, સફળતા અને પૂર્ણતા મનની
વૈજ્ઞાનિક ક્રિયાથી પ્રાપ્ત થઈ શકે છે જે મનુષ્ય
સમૃદ્ધિશાળી અને સૌભાગ્યશાળી છે તેને પૂર્ણપણે
વિશ્વાસ હોય છે કે હું સમૃદ્ધિશાળી અને સૌભા-
ગ્યશાળી થઈ ગયો છું તેને પોતાની પૈસા કમા-
વાની યોગ્યતા ઉપર પૂર્ણ વિશ્વાસ હોય છે તે
પોતાના કાર્યને સંદેહ કે શંકાશીલ મનથી શરૂ
કરતો નથી. તે પોતાના સમયને દરિદ્રતાની કે ગરી-
બાઈની વાતો કે વિચારોમાં ગુમાવતો નથી તે દરિ-
દ્રની માફક લથડીયાં ખાતો ચાલતો નથી અને તે
ગરીબાઈનો પોષાક પણ પહેરતો નથી તે જેને માટે
પ્રયત્ન કરે છે અથવા જેને મેળવવાની ઇચ્છા કરે
છે તેના તરફ પોતાના મુખને ફેરવે છે, અને તે
વસ્તુ તેને મળશે જ એવો તેને પૂર્ણ વિશ્વાસ અને
દૃઢ નિશ્ચય હોય છે.

જગતમાં એવા હજારો માણસો છે કે જે પોતાની
ગરીબાઈથી અર્ધ સંતુષ્ટ થઈ ગયા હોય છે અને
જેમણે વિકાસ ગરીબીના પંજામાંથી નીકળવાની
તક છોડી દીધી છે. એમને તો હાલ તે ભલે પ્રતિદિન
કરે તોપણ તેમણે પોતાની આશા તો ખોઈ
હોય છે. સ્વાધીનતા પ્રાપ્ત કરવાની પ્રેરણા [illegible]
કરી નાખી હોય છે.

ઘણાં મનુષ્યો એવા હોય છે કે જે જેમ
ખીના ડરથી અથવા તો ગરીબીની ભાવના
પોતાને ગરીબ બનાવી દીધેલા હોય છે.
બાળકોનાં મન ગરીબીથી ભરી દીધેલાં હોય
સવારથી સાંજ સુધી તેમણે ગરીબ અને ગરી-
બાઈના વિચારોને સાંભળ્યા હોય છે. જ્યાં તેની નજર
પડે છે ત્યાં તેને દરિદ્રતાનું જ ચિત્ર જણાય છે.
દરેક મનુષ્યના મુખે એવા આત્મઘાતકતાના [illegible]
રોને સાંભળે છે. અને એવી રીતે તેને ચારે
તરફથી દરિદ્રતા અને દરિદ્રતાની જ પ્રેરણા મળી
છે. આવા વાતાવરણમાં ઉછરેલા બાળકો, પોતાના
બાપની દીન સ્થિતિને પાછી તોડી કરે અને
ઉપર જરા ઝાઝી ગરીબાઈને વધારે તેમાં
આશ્ચર્ય!

શું તમે આવી વાતોનો વિચાર કોઈ પણ દિ
કર્યો છે? જે ગરીબાઈથી તમે ભય પામો છો,
નિષ્ફળતાની તમને નિરાશા મળે છે, અને જે દુઃખ
તમારું હૃદય ધડકે છે, તેવી વાતો અને વિચ
તમને માત્ર દુઃખી જ કરે છે એટલું જ નહિ, પ
તમારી આર્થિક દશા સુધારવાને યોગ્ય પણ
રહે તેવી બનાવે છે આવી રીતે આ દુઃખદ
પાછા તમે એવો ભારે બનાવી દીધો હોય છે
જે પહેલાં તમારાથી ઉપડી શકાતો નહોતો.

તમારી આસપાસની પરિસ્થિતિ ભય કર કે
હોય તેની પરવાહ ન કરો. પરંતુ જે તમને અ
તકર જણાય તે પદાર્થ ઉપરથી તમારા મનને પ
વાળી લ્યો જે સ્થિતિ તમને ગુલામ બનાવેલી રે
કે જે તમારો સર્વોત્કૃષ્ટ વિકાસ કરવામાં નિ
નાખની હોય તેવી સ્થિતિપરથી તમારા મુ
પાછું વાળી લ્યો. દુઃખ અને દરિદ્રતાના વિચારે
સેવન કરીને તમે કયા તરફથી સમૃદ્ધિને ઉત્પ
કરી શકો તેમ છો? તમારી દશા તમારા માનસ
ભાવના અને તમારા આદર્શોને અનુકૂળ જ પ્રેરક

આપણા આદર્શ યાતો આપણી માનસિક ભાવના આપણા આત્મામાં પ્રવેશ કરી શકે છે. જો આપણે દરિદ્રતાના વિચારમાં ગ્રસ્ત રહીએ તો આપણી દશા હંમેશાં તેવીજ રહેવાની.

મનુષ્ય જે વસ્તુને માટે પ્રયત્ન કરે છે તે વસ્તુને માટે જો તેને શંકા હોય છે તો તેને તે મળતીજ નથી. આપણને જે મેળવવાની ઇચ્છા હોય છે તેજ મળે છે. એક માણસ વેપાર કરે છે, પણ જો તેમાં તેને શંકા રહે છે કે મને પૂરો લાભ મળવાનો નથી, તો માણસને તે વેપારમાં ખોટજ જાય છે. જે માણસ આશા વગર એટલે તે વસ્તુ પ્રયત્ન કરવા છતાં પણ નહિ મળે એમ માને છે તેને તે વસ્તુ પ્રયત્ન કરવા છતાં પણ મળતી નથી. જે માણસ પોતે ગરીબજ છે, અને હવે પછી ગરીબ મટવાનો જ નથી એવું માને છે તે કદાપી પણ ધનવાન બની શકતો નથી ઘણા માણસો ગરીબ ઘરમાં જન્મવા છતાં ધનવાન થયા છે. જ્યારે ઘણા માણસો એવા હોય છે કે, આપણે તો "લાખો મળવાના નથી ને લખેશરી થવાના નથી" એવા વિચારને વળગી રહી ગરીબીનેજ કાયમ રાખી રહ્યા હોય છે. તેવા માણસો માને છે કે "આપણું નસીબજ ફુટું છે. આપણે તે વળી ધનવાન થવાય કે, આ પૈસાદાર છે તેના બરોબરી આપણાથી કાંઇ થઇ શકે કે! આપણા નસીબમાંજ ગરીબાઈ છે." આવા વિચાર કરી પોતે હંમેશને માટે ગરીબીમાંજ સડયાં કરે છે.

દરેક માણસે પોતાના સૌભાગ્ય સૂર્યની તરફ પોતાના મોંને સીધું રાખી ઉભા રહેવું જોઇએ, વિજય અને સુખ ઉપર દરેક મનુષ્યનો સ્થાયી હક છે, કેટલાક માણસો પૈસા કમાવાની ઇચ્છા કરે છે ખરા; પરંતુ પોતાના મનને એટલું બધું સંકુચિત રાખે છે કે તેની વિપુલતાને મેળવી શકતા નથી. જે મનુષ્ય સમૃદ્ધિની આશા રાખે છે તે હમેશાં પોતાના મનોમંદિરમાં સમૃદ્ધિને ઉત્પન્ન કરતો રહે છે, અને તેની આર્થિક ઇમારતને બનાવ્યા કરે છે.

જો તમારે સુખ, અને સમૃદ્ધિને જોઇતા હોય તો આજથી તમારે સુખ અને સમૃદ્ધિની નવી મૂર્તિને–યા નવા આદર્શને રચવાં જોઇએ. તમે ઘણા દિવસ સુધી દરિદ્રતાના દુઃખના અને દુર્ભાગ્યના માલીક મેતાનની આરાધના કરી છે. હવે તમારે એ વિચારને દૃઢ કરી લેવો જોઇએ કે "ઇશ્વર તમને દરેક વસ્તુ આપનાર છે," જો તમે આ વિચારની સાથે તલ્લિન થઇ જશો, તેની નિકટસ્થ સંબંધ રાખી શકશો તો પરમાત્માના અખૂટ ભંડારમાંથી દરેક વસ્તુ તમને પ્રાપ્ત થવાની જ અને તે પછી તમને કોઇ વસ્તુની ખામી રહેશે નહિ.

જે મનુષ્ય થોડી મિલ્કતવાળો છે તે ગરીબ નથી પણ જે માણસ દરિદ્રતાના વિચારોમાં ગ્રસ્ત રહે છે, જેની સહાનુભૂતિમાં દરિદ્રતા ઝળકી રહેલી છે, જેના વિચારોમા દરિદ્રતાની ઝલક દેખાઇ રહી છે, જેની ગુણગ્રહણની શક્તિમાં દૈવત્વનો અભાવ દેખાયા કરે છે. જે આત્મ પતનનો અપરાધ કરે છે તેજ યથાર્થ ગરીબ છે અને તે માનસિક દરિદ્રતા, યા અર્થ હીનતા છે કે જે તમને ગરીબ બનાવી શકે છે.

મનના સાહસિક કાર્યમાં કેવી મોટી શક્તિ રહેલી છે તેને ઘણાં થોડા જ માણસો જાણી શકે છે. જો આપણે આપણી માનસિક સૃષ્ટિમા કોઇ પદાર્થને સારી રીતે નિર્માણ કરી શકીશું તો તેને આ દૃશ્ય સૃષ્ટિમાંપણ આપણે સારી રીતે બનાવી શકીશું.

કરોડાધિપતિ માણસ પોતાની સમૃદ્ધિશાળી સ્થિતિને પ્રથમ માનસિક સૃષ્ટિમાં ઉત્પન્ન કરે છે. જે પછી સમૃદ્ધિ તેની તરફ પ્રબલ વેગથી જઇ પહોંચે છે. ઘણા ધનવાન પુરુષો પોતાના હાથે ઘણું થોડું કામ કરે છે. પણ તે વિશેષે કરીને પોતાના મનમાં સમૃદ્ધિની ઇમારતને રચ્યાં કરે છે, તે કાર્યની સિદ્ધિના સ્વપ્નાં જુવે છે તે માનસિક પ્રવાહને ઉનન્ત શક્તિના મહાસાગરની તરફ વ્હેવરાવે છે, અને પોતાની અભિલાષાને અનુકૂળ ફળને તેમાંથી પ્રાપ્ત કરે છે.

સમૃદ્ધિના નિયમોનું યોગ્ય રીતે પાલન કરવાથી જેવી રીતે પ્રત્યક્ષ લાભ થાય છે, તેવો કંજુસીથી એક પાઇ ભેગી કરવાથી થતો નથી, કંજુ-

સીથી આપણો આત્મા મલીન, સંકીર્ણ અને અનુદાર થઈ જાય છે અને તેથી આપણને કોઈ વધુ લાભ થઈ શકતો નથી. આપણે આપણા મનના વેગની તરફ જઈએ છીએ. જો આપણે આપણા મનને દુખ, દરિદ્રતા, અને ગરીબાઈની તરફ વાળેલું રાખીશું તો આપણને તેવી દશા પ્રાપ્ત થશે અને જો આપણે આપણા મનના વેગને સુખ અને સમૃદ્ધિની તરફ વાળેલું રાખીશું તો આપણને તેવી સ્થિતિ પ્રાપ્ત થશે.

જે વસ્તુ આપણને લાભદાયક છે અને આપણને મળી શકે છે, તેનું નામ સૌભાગ્ય અને સમૃદ્ધિ છે. આત્માને પ્રકાશિત કરનારી એવી વસ્તુ આપણને વિપુલતાથી પ્રાપ્ત થાય, જે વસ્તુ શ્રેષ્ટ, ઉચ્ચ અને ઉપયોગી હોય તેવી વસ્તુઓ આપણી પાસે ભંડાર ભર્યો રહે, એવી આપણે અભિલાષા રાખવી જોઈએ. જે વસ્તુ આપણાં વ્યક્તિત્વને, આપણા જીવનને અને આપણા અનુભવને વૈભવશાળી કરે છે જે આત્મિક વૈભવ, આત્મિક પૂર્ણતા, યા આતરિકજ્ઞાન છે, તે વસ્તુનું નામ સાચું સૌભાગ્ય, યાતો સાચી સમૃદ્ધિ છે. અને તે મેળવવા મનુષ્ય માત્રે પ્રયત્ન કરવો જોઈએ. અને જે માણસ તેને મેળવે છે, તેજ યથાર્થ સમૃદ્ધિશાળી છે.

---

## શ્રી રામ–ચરિત્રમાં લોકચરિત્રનો પૂર્ણાદર્શ

( અનુવાદક—વાડીલાલ કાળુભાઈ સંઘવી, )

---

મનુષ્ય જીવનને આનંદમય બનાવવાને માટે જેટલા સદ્‍ગુણોની જરૂર હોય છે, તે સર્વ શ્રી રામચન્દ્રજીના જીવનમાં પૂર્ણતાથી વિદ્યમાન હતા. તેમની આસ્તિકતા, સહનશીલતા, સુખ દુઃખમાં એક સરખો ભાવ, વૈરાગ્યભાવ, પિતૃભક્તિ, માતૃભક્તિ, ભ્રાતૃપ્રેમ, ભક્તવત્સલતા, શરણાગત પરાયણતા, જ્ઞાનસ્પૃહા, સચ્ચરિત્રતા અને ભદ્રતા આદિ સર્વ ગુણ સંસારમાં આદર્શજીવન બનાવવાને માટે સર્વોત્તમ હતાં. જે વખતે લક્ષ્મણે શ્રી રામચન્દ્રજીના વનવાસના વિષયમાં પ્રતિવાદ કરી પિતા દશરથનો દોષ બતાવ્યો હતો તે વખતે જે ભાવથી શ્રી રામચંદ્રજીએ સર્વ દૈવી કારણ બતાવ્યું હતું, તે ઉપરથી તેમના હૃદયની પરમ આસ્તિકતાનો પરિચય મળે છે.

સુખ, દુઃખ, ભય, ક્રોધ, લાભ, અલાભ, બન્ધ અને મોક્ષથી તેમાં જો કોઈ પ્રત્યક્ષ કારણ વગર બને તો તે દૈવી કારણ જાણવું જોઈએ. તીવ્ર તપસ્વી મહર્ષિગણ પણ તીવ્ર નિયમનો ત્યાગ કરી ફક્ત દૈવના પ્રતાપથીજ કામક્રોધાદિને વશ થઈ જાય છે. કોઈ શરૂ કરેલ કર્મને બલથી નિવૃત્ત કરી, સંકલ્પ અથવા પ્રત્યક્ષ કારણ વિનાજ અચાનક જે કોઈ સુખ દુઃખ આવી મળે તેમાં દૈવનોજ હાથ છે એ જાણવું જોઈએ. આ પ્રકારના વિચારદ્વારા અંતઃકરણને તેમણે મનાવેલ છે, અને તેથીજ રાજ્યાભિષેક અટકવા થવાથી પણ તેમને કોઈ જાતનું દુઃખ થ[illegible] નથી. આ જ તેમના ચરિત્રમાં પરમ આસ્તિકતા[illegible] લક્ષણ હતું. તેમના જીવનમાં સહનશીલતા અ[illegible] સુખદુઃખમાં સમાન ભાવનું અસાધારણ પ્રમા[illegible] મળે છે, નિરપરાધિ સતી સીતા અને પરમપ્રિ[illegible] લક્ષ્મણનો ત્યાગ કરી શ્રી રામચન્દ્રજી પોતાનું જીવ[illegible] ધારણ કરી શક્યા હતા, એ તેમની પરમ સહનશીલ[illegible] તાનુંજ ફળ છે. જે વખતે પ્રાપિણી કૈકયીએ વનવા[illegible] રૂપ કઠિણ વચન સંભળાવ્યું તે વખતે પણ શ્રી રા[illegible] ચન્દ્રજીના ચિત્તમાં બિલકૂલ ક્ષોભ થયો નહિ. [illegible] દશરથ ફક્ત પુત્ર–વિયોગ–દુઃખથી અત્યન્ત દિ[illegible] થઈ ગયા. આત્મવાન્ શ્રી રામચન્દ્રજીએ, [illegible] કઠોર આજ્ઞા સાંભળવા છતાં પણ, શુક્લપ[illegible] ચન્દ્રકિરણોની માફક જરાપણ મલ્યાગમ [illegible]

પરિત્યાગ કર્યો નહિ. એ જ, તેમના ચરિત્રમાં સુખ દુઃખમાં સમાન ભાવનું લક્ષણ છે. આ પ્રમાણે જે વખતે તાપસવેશી કાળે આવી શ્રી રામચન્દ્રજીને તેમના અન્તકાળની વાત સંભળાવી તે વખતે પણ, શ્રી રામચન્દ્રજીના હૃદયમાં બિલકુલ શોક થયો નહિ પરંતુ આનંદની સાથે તેમણે કાળના સંવાદનો સ્વિકાર કર્યો.

કાળદ્વારા કહેવામાં આવેલ બ્રહ્માજીના વાક્યને સાંભળી શ્રી રામચન્દ્રજીએ હર્ષપૂર્વક કાળને કહ્યું કે.—"પિતામહનાં અદ્ભુત વચન સાંભળી મને પરમ સંતોષ પ્રાપ્ત થયો હતો. અને આપના આવવાથી પણ તેમજ થયું છે." આ સર્વ શ્રીરામચન્દ્રજીના જીવનમાં પરમ ધૈર્યતા અને સુખદુઃખમાં સમાન ભાવનું અપૂર્વ દ્રષ્ટાન્ત છે. જ્ઞાન અને વૈરાગ્યભાવ શ્રી રામચન્દ્રજીમાં કેટલો હતો તેનું વર્ણન, પિતૃ-શોક માટે ભરતને ઉપદેશ સંબંધી રામાયણના અયોધ્યાકાંડમાં કરવામાં આવેલ છે.

આત્મવાન્ શ્રી રામચન્દ્રજીએ, ભરતને દુઃખાર્ત અને વિલાપ કરતા જોઈ નીચેના શબ્દોમાં આશ્વા-સન આપ્યુ હતું:—"જીવ પરતંત્ર હોવાથી પો-તાની ઇચ્છા મુજબ કોઈ કરી શકતો નથી. કાળજ જીવોના કર્માનુસાર આલોક અને પરલોકમાં જીવને આકર્ષણ કરે છે, સર્વ વસ્તુઓ પરિણામે વિના-શને પ્રાપ્ત થાય છે, ઉન્નતિના પરિણામે અધોગતિ થાય છે, સંયોગ વિયોગને લાવે છે અને સમસ્ત જન્મ-મરણને લાવે છે, જે પ્રમાણે સમુદ્રમાં બે લાકડાના કકડા કદાચ ભેગા થઇ ફરી જુદા પડી જાય છે, તેમ સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ, અને પૈસો આદિ સર્વ મળી આવે છે, અને ફરી કર્માનુસાર જૂદા પડી જાય છે. મતલબ કે દરેકનો નાશ અવસ્ય છે. પરમ ધાર્મિક આપણા પિતા દક્ષિણા સાથે યજ્ઞ કરતા સ્વર્ગવાસી થયેલ છે, જેથી તેમના માટે તમારે શોક કરવો ન જોઇએ. આ જરાજીર્ણ મનુષ્ય-દેહનો પરિત્યાગ કરી બ્રહ્મલોકની દૈવી સંપત્તિ તેમણે પ્રાપ્ત કરેલ છે, જેથી તે બાબત બિલકૂલ શોક ન કરો." આ સર્વ શ્રી રામચંદ્ર-જીના જીવનમાં જ્ઞાન, વિચાર તથા વૈરાગ્યભાવનાં લક્ષણ છે. જે વખતે દુષ્ટ-બુદ્ધિ કૈકેયીએ શ્રી રામ-ચંદ્રજીની પિતૃભક્તિ બાબતમાં સંદેહ બતાવી વાત કરેલ તે વખતે શ્રી રામચંદ્રજીએ કૈકેયીને કહેલ કે:—

"હે દેવિ! મને આ પ્રમાણે કઠોર વચન ન કહો. હું પિતાના હુકમથી અગ્નિમાં પ્રવેશ કરી શકું છુ, તીવ્ર વિષપાન કરી શકુ છું. અને સમુદ્ર-માં પણ ડૂબી શકું છું, માટે પીતાજીની શું ઇચ્છા છે, તે તુરતજ જણાવો હું પ્રતિજ્ઞા કરું છુ કે, તેમની આજ્ઞાનું હું અવસ્ય પાલન કરીશજ. રામ કદી બેવચની નહિ થાય." આથી શ્રી રામચંદ્રજીના પિતૃભક્તિની ગંભીરતાનો વિશેષ પરિચય પ્રાપ્ત થાય છે. શ્રી રામચંદ્રજીમાં માતૃભક્તિની ગંભીરતા વનમાં જતી વખતે પિતા પ્રતિ તેમના અનુરોધથી પ્રમા-ણિત થાય છે.

શ્રી રામચંદ્રજીએ પિતા દશરથને કહ્યું કે.—"જો કે મારાં માતુશ્રી કૌશલ્યા સર્વ રાણીઓમાં મહારાણી હોવાથી આપ તેમનું સન્માન કરોજ છો, તોપણ તેઓ મારા વિરહથી શોક સમુદ્રમાં ડૂબી જશે; માટે તેમનું હમેશ કરતાં પણ વધારે સન્માન કરજો, એજ મારી પ્રાર્થના છે. મારા દર્શનને માટે અત્યન્ત અભિલાષિણી મારી માતા કૌશલ્યા મારા વિરહથી પ્રાણત્યાગ ન કરે, તેની આપ ખાસ કાળજી રાખશો, એ મારી ફરી પ્રાર્થના છે." આ સર્વ શ્રી રામચંદ્રજીના જીવ-નમાં પિતૃમાતૃભક્તિનું દૃષ્ટાંત છે. તેમના જીવનમાં ભ્રાતૃપ્રેમનું મધુર દૃષ્ટાંત લક્ષ્મણ અને ભરત પ્રતિના સ્નેહભાવથી સ્પષ્ટ માલુમ પડે છે જે વખતે લંકાપુરીમાં ઇંદ્રજીત અને રાવણના બાણથી લક્ષ્મણ બે વખત મૂર્છિત થઈ ગયા હતા, તે વખતે જે કરુણારસ સાથે શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણને માટે વિલાપ કરેલો, તેના અક્ષરે અક્ષરમાં ભ્રાતૃ-સ્નેહ ભરેલો છે.

શ્રી લક્ષ્મણને રક્તાક્ત દેહ, કઠણ પાશથી બંધાયેલ અને દીનમુખ જોઈ શ્રી રામચંદ્રજીએ બહુજ વિલાપ કર્યો. "હું આજે પ્રિયભાઇને રણમાં મૂર્છિત જોઇ રહ્યો છુ, જેથી મારે સીતાને પ્રાપ્ત કરવાની અને જીવતા રહેવાની શું જરૂર! સંસાર-માં તપાસ કરતાં સીતા જેવી સ્ત્રી મળી શકે છે,

પરંતુ લક્ષ્મણ જેવો ભાઈ, કે જે મત્રી તરીકે અને યુદ્ધમા મદદગાર હતો તે મળી શકતો નથી જો લક્ષ્મણની જીંદગી નહિ રહે તો હું પણ વાનર સૈન્યની સમક્ષ મારો પ્રાણ તજી દઇશ. મારો લક્ષ્મણ જ્યાં સુધી રણક્ષેત્રમાં મુર્છિત પડયો છે, ત્યાં સુધી મારે યુદ્ધ સાથે કાંઇ કામ નથી, અને જીવતા રહેવું પણ નિષ્ફળ છે. જેમ વનવાસ વખતે લક્ષ્મણ મારી સાથે આવ્યા હતા તેમ હું પણ જો તેમનું મૃત્યુ થશે તો તેમની સાથે યમલોકમાં જઈશ. દેશોદેશ સ્ત્રીઓ મળે છે અને બંધુજન પણ મળે છે, પરંતુ એવો દેશ જોતો નથી કે જ્યાં પ્રાણપ્રિય સહોદર બંધુ મળે." આ વાત અવશ્ય વિચાર કરવા જેવી છે કે, સીતા સતી પત્યે અત્યન્ત પ્રેમ અને અનુરાગ હતો છતાં પણ સીતાનો પરિત્યાગ કરેલ અને પાતાલ પ્રવેશ કરતી સીતાને જોઇને પણ શ્રી રામચંદ્રજીએ જીવન ધારણ કર્યું હતું. પરંતુ દૈવકોપથી લક્ષ્મણનો જ્યારે પરિત્યાગ કરવો પડયો, ત્યારે શ્રી રામચંદ્રજી લક્ષ્મણના વિરહમાં પ્રાણ ધારણ કરી શક્યા નહિ, અને લક્ષ્મણત્યાગ બાદ તુરતજ મહાપ્રસ્થાન ચાલ્યા ગયા. એજ શ્રી લક્ષ્મણ પ્રત્યે શ્રી રામચંદ્રજીનું સર્વોત્તમ સ્નેહપરાયણતાનું દર્શત છે. શ્રી ભરત પ્રત્યે તેમનો કેટલો પ્રેમ હતો, તે સીતાનો ઉદ્ધાર કરી જ્યારે ભરતને તે મળેલ, ત્યારે તેમણે પ્રકટ કર્યો હતો સીતાનો ઉદ્ધાર અને સીતાની અગ્નિ-પરીક્ષા બાદ જ્યારે વિભીષણે શ્રી રામચન્દ્રજીને સ્નાનાદિ કરવાને કહ્યું ત્યારે ભ્રાતૃવત્સલ શ્રી રામચંદ્રજીએ કહેલું કે:-

"મારે માટે મારા પરમધાર્મિક, પરમપ્રિય સુકુમારભ્રાતા ભરત દુઃખ ભોગવી રહ્યા છે, જેથી તેમના વિના હું સ્નાન નહિ કરૂં અને વસ્ત્રાલંકાર પણ ધારણ નહિ કરી શકું, માટે આપ એવો ઉપાય કરો કે હું જલ્દી અયોધ્યા જઇ પ્રિયભ્રાતા ભરતને મળી શકું. જે વખતે તુરતજ પહોંચી જાય એવા પુષ્પકવિમાન પર આરૂઢ થઇ શ્રી રામચન્દ્રજી ભરત પાસે જઈ મળ્યા. આ વખતે ભ્રાતૃ પ્રેમરૂપી જે ગંગા વહેવા લાગી તેનું વર્ણન રામાયણમાં છે.

શ્રી ભરતજીએ, પુષ્પકવિમાન પાસે આવી અને તેમાં ચઢી જઈ શ્રી રામચન્દ્રજીને અભિવંદન કર્યું ઘણા દિવસ બાદ પ્રિયભાઇને જોઇ શ્રી રામચન્દ્રજીએ ભરતને ખોળામાં લીધો અને અત્યન્ત પ્રેમ સાથે આલિંગન કર્યું તરતજ શ્રી ભરતે જ્યેષ્ટબન્ધુ શ્રી રામચન્દ્રજીના ચરણકમળમાં પ્રેમથી લાવેલ પાદુકા ધારણ કરાવી અને શ્રીરામચન્દ્રજી આનંદ સહિત ભરતને લઈ સ્થાન પર આવ્યા. આ પ્રમાણે શ્રી રામચન્દ્રજીના જીવનમાં ભ્રાતૃપ્રેમની પરાકાષ્ટા મળી આવે છે. ભ્રાતૃવત્સલતાની માફક ભક્તવત્સલતા પણ શ્રી ભગવાન રામચન્દ્રજીના જીવનમાં પૂર્ણતાથી વિદ્યમાન હતી, અને ભક્તજનોના કલ્યાણ માટે શ્રી રામચન્દ્રજી હમેશાં તત્પર રહેતા હતા. ગુહક ચાંડાલહતો તોપણ ભક્તવત્સલતાને માટે શ્રી રામચન્દ્રજીએ તેને ઘેર આતિથ્ય ગ્રહણ કર્યું હતું.

ભક્ત ગુહકના વાક્યો સાંભળી શ્રી રામચન્દ્રજીએ બન્ને હાથથી તેને આલિંગન કરી મધુર શબ્દમાં કહ્યું હતું કે.-"હું દાન ગ્રહણ કરતો નથી, પણ તમે ભક્તિપૂર્વક જે કાંઇ આપ્યું છે તેનો હું અવશ્ય સ્વિકાર કરૂં છું." આ પ્રમાણે ભક્ત જટાયુ પ્રત્યે પણ અપૂર્વ પ્રેમ શ્રી રામચન્દ્રજીએ બતાવ્યો હતો.

છિન્ન પક્ષ, રક્તાંકત દેહ જટાયુને ખોળામાં લઇ "હા સીતા ! ક્યાં ગઇ.?"-એવું કહી શ્રી રામચન્દ્રજી ભૂમિપર પડયા. તરતજ સીતા અને હરણની વાર્તા કહેતાં કહેતાં જ્યારે જટાયુના પ્રાણ નીકળી ગયા, તે વખતે શ્રી રામચન્દ્રજીએ જટાયુ માટે બહુજ દિલગીરી બતાવી અને તેનો મરણ સંસ્કાર પોતાને હાથે કર્યો.

શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે-" લક્ષ્મણ ! જુઓ, ઉપકારી ગૃધ્રરાજે મારે માટે પ્રાણદાન કર્યું. મને તેનો માટે સીતાહરણથી પણ અધિક દુઃખ થઇ રહ્યું છે. તમે કાષ્ટનો સંગ્રહ કરી લાવો, હું ગૃધ્રરાજનો અગ્નિસંસ્કાર કરૂં છું. યજ્ઞ કરવા વાળા, હવન કરવાવાળા, યુદ્ધથી નહિ હઠનારા અને ભૂમિદાન કરનારાઓને જે ગતિ પ્રાપ્ત થાય છે, તેથી પણ અત્યુત્તમ ગતિ મારા હાથથી અગ્નિ-સંસ્કાર પામેલ ગૃધ્રરાજને પ્રાપ્ત થશે." આ પ્રમાણે કહી શ્રી રામચન્દ્રજીએ ચિતા પ્રજ્વલિત કરી અને કાંઈ

આત્મીય જનને અગ્નિસંસ્કાર કરતી વખતે જેમ થાય છે તેવા દુઃખિત ચિત્તથી જટાયુનો અગ્નિસંસ્કાર કર્યો. તરતજ સ્નાન કરી શાસ્ત્રવિધિ પ્રમાણે બન્ને ભાઇઓએ ગૃધ્રરાજના શ્રાદ્ધતર્પણની ક્રિયા પણ કરી. આ સર્વ શ્રી રામચન્દ્રજીના જીવનમાં ભક્તવત્સલતાનું દ્રષ્ટાન્ત છે. છેવટે મહાપ્રસ્થાનમાં જતી વખતે પણ ભક્ત વિભીષણ, હનુમાન અને જામ્બુવાનને ભક્તવત્સલતાના કારણે લાખો વખત સંસારમા સુખી રહેવા બદલ વરપ્રદાન કરી ગયા. રાક્ષસરાજ તેમના પરમ શત્રુ હતા તોપણ, જે વખતે કોઇપણ રાક્ષસ શરણાગત થતા હતા તે વખતે શ્રી રામચન્દ્રજી, તેમને અભયદાન આપી તેમની રક્ષાને માટે સર્વથા તત્પર રહેતા હતા. જે વખતે રાવણના ભાઇ વિભીષણ શ્રી રામચન્દ્રજી પાસે આવ્યા ત્યારે સુગ્રીવ, હનુમાન, લક્ષ્મણ, જામ્બુવાન આદિ સર્વેએ એકમત થઇ શત્રુના ભાઇને શરણે નહિ રાખતાં મારી નાંખવાનું કહ્યું, તે વખતે કોઇનું પણ વાક્ય નહિ સાંભળતા શ્રી રામચન્દ્રજીએ વિભીષણને અભયદાન આપ્યું હતું. ધન્ય છે !*

* ( શ્રી દયાનન્દજી સ્વામીના હિંદી લેખ ઉપરથી. )

# व्रजनां पहाडी स्थान.

( અનુસધાન ગતાંકથી. )

### ૩ બરસાના.

મથુરાથી બરસાના ૧૫ ગાઉ ઉત્તરપશ્ચિમે છે તે રાધિકાજીના પિતાશ્રી વૃષભાણજીનું ગામ કહેવાય છે. વ્રજવાસીઓનું કહેવું એવું છે કે આ ગામમા વૃષભાણુ અને કીર્તિરાણીએ પોતાની લાડીલી કન્યા રાધિકાને ઘણા લાડ અને હેતથી ઉછેરી હતી તે પોતાના માતાપિતાને ઘણી લાડીલી હતી. તેથી તેને વ્રજવાસીઓ લાડિલીજી કહે છે.

બરસાના એક પહાડ છે તે ૪૫૦ ગજ લાંબો છે. તેનું સર્વથી ઉચું શિખરે ૨૦૦ ફુટ ઉચું છે. પુરાણોમાં તેને બ્રહ્માનો પહાડ કહેલો છે. ઘણા લોકો હાલ પણ તેને તેજ નામથી ઓળખે છે. પહાડ ઉપર ચાર શિખરો છે. તેને બ્રહ્માના ચાર મુખ માનવામાં આવે છે, ચારે શિખર ઉપર સુંદર દેવાલય છે. પ્રથમ શિખર ઉપર રાધાજીનાં કંઇક મંદિર એક ઉંચી દીવાલના ઘેરાવાની અંદર બનાવેલા છે. તે એક બીજાથી મોટાં અને સુંદર છે. મહાજન ભક્તોએ તેને બંધાવેલાં છે તે ૨૫૦ વર્ષથી જુનાં હોય એમ જણાતું નથી. સર્વથી મોટું મંદીર શિખરના એક નાકા ઉપર છે તેમાં રાધાજીની પ્રતિમા સ્થાપિત કરેલી છે. તે ઘણું ઉંચુ હોવાથી નીચેથી ઘણું શોભાયમાન જણાય છે. ત્યાંથી કેટલેક વેગળે નવું મંદિર જયપુરના મહારાજાએ બંધાવ્યુ છે. તેનું કામ હજુ ચાલે છે. આ મંદિર જ્યારે પુરૂં બંધાઇ રહેશે ત્યારે વખાણવા લાયક થશે. નીચેથી ઉપર રાધાજીના મંદિર પાસે જવા માટે પત્થરની સીડી છે તેની પાસે રાધાજીના બાપ વૃષભાણજીનું મંદિર છે, તળેટી પર બે બીજાં નાનાં નાના મંદિર છે.—તેમાં એક રાધાજીની સખિઓનું, અને બીજું તેમના પિતા વૃષભાણજીનું છે. સખિયોનાં નામ—લલિતા, વિશાખા, ચમ્પકલતા, રંગદેવી, ચિત્રલેખા, તુલેખા, સુદેવી અને ચન્દ્રાવલી છે વૃષભાણજીની આખી મૂર્તિ મંદિરમાં છે. શ્રીદામાને રાધાજીના ભાઇ કહેવામાં આવે છે.

બીજા શિખર ઉપર જે મંદિર છે તેને માનમંદિર કહે છે ત્રીજા ચોટીવાળો દેવાલયને દાનગઢ અને ચોથાને મોરકુટી—મુકુટ, કુટી કહે છે આ પ્રમાણે બ્રહ્માજીના એ ચારે મસ્તક કેટલાક દેવસ્થાનો અથવા અન્ય ઇમારતોના કીરીટ મુકુટથી સુશોભિત છે.

બરસાનામાં એક દરા-ખોહ-પણ છે. તેમાંથી દુબળો-પાતળો માણસ જ નીકળી શકે છે; બીજાની તો શક્તિ જ નહિં તેને "સાકરી ખોહ" કહે છે. લોકો કહે છે કે, બાલ્યાવસ્થામાં શ્રીકૃષ્ણ અહિં બેસી, આ રસ્તેથી નીકળતી-દહીં-દુધ વેચવા જનારી-ગોપિઓ પાસેથી રખવાળીનો કર વસુલ કર્યા કરતા હતા. આ કર દાનના નામથી કહેવાય છે. તેના સ્મારક સ્વરૂપ 'બુઢી લીલા' નામનો એક અર્ધલક્ષ્ણુ મેળો અહિં ભાદરવા શુદ ૧૩ ના રોજ ભરાય છે. 'સાંકડી ખોહ' ના બન્ને કિનારાપર બે મંદિર છે. લીલા વખતે તેમાં રાધા કૃષ્ણનું સ્વરૂપ બેસે છે. રાધીકાજીના મંદિરને ઘેરી લઇ સ્ત્રીઓ, અને કૃષ્ણજીના મંદિરને ઘેરી લઇ પુરુષો ચારે બાજુ બેસે છે. ફરી દાન-લીલાનુ દૃશ્ય જોવામાં આવે છે. બનાવટી ગોપીઓને રોકી કર લેવામાં આવે છે તેમના માથા-પરથી મટકીઓ પડી જાય છે, અને દહીં લુટાય છે. મટકામાંથી પડતો પદાર્થ લોકો પ્રસાદ માની ગ્રહણ કરે છે. પૈસાપાત્ર યાત્રાળુઓ આ મેળામાં મોરકુટીથી ૧૫૦ ફીટ ઉંચેથી લાડુ લુંટાવે છે.

સાંકડીખોહ' ની બીજી બાજુ, પર લતાપાત્રોથી ભિન્ન એક કુંજ છે. તેની વચ્ચે એક પાણો છે, જેને ગહવર-વન કહે છે. તે ભારે રમ્ય સ્થાન છે મહાત્મા કવિઓનાં પદોમાં તે બાબી ઉલ્લેખ મળે છે.

બરસાનાની વસ્તી પહાડ ઉપર છે જ્યાં કેટલાક સુંદર મહેલ છે ત્યાં વસ્તી સારી છે. બજાર અને નજરબાગ પણ અહિં છે. રાધાજીના પિતા વૃષભાનજી અને માતા કીર્તિજીના સ્મારક રૂપે બે સુંદર કુંડ પણ અહિં છે વૃષભાનુજીના નામાનુસાર એકનું નામ મનોખર છે. તે પર એક રમણીક જળ-મહેલ છે, જેના ઉપર નકશીનું કામ સારૂં કરેલ છે.

બરસાનામાં હજુ પણ કેટલાક ધન-સમ્પન્ન લોક વસે છે. પંડિત રૂપરામજી કટારા નામનો એક ધનાઢય બ્રાહ્મણ ત્યાં મહા ઉદાર થઇ ગયેલો છે. તે કટાર બાંધતો હતો. તેથી લોકો તેને 'કટારા' કહેતા હતા તે મહા દાનશીલ હતો. કેટલાક મંદિર કુંડ, ઘાટ, તથા ઇમારતો તેણે ત્યાં બનાવરાવી છે અને એવા કામમાં તેણે પુષ્કળ દ્રવ્ય વાપરેલું છે. તેની વિનોદશીલતાની એક વાત બહુ એવી છે કે, જ્યારે તેના દીકરાનો વિવાહ હતો ત્યારે તેણે સંબંધીઓને પુછ્યું કે, જાન કેવી લાવીએ ? સંબંધીઓએ કહ્યું કે જેવી પ્રથમ કોઇ વખત ન આવેલી હોય તેવી. આથી કટારેજીએ કેટલાક સફેદ દાઢીવાળા વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ કરી બોલાવ્યા. દરેકને રેશમી પીતાંબર અને બેસ ભેટ આપ્યાં. તેમ મૃગચર્મ અને ચાંદીની લોટીઓ પણ સર્વને આપી. લગ્ન સમયે કન્યા-પક્ષ વાળાએ જોયુ તો કેટલા તો બાહારથી એક જ ઉમરના અને સર્વે એકજ, પોષાકમાં-તપસ્વી, ઋષિઓના વેષમાં-હાજર છે. તે જોઇ સર્વે બહુ આશ્ચર્ય પામ્યા, અને જાણ્યુ કે, આવી જાન પ્રથમ કોઇવાર આવેલી નહોતી.

જે બરસાના હાસ્ય, શૃંગાર, ભક્તિ, શાન્તિ અને કરૂણાનું નિવાસ-સ્થાન હતું, તે ૧૭ મી સદીમાં વીર, રૌદ્ર, ભયાનક અને બીભત્સ રસનો અડ્ડો બની ગયું. ઇ. સ. ૧૭૭૪ મા દીલ્હીના બાદશાહની સેના સાથે ભરતપુરના જાટોની લડાઈ બરસાનામાં થઈ. જાટોનો સેનાપતિ સમરૂ હતો. જ્યારે સામા પક્ષમાં નજબખાં હતો. જાટ ૫,૦૦૦ હતા છતાં જાટોની હાર થઇ. જેથી અનાથ બરસાના મુસલમાનોના હાથે ખુબ લુંટાયુ ઇમારતો જ્યાં ને ત્યાં તોડી નાખવામાં આવી ત્યારથી બરસાનાની દશા બગડી જે હજુ પણ સુધરી નથી.

ઈ. સ. ૧૯૦૧ માં તેની વસ્તી ૩,૫૪૨ માણસની હતી તેમાં ૩,૨૯૧ હિન્દુ, ૨૪૮ મુસલમાન અને ત્રણ બીજી જાતિના લોકો હતા. અહિં, થાણું, પોષ્ટ ઑફીસ, અને નિશાળ પણ છે.

બરસાનાની આસપાસ કેટલાક પહાડી ગામ છે. કૃષ્ણલીલા સાથે તેનો પણ સંબંધ છે. એટલે થોડાં ગામની હકીકત અહિં જણાવવામાં આવે છે.

૧ સંકેત—આ રાધાકૃષ્ણનું મિલન-સ્થાન છે. તે નન્દગામ અને બરસાનાની વચમાં છે. અહિંના રાધામહેલ અથવા મિલન-મહેલમાં એક દર્શનીય શિલા છે. હવે અહિં જી. આઇ. પી. રેલ્વેનુ સ્ટેશન થયેલું છે, જેથી નંદગામ અને બરસાનાની જાત્રા કરવાવાળા હવે આ ...

૨ દુમનવન—વે નંદગામ અને બરસાનાની વચમાં છે. 'પૂર્ણમાસી' અથવા 'રુદકો કુંદ' નામના બે મનોહર કુંડ અહિં છે.

૩ માનપુર—બરસાનાની પાસે છે. અહિં માનમંદિર છે. ભાદરવા શુદ ૧૩ ના રોજ તેમાં માનલીલાનો મેળો ભરાય છે. ગહવર-વન આ ભૂમિમાં છે.

૪ ગાજીપુર—અહિં પ્રેમ-સરોવર અને હેમરાજજીની છત્રી છે.

૫ ઉંચાગામ—આ ગૂર્જરોની પુરાની વસ્તી છે. રાજા ટોડરમલનું બનાવેલ બીબલદેવજીનું એક જૂનું મંદિર અહિં છે. ગામની પહાડીપર એક ચિત્રશિલા છે. તેનાપર વૃક્ષોનાં રંગીન ચિત્રો બનાવેલાં છે. કહેવાય છે કે, આ શ્રી રાધિકાજીની ચિત્રકુશલતાનો નમૂનો છે.

૬ ચકસૌલી-મુકુટ કુટી—અહિં છે. સાંકડી ખોહ પણ તેની પાસે છે, તેની પાસે એક સઘન વન પણ છે તેમાં ઘણાં જૂનાં કદમ્બના વૃક્ષ છે. મોરકુટીના પૂર્વવાળા શિખરપર વિલાસ-મંદિર અને પશ્ચિમવાળાપર માનમંદિર જોવા લાયક છે.

૭ માનગઢી—અહિં એક કદમ્બના ઝાડમાં કટોરીના આકારનાં પાંદડાં છે. ઉનાળામાં તે બહુ વધી જાય છે. કહે છે કે, શ્રીકૃષ્ણને એક વખત વનમાં દહીં ખાવાની ઇચ્છા થઈ. પણ વાલું પાસે નહોતું આથી કદમ્બમાંથી તદાકાર પાંદડાં નિકળી પડ્યાં. લોકો કહે છે કે, એક ગામમાં એક બીજા કદમ્બના ઝાડમાં મુકુટના આકારનાં પાંદડાં પ્રકટ થયા કરે છે.

વિહવલ કુંડ, રિઠોરા, દિલાવલા આ સ્થાન પણ કૃષ્ણલીલા સાથે સંબંધ રાખે છે.

"વ્રજવાસી"

## —નિવૃત્તિ—

માફ કરો! માન્યવર! હવે હું એવી કહેવાતી પારમાર્થિક પ્રવૃત્તિમાંથી મુક્ત થયો છું સદાવ્રત અને શાળાઓ—વાવ અને કુવાઓ શિષ્યવૃત્તિનું સ્થાપન અને અનિષ્ટ રિવાજોનું ઉત્થાપન એ અન્ય પ્રવૃત્તિમય જીવાત્માને કરવા દો! મેં તો હવે નિવૃત્તિ સાધી છે. હું સમજુ છું કે પોતાની જાતને ઉંચી કોટિપર લઇ ગયા સિવાય મનુષ્ય અન્યને સહાયભૂત થઇ શકતો નથી. અન્યને ઉચ્ચ શ્રેણિએ ચડાવવાનો દાવો કરનાર વ્યક્તિએ પ્રથમ તો પોતે જ ઉંચામાં ઉંચી કોટિએ પહોંચવું જોઇએ, અને ત્યાં રહીને દયામિશ્રિત સ્મિત સાથે નીચે રહેલાને પોતે છે તે સ્થળે પહોંચવા પ્રયત્ન કરવા આવાહન કરવું જોઇએ, અને લાયક જણાય તેવા જીવોને, જરૂર જોગી મદદ આપી ઉપર ખેંચવા કરુણા કરવી જોઇએ, એમ હું માનું છું. શું આપને એ ન્યાયપુરઃસર જણાતું નથી? એ જ સમજ ફેર? જુઓ, આપ એક ટેકરીની ટોચપર રહી નીચે ઉભેલા મનુષ્યને રસી પકડાવી ખેંચશો તો આપ ત્યારેથી તેને ઉપર ચડાવી શકશો એટલું જ નહિ પણ જેટલે ઉંચે ચડાવવા ઇચ્છા હશે તેટલે જ ઉંચે તેવા જનને રાખી શકશો એટલે શું કરવું અને કેટલે અંશે, એ આપની ઇચ્છાને અધીન રહેશે. પરંતુ જો આપ તેથી ઉલટો ક્રમ સ્વીકારશો એટલે આપ નીચે રહી આપે પસંદ કરેલ વ્યક્તિને ઉપર ટેકો આપી ચડાવવા પ્રયત્ન કરશો તો તેને ધારેલે સ્થળે પહોંચાડી નહિ શકો કે વખતે આપે નહિ ધારેલે સ્થળે તે વ્યક્તિ આપબળે ચડી જશે અને આપ આંખો ચોળતા હતા ત્યાંના ત્યાં જ રહી જશો. શ્રીમાન્ સદ્ગત દાદાભાઇનું ઉદાહરણ શું સિદ્ધ કરે છે? તેમના સુરે વાજું વગાડી કેટલા અણધારેલે ઉંચે દરજ્જે પહોંચી ગયા? અને પોતે જ્યાંના ત્યાં છેવટ સુધી રહ્યા! આપ એને પરમાર્થ કહો છો? એ જ આપની ભૂલ છે? હું તો કહું છે કે ગંભીર ભૂલ છે.

સ્વાર્થમાં જ પરમાર્થ સમાયલો છે. જે મનુષ્ય પોતાનો સ્વાર્થ સાધી નથી શકતો તે અન્યનો સ્વાર્થ કેવી રીતે સાધી શકશે? જે માણસ પોતાની જાતનું ભલું નથી કરી શકતો તે પોતાના મોટા સમાજ કે દેશનું ભલું કેવી કરી રીતે શકશે? આવું મહાન કાર્ય ઉપાડતા પહેલાં દરેક મનુષ્યે પોતાની જાત ઉપર અખતરો કરી પોતાની ખાત્રી કરી લેવી જોઇએ અને અન્યની ખાત્રી કરી આપવી જોઇએ. અને જ્યાં સુધી આવી ખાત્રી આપનાર સમાજસેવક કે દેશસેવક ન મળે ત્યાં સુધી તેને સમાજ સેવા કે દેશસેવાની દિક્ષા આપવી એ, એક ..ઊંટ વૈદને અસાધ્ય રોગગ્રસ્ત રોગીને સોંપવા બરાબર છે. એનું પરિણામ હાનિકર્ત્તા જ આવે, એમાં શું આપને શંકા રહે છે? મહાશય, આવું પણ ઉદાહરણ આપણા અગ્રગણ્યમાં હાલ હયાત છે. શોધશો તો નામ પણ જડશે, નામથી આપને કામ શું છે? દરેક મનુષ્યે જાતે શોધ કરી શોધી કાઢવાની ટેવ પાડવી જોઇએ. એ સત્યથી શું આપ અજ્ઞાત છો?

દેશસેવા, જનસેવા, અને સમાજસેવા એ બધાં સેવાવ્રત આત્મસેવાથી ઉતરતી પંક્તિએ છે. એ કહેવું પ્રમાણ છે, અને મારો નિશ્ચય હવે આત્મસેવા ...નો છે. આત્મા આ જીવ કરતાં ઉચ્ચ શ્રેણિએ જ્યાથી જ છે. અને જેમ જેમ જીવ ઉચ્ચ સ્થિ... પહોંચે છે તેમ તેમ આત્મા અધિક ઉચ્ચ... સ્થિતિને પ્રાપ્ત કરે છે. એ સ્વત. સિદ્ધ પ્રમાણ છે. તેથી આ જીવને જેમ બને તેમ ઉચ્ચ સ્થાને ચડાવી તે બહાને આત્માની ઉન્નતિ કરી પછી યથાસમય, યથાશક્તિ, અને યથાશક્તિ અન્યનું કલ્યાણ કરવા યત્નવાન થવું એ વ્યવહાર કુશળતાની નિશાની છે

સુવ્યવહાર અને નિવૃત્તિ બંનેનો સંયોગ ન બને એમ આપ ધારો છો? આપણા પ્રાચીન પૌરાણિકો કેટલા વિચારવંત હતા તેને માટે જોઇશું તો શ્લોક કે દર્શત તૈયાર જ જણાશે. આપનો અભિપ્રાય સ્વીકારીએ તો પોતાની કાયાને ઉચકીને ચાલવું એ પણ વ્યવહાર એટલે પ્રવૃત્તિ ગણાય. પોતાના શરીરના પોષણાર્થે ખાવું એ પણ પ્રવૃત્તિ, અને વાંચવું બોલવું કે ઊંઘવું એ પણ પ્રવૃત્તિમાં જ ખપે ત્યારે તો નિવૃત્તિ રહી ક્યાં?

નહિ નહિ શ્રીમાન્! જ્યાં અન્યની પચાતિ વહોરી ત્યાં પ્રવૃત્તિ પેઠી પોતાની જાતને માટે કરવું એ કાંઈ પ્રવૃત્તિ નથી જુઓને કુદરત શું શીખવે છે? ઝાડ પોતાના જીવન અર્થે રસ ચૂસે છે એ શું પ્રવૃત્તિ કહેવાય? કુતરું પોતાના ઉદરઅર્થે રોટલો પડાવી લે તે શું પ્રવૃત્તિ કહેવાશે? કુદરતી નિયમોને બાજુપર નાખી મનુષ્ય પ્રેરિત અપૂર્ણ અને બળતા જ નિયમોનો સ્વીકાર કરવો એ બુદ્ધિ મત્તાની વિચિત્રતા નહિ તો બીજું શું?

વળી કહેવા દો કે હું વિમુખ નથી પણ કર્તવ્યપરાયણ છું. પરંતુ ઉપાધિલબ્ધ નથી. એટલેજ ફક્ત, ફરક આપણા હાલના ઘણા ખરા ચાલકો, મારાજ, સંપ્રદાયના છે. તેઓ નિ:સ્વાર્થસેવાનો જે આડંબર કરે છે તે કેવળ બાહ્યાચાર છે. અગર મગજની ગરમીનું પરિણામ છે?? હાર્દ જુદો જ—કેવળ જુદો—સુરખ્ખી!!! હું મારી હાર્દ સ્પષ્ટ આપને જણાવું છું, તેમ તેઓ પણ એક બીજા મદદગારને પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે જણાવે છે કે ભૂલ થવા સંભવ ના રહે સાહિત્યમાં પણ શું છે! એ જ નિયમ એક બે નામચીન ઉંચકનાર મળે એટલે લેખક 'સાક્ષર' થાય, અને 'સાક્ષર' 'સાક્ષર શિરોમણિ' કે 'સાક્ષરોત્તમ' થાય. સાહિત્યવિલાસી સજ્જનો આ પ્રમાણે એકબીજા પ્રત્યે પરમાર્થ કરવાને પાછા પડતા નથી. પરંતુ આ પરમાર્થ સ્વાર્થીરહિત ભાગ્યે જ હોય છે. નહિ તો કેટલાક ઉત્તમ સાક્ષરો ઉગતા જ કરમાય છે તે કરમાત જ નહિ. પણ પરમાર્થ વૃત્તિવાળા સ્વાર્થપરાયણ સહાયકોના અભાવે તેવા સાક્ષરો દુનીઆની દૃષ્ટિએ પણ પડતા નથી.

મહાન્ પુરુષો એકે અવાજે આત્મપ્રતિષ્ઠા ને આત્મબળ—સ્વાશ્રય અને સ્વમાનના ગુણગાન ગાય છે. અને તેજ કોટિમાં આત્મશ્લાઘા, અને સ્વસેવાનો પણ સમાવેશ થાય છે. તો તેને અનુસરવું એ મહાજનોના માર્ગનો અંગીકાર કરવા બરાબર છે.

આપનું હૃદ્ય હજુ શંકાશીલ છે એ આપના અનુભવની ખામી સૂચવે છે અને મારા કથનમાં આપને કાંઇ અસાર જણાય તો તે કેવળ આપના ભેજાનો પ્રમાદ જ છે.

ખરી રીતે તો મારી આપને પણ વિનંતિ છે

કે—આ પરની પરાકાષ્ટાના પ્રવૃત્તિમય જીવનથી વિરક્ત થઈ નિર્ભય અને નિર્વિકાર આત્મોન્નતિના ઉત્તર નિવૃત્તિમાર્ગનું અવલંબન કરશો તો આપ સુખી થશો ને અન્યને સુખી કરી શકશો.

જુઓને પેલું ગુલાબનું સુંદર ફૂલ ટેબલપર છે છતાં આ યજમાનગૃહમાં બધે પોતાની જાતિસુંદરતા અને સુવાસનો અનુભવ કરાવે છે અને તેમાં તે ફુલ કાંઈ પ્રયત્ન કરે છે? નહિ જ, પોતે સુંદર છે, પોતે સુવાસિત છે એટલે બસ. અન્યને અનાયાસે તેનો લાભ મળે તે લે. જેને તેના લાભની ગરજ હોય તે તેનો સમાગમ શોધે. કાંઈ તે બીજાને સુખ આપવા માટે પ્રપંચ કરી અન્ય પાસે જવાની યોજના કરતુ નથી તે ન્યાયાનુસાર મનુષ્યે પોતાનું શ્રેય કરવામાંજ મશગુલ રહેવુ એજ સ્વાર્થમય પરમાર્થ અને એજ નિવૃત્તિમય પ્રવૃત્તિછે. બીજાનું દુઃખ વહોરી દુખી થવું, બીજાના માટે જેહમત ઉઠાવવી, અને અન્યને ખાતર અવરાઈ મરવુ એ કેવળ પ્રપંચમય પ્રવૃતિ છે અને તેનો દરેક મનુષ્યે ત્યાગ કરવો એ નૈસર્ગિક ન્યાય છે કેમ? જીજાજી! સાહેબજી પ્રભુ આપને પણ મારા જેવાજ નિવૃત્તિસાધક બનાવે! કેમ! બરાબર ને!




(અનુસંધાન ગતાંકથી)

**પ્રકરણ બીજું.**

## કિશોરે કમળાની ઇચ્છા પુરી કરી.

ઉપર સાતરે આવી તેણે પોતાના વ્હાલસોયા ગુણથી પોતાના સાસુ સસરા અને પતિના મનને મોહિત કરી નાંખ્યાં કિશોરભાઈની લાગવગ સારી હતી, તેથી તેમનો વકીલાતનો ધંધો પણ સારો ચાલતો હતો. તોપણ તેમણે ધાર્યું કે નડીઆદ કરતાં મુંબાઈ જઈ હાઈકોર્ટમાં પ્રેક્ટીસ કરી હોય તો પેદાશ વધે ખરી, અને એલ, એલ, બી થયા તે પણ મજરે આવે. આવા વિચારથી તેમણે થોડા દિવસ પછી મુંબાઈ જઈ ત્યાં પ્રેક્ટીસ કરવાનો નિશ્ચય કર્યો.

પાટીદારની નાતમા પુત્રને બાપ અને માની ઘણી જ મર્યાદા રાખવી પડે છે, તેમ વહુને પણ પડદારીવાજ પ્રમાણે આખો દિવસ ઘરમા બેસી રહેવું પડે છે કોઈપણ પુરુષને મો બતાવાતું નથી કોઈની સાથે કાંઈપણ વાત દિવસે થઈ શકતી નથી. તે પ્રમાણે કમળા અને કિશોરની મુલાકાત દિવસમાં ભાગ્યેજ થતી હતી. કિશોર ઉછરતો જુવાન, નવા વિચારના સંસર્ગમાં આવેલો અને કાંઈક છુટથી વર્ત્તવાની ઈચ્છાવાળો હતો જો કે તેના પિતા સોમાભાઈ કેળવાયલા હોવાથી વહુદીકરો કાંઈ બહુજ ઓઝલ પડદામા રહે તેવુ પસંદ કરતા નહિ, તો પણ ગામમાં અને, નાતમાં વાત ચર્ચાના ડરથી તેમને પાટીદારીયા રીવાજ પ્રમાણે વર્તવુ પડતુ

કિશોરભાઈ આ પ્રમાણે પોતાની નવવધુ સાથે છુટથી નડીયાદમા વર્તી શકતો નહોતો તેથી પણ

તેણે મુંબઈ જવાનો વિચાર કર્યો હતો. મુંબાઇમાં પતિપત્નિ એક બીજા સાથે છુટથી વર્તી શકે, આનંદમાં રહી શકે, માબાપની શરમ રાખવી ન પડે અને એવાજ બીજા વિચારથી કિશોરે નડીયાદમાં રહેવા કરતાં મુબાઇ રહેવુ વધુ પસંદ કર્યું. તેના વિચારને સોમાભાઇએ સંમત્તિ આપી, તેથી સારો દિવસ નકી કરી, તે દિવસે કિશોર-કમળા સાથે મુંબાઇ ઉપડી ગયો. ત્યાં તેણે પોતાને માટે સારૂ મકાન આગળથી ભાડે રાખ્યું હતું. ઘરનો સુખી એટલે કાંઈ પૈસા સંબધી બીજી અડચણ પડે તેમ નહોતું.

તેણે મુંબાઇ જઇ, અપેલેટ સાઇડમાં પ્રેકટીસ કરવા માંડી, નડીયાદમાં હોંશીયાર વકીલ તરીકે તે ગણાતો, તેથી એક કક્ષા ઉપરાંત અમદાવાદ વિગેરેનાં ઘણાં કામ તેને મળતાં. તેણે શરૂઆતમા થોડી ફી થી સારાં કામ કરવા માડયાં, આજકાલના ઘણા વકીલોની માફક કેસ કરાવી ફી લીધા પછી અસીલને ગુમાસ્તાના હાથમાં સોંપી દઇ પછીથી તેની બીલકુલ દરકાર ન રાખવાની ટેવ કિશોરનામાં નહોતી. કિશોર મળતાવડા સ્વભાવનો, ખંતથી કામ કરનાર અને અસીલને પોતાના તરફથી કે પોતાના ગુમાસ્તા તરફથી જરા પણ કનડગત ન થાય તેની કાળજી રાખનો હતો આથી ધીમે ધીમે તેની લાયકાત વધતી ગઇ અને તે પ્રમાણે કામ પણ વધવા માંડયું તેમ તેમ આવક પણ વધવા માંડી. આની રીતે કમળા અને કિશોર બંને મુંબાઇમાં સુખ અને આનંદમા રહેવા લાગ્યાં

કમળાને મુંબાઇમા પાટીદારીયા રીવાજ પ્રમાણે આખો દિવસ આધું ઓઢી ઘરમાં બેસી રહેવાનું નહોતું ત્યાં નાનું મોટુ કોઇ બીજું હતુ નહિ જેથી તે પોતાના પતિ સાથે છુટથી વર્તી શક્તી, તે સુશીલ હતી તેની સાથે પતિસેવા કરવી તેને જ મોટું મહત્ત્વ માનનારી હતી. આખો દિવસ કોર્ટમાં કામ કરી કંટાળીને સાંજે કિશોર ઘેર આવતો તે વખતે દિવસે કામ કરવાથી તેને જે થાક લાગતો, તે સવે રાત્રે સુલક્ષણી, સુશીલ, હસમુખી, અને પતિપ્રેમા કમળાની સેવાથી ઉતરી જતો હતો. આવી રીતે બંને પતિપત્નિ બે ત્રણ વર્ષ તો ખૂબ આનંદમાં રહ્યાં.

કિશોર કોર્ટમાં જતો તે વખતે ઘેર કમળા એકલી પડતી, જેથી નવરાશના વખતમાં સારાં પુસ્તકો વાંચી તે પોતાનો અભ્યાસ વધારતી હતી તે આજ કાલની નવી સ્ટાઇલની નીકળેલી પ્રેમલા, પ્રેમલીલી, નવલકથાઓ વાંચતી નહોતી, પરંતુ વડોદરાના શ્રેય સાધક અધિકારી વર્ગ તરફથી નીકળેલાં ભામીનીભૂષણ, સિદ્ધાંતસિંધુ જેવાં ઉત્તમ અને બોધક પુસ્તકો વાચી પોતાના જ્ઞાનને વધારવાને ઇચ્છતી હતી. સ્ત્રી તરીકે જન્મથી તે અંતપર્યંત તેનુ શુ કર્તવ્ય છે, શી જવાબદારી છે અને શી ફરજ છે તે તેમાંથી તે શીખી હતી. પતિ સાથે કેવા પ્રકારનો સબંધ રાખવો, આજકાલના સુધારા વાળાઓની માફક ભાડુતી સબધ રાખવાનુ તો તે પસંદ કરતી જ નહિ, ભાડુતિ એટલે-પતિ મરે તો ભલે, બીજો પતિ શોધી કહાડી પુનર્લગ્ન કરવાની ઇચ્છાવાળો સંબધ, પુનર્લગ્નની હિમાયત કરનારાઓ, આજકાલ વિધવાને પુનર્લગ્ન કરવાની છુટ અપાવાને માટે મથ્યાં કરે છે, હવે જે સ્ત્રી સુધારક હોય, પુનર્લગ્ન કરવાની ઇચ્છા વાળી હોય તેને પતિ મરે તેનો કે જીવે તેનો શો દરકાર હોય? કારણ તે જાણતી જ હોય છે કે, પતિ મરશે તો આપણે બીજો શોધી કાઢીશું અને આવા વિચારવાળી સ્ત્રીમા પતિ પ્રેમ જેવો જોઇએ તેવો ન હોય, એ સ્વાભાવિક છે. એવી સ્ત્રીઓ પોતાના પતિ સાથે ભાડુતી જેવો જ સંબંધ રાખે એમાં શું નવાઇ! પણ કમળા તેવા વિચારની નહોતી. તે તો પોતાના પતિને પ્રભૂ તુલ્ય માનતી, તેમની મન કલ્પિત છબી હમેશાં તેના મનમાં અને હૃદયમાં વસી રહેતી. આખો દિવસ તે શું કરવાથી પતિ રાજી રહે, શું કરવાથી અરસપરસ પ્રેમ વધે, શુ કરવાથી સ્નેહમાં વિક્ષેપ ન પડે તેનો વિચાર કરતી. આ પ્રમાણે કિશોર કોર્ટમાં જતો ત્યારે તે પોતાનો વખત પોતાનો અભ્યાસ વધારવામાં ગાળતી. જ્યારે કોર્ટમાં રજા પડતી ત્યારે કિશોર નડીયાદ આવતો હતો. તે વખતે કમળા પાછી મુંબાઇની મટી નડીયાદની થઇ જતી અને સાસુ સસરા અને બીજાં સગાં વહાલાંની મલાજો સાચવતી હતી.

ચારેક વર્ષ પછી નડીઆદમાં ઉનાળાની રજામાં કિશોર આવ્યો હતો તેવામાં ત્યાં કોલેરાનો ઉપદ્રવ ચાલ્યો તેમાં તેના વૃદ્ધ પિતા સોમાભાઈનો સ્વર્ગવાસ થયો, તેમનું કારજ વિત્યા પછી થોડાજ દિવસે કિશોરની મા હેતાબા પણ તેજ રોગમાં આ દુનિયાનિ છોડી ચાલ્યાં ગયાં. આ પ્રમાણે અચાનક મા બાપ મરી જવાથી કિશોરના ઉપર શોકનું વાદળ તુટી પડયું. અને રડતાં રડતાં કમળાની પણ આંખો સુજી ગઈ. માબાપનુ ક્રિયાખર્ચ કર્યા પછી કેટલોક વખત કિશોર નડિયાદમાં જ રહ્યો તે પછી જમીનજાગીરનો બંદોબસ્ત કરી પાછો તે મુંબઇ ગયો. કમળાને પીયેરમાં કોઇ હતું નહિ, સગા કે વ્હાલામાં જેમાં ગણો તેમાં માત્ર કોઇ ગંગા જ હતી, અને એક નાની બ્હેન દીવાળી. તેઓ મુંબાઈ કમળાને, ત્યા આવતાં અને પંદર વીસ દહાડા રહી પાછાં નડીયાદ જતાં.

દીવાળીની ઉમ્મર પરણાવવા લાયક થઇ હતી. આપણે ગયા પ્રકરણમાં કહ્યું તેમ પૈસા ખર્ચ્યા વગર દીવાળીને માટે સારૂં ઘર મળે તેમ નહોતું દીવાળીને અત્યારે અહીને સગામાં અને તેની દાઝ જાણનાર માત્ર તેની મોટી બેન કમળા હતી. એક વખત દીવાળી અને ગંગા મુંબઇ આવ્યાં હતાં. ગંગાએ આ વખતે દીવાળીની વાત કહાડી. કિશોર કોર્ટમાં ગયો હતો, તે વખતે ગંગાએ કમળાને કહ્યું, "જો બ્હેન," આ તારી નાની બ્હેન દીવાળી હવે પરણાવવા લાયક થઇ છે. હવે જો આપણે તેને માટે કાંઇ લગ્નની ગોઠવણ ન કરીએતો નાતજાતમાં ખોટું દેખાય, તારૂં તો ઇશ્વરકૃપાએ જેમ તેમ કરીને ઠેકાણું પડયુ, હવે તેને ઠેકાણે પાડવાનું કામ તું માથે લઇશ ત્યારે બનશે. માટે પટેલને કહીને હવે તેનું કાંઇ ઠેકાણું શોધી કહાડવાનો તારે પ્રયત્ન કરવો જોઇએ." આ સાંભળી કમળાને પોતાની પાછલી વાત યાદ આવી ગઇ, આજના સુખ આગળ તેની આંખો આગળ પાછલું દુઃખ સાંભરી આવ્યુ, તેણે આંસુ લાવી કહ્યું, "હોઇ, હુ જાણું છું કે હવે મારે માથે મારી બેનને ઠેકાણે પાડવાનું મોટુ કામ હજુ બાકી રહ્યું છે. તેમનો પણ તેજ વિચાર છે, આજે હું તેમને આ વાત જરૂર જણાવીશ."

કમળા ઘણીજ શાણી હતી, હમેશાં સ્વામિને પ્રસન્ન રાખવા એજ તેનું કર્તવ્ય છે એમ તે માનતી. તેણે પોતાના સ્નેહાળ સ્વભાવથી પતિને જીતી લીધો હતો. કિશોર પણ ઘેર આવી પોતાની કમળાને એવાર ગમ્મતની ને આનંદની વાતો કહેતો, કમળાનું મન તે કદી દુભવતો નહિ. ઘરની કોઇ પણ વાતનો નિશ્ચય અને મંજીને કરતો. કમળાની ઉપર તેને વિશ્વાસ હતો. કમળા જે કાંઇ કહે છે તે ખરૂં જ કહે છે એમ તે ઝટ માની લેતો.

રાત્રે કિશોરભાઈ કોર્ટમાંથી ઘેર આવ્યો જમીપરવારી કાંઇક વાર્તાવિનોદ કરી મેડે પોતાના ખંડમા પાથરેલા પલંગ ઉપર જઇ આડો પડયો. આજે પુર્ણિમા છે. જેથી પૂર્ણચંદ્રમા પોતાની નિર્મળ અને શીતળ કાંતિથી જગતને ઉજ્વલ અને શાંત કરતો આકાશ મંડળમાં વિરાજી રહ્યો છે મૃદુ અને મંદ પવન દક્ષિણાતી બારીમાથી મંદમદ આવ્યા કરે છે. કોર્ટમાંથી થાકી પાકી ઘેર આવી, જમી પરવારી મંદ શીતળતાનું ભાન કરાવનાર, વાતાવરણમાં અને ચંદ્રના સ્વચ્છ પ્રકાશમાં કિશોર પોતાના થાકને ભૂલી ગયો હતો, ત્યાં પાસે રહિ પતિસેવાની ઇચ્છાવાળી કમળાએ આવી પગ દબાવવા માંડયા. વાતપર વાત નીકળતાં આ વખતે કમળાએ પોતાની બેનના લગ્નની વાત કહાડી. પત્નિની ઇચ્છાને પુરી કરવાની ઇચ્છા રાખનાર કિશોરે આ વર્ષેજ દિવાળીનુ સારે ઠેકાણે લગ્ન કરવાની કબુલત આપી. કિશોરભાઇની પ્રેકટીસ સારી ચાલતી હતી અને ઘેર પૈસાની ખોટ નહોતી, જેથી જો સારૂં ઠેકાણું ન મળે તો સારી પૈઠણ ભરીને પણ દીવાળીને માટે કોઇ સારૂં ઘર શોધી કહાડવાનો બંનેએ તે રાત્રે નિશ્ચય કર્યો.

બીજા દિવસથી જ દીવાળીને માટે કોઇ સારૂં ગામ અને ઘર શોધી કાઢવાની કિશોરભાઇને ચિંતા થવા માંડી, દીવાળીના જન્માક્ષર ગંગા પાસે હતા તે જોશી પાસે જોવડાવતાં લગ્ને મંગળ પડેલો હતો, જેથી તેના લગ્ન માટે બધાના મનમાં વ્હેમ પેઠો. છતા પણ થવાનું હશે તે થશે એમ ધારી કિશોરે પ્રયત્ન આરંભ્યો. ૭ સાત મહીના સુધી

તો કાંઇ પત્તો ખાધો નહિ. માબાપ વગરની છોકરી એટલે પાછળથી કાંઈ પૈસાટકા કે પુરત મળે નહિ એમ ધારી કેટલાક ના કહેતા, કેટલાક હા કહેતા, તો પાચસાત 'હજાર રૂપીઆ પૈઠણના માગતા, અને બીજા જે થોડી રકમમાં હા કહેનાર મળતા તો તેઓની સ્થિતિ માત્ર હળ હાંકનારના જેવી એટલે, પુત્રની પૈઠણ આવે તે ઉપર જ જીવનારના જેવી હતી, કોઇનો પુત્ર ખોડવાળો, મૂર્ખ કે વ્યસની હતો, કે કોઇ રહ્યો કર્યો વર હોય તેમના માબાપ હા પાડતા. કિશોરભાઇનો વિચાર દીવાળીનું લગ્ન બાર ગામમાં અને તેમાં વળી કુળવાનને ઘેર અને જેની સ્થિતિ પૈસે ટકે સારી હોય, છોકરો ભણેલો ગણેલો અને પોતે પોતાની મેળે કમાઈ ગુજરાન કરી શકે તેવો હોય તેના સાથે કરવાનો હતો કે જેથી પરણાવ્યા પછી દીવાળી ધન અને ધાનને માટે નિસાસા નાખે નહિ. થોડા ઘણા રૂપિયા ખર્ચવા પડે તો તે ખર્ચીને પણ દીવાળીને માટે તે દુખમાં ન પડે તેવું કોઇ સારૂં ઠેકાણું શોધી કાઢવાને માટે તે તપાસ કરતો.

અંતે વસોના વાઘજીભાઇ નામના એક પાટીદાર સાથે દીવાળીનું લગ્ન નક્કી કર્યું. વાઘજીભાઇની ઉમ્મર પાંત્રીસેક વર્ષની હતી, તેને માબાપ કોઈ હતું નહિ, વાઘજીભાઇની પહેલીવારની સ્ત્રીનું નામ રૂપાળી હતું, પણ તેને કાંઈ પ્રજા થતી નહોતી તેથી રૂપાળીની સંમતિથી વાઘજીભાઇએ ફરી લગ્ન કર્યું. વાઘજીભાઇનો સ્વભાવ નરમાળ અને સ્નેહાળ હતો. વસોથી નોકરી માટે તે મુંબાઇ આવ્યો હતો ત્યા તે એક કાપડીઆને ત્યાં નોકરી કરતો હતો. તેના શેઠે તેની હોંશીયારી અને ચાલાકી જોઇ પોતાની દુકાનનો સર્વ કારભાર તેને સોંપ્યો હતો. શેઠની પ્રીતિ સંપાદન કરવામાં જ તે પોતાની ઉન્નતિ સમજતો હતો. તેને ખાવાપીવાના ખર્ચ ઉપરાંત બાર મહીને પાંચસો રૂપિયાનો પગાર શેઠ તરફથી મળતો હતો તેમાં તે પોતાનું ગુજરાન રૂપાળી સાથે ચલવતો હતો તેના શેઠના એક કેસમાં કિશોરભાઇ વકીલ હતા, તેમાં કામકાજે વાઘજીભાઇ કિશોર પાસે વારવાર આવતો અને એક જ નાતના જેથી એક બીજાનો પરિચય વધ્યો. વાઘજીને ઘેર રૂપાળીનું સાસ હતું તે કિશોર જાણતો હતો, પણ શું કરે? કાંઈ છોકરી કુંવારી રખાય, એમ ધારી વાઘજીને સમજાવી કિશોરભાઇએ તેને ફરી દીવાળી સાથે લગ્ન કરવાનું નક્કી કરાવ્યું દીવાળી જો કે શોક્યનું સાલ હોવાથી મનમાં તો અમુઝાતી પણ શું કરે? સારૂં ન મળે તો મળે તેવું ખરૂં, કાંઇ પરણ્યા વગર કુંવારી જીંદગી ગળાય! એમ સમજી મનની વાત મનમાં જ રાખી.

વાઘજીભાઇ સાથે લગ્નનું નક્કી કરી સારૂં મુહુર્ત જોવરાવી દીવાળીનું લગ્ન કરી દીધું. તેમાં જે કાંઇ ખર્ચ થયું તે કિશોરભાઇએ આપ્યું. અને હમેંશાની ઇચ્છા પુરી કરી.

## પ્રકરણ ત્રીજું.

### દીવાળીના સુખનો અન્ત.

દીવાળીનું લગ્ન થવાથી તેને હવે સાસરે વળાવી. વાઘજીભાઇએ રૂપાળીની સંમતિથી લગ્ન કરેલું જેથી શરૂઆતમાં તો રૂપાળી દીવાળીને પોતાની બેન માફક ગણવા લાગી દીવાળી પણ સમજુ અને ગરીબાઇમાં ઉછરેલી હોવાથી શોકને ખુશી રાખવાને માટે પોતાનાથી બનતું કરતી. તે વાઘજીભાઇની સેવા કરવામાં તો જરા પણ કચાસ રાખતી નહિ. રૂપાળીને તે કાંઇ કામ કરવા દેતી નહિ, ઘરનું પણ સર્વ કામ તે પોતે જ કરતી. અને તેથી શરૂઆતમાં તો રૂપાળીને પણ દીવાળી વ્હાલી હેમ જેવી લાગી.

આજકાલ એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી પરણવાનો જે નાતોમાં રીવાજ છે ત્યાં જોઇશું તો જણાશે કે કકાશથી તે સ્ત્રી અને તેના પતિનું હૈયું રાતદિવસ પ્રજ્વળતું હોય છે. એક સ્ત્રીને છોકરાં ન થતાં બીજી સ્ત્રી પરણવા પ્રથમ સ્ત્રી જ પોતાના પતિને આગ્રહ કરે છે, પણ ત્યાં નવી આવે છે કે તેના પર તે પછી હુકમ કરવા અને ઈર્ષ્યા કરવા મચી પડે છે. આ પ્રમાણે વાઘજીભાઇના ઘરમાં પણ હવે થવા માંડયું. દિવસે દિ

વસે દીવાળીએ પોતાના વ્હાલસોયા સ્વભાવથી વાઘજીભાઈનું વાઘ જેવું હૃદય પણ જીતી પોતાને વશ કરી લીધું. જેમ જેમ વાઘજીભાઈની પ્રીતિ દીવાળી ઉપર વધતી ગઈ, તેમ તેમ રૂપાળી તેના ઉપર ઈર્ષ્યા કરવા મંડી, વાઘજીભાઈ બંને ઉપર સમાન દૃષ્ટિ રાખી શક્યા નહિ, રૂપાળી જુની હતી અને દીવાળી નવી હતી, તેમાં વળી નવયુવાન, ફુટડી, સ્વરૂપવાન, પતિને પ્રેમથી વશ વર્તનાર, હાવભાવ અને હસમુખા સ્વભાવથી પતિના ક્રોધને એક ઘડીમાં ઉતારી નાખનાર, વ્હાલસોયા-સ્વભાવ અને પતિસેવાની પ્રવિણતાથી તેના કંટાળેલા અને થાકેલા મગજને શીતળતા અર્પનાર દીવાળી ઉપર દિવસે દિવસે વાઘજીભાઈની પ્રીતિ વધતી ગઈ, તે રૂપાળીથી સહન થઈ શકી નહિ. દીવાળી હવે તેને કડવી ઝેર જેવી લાગતી, તેના દરેક કામમાં તે દોષ જોવા લાગી, અને ખોતરણો કાઢી તેની સાથે લડવાનો લાગ શોધવા મંડી. બંનેની ખટપટ વાઘજીભાઈના જાણવામા આવી. તે ઘણીવાર રૂપાળીને તે માટે ઠપકો આપતા પણ તેથી રૂપાળી તેમના ઉપર ચીડાઈ જતી, અને કહેતી કે 'આવ્ય પથરા પગ ઉપર' ની માફક મારા હાથના કર્યાં જ હૈયે વાગ્યા ! એમ કહી ઘરમાં કલેશ અને કંકાશ કરી મૂકતી. વાઘજીભાઈ ઉપર પણ તે હવે ઈર્ષ્યા કરવા મંડી, અને તેમને પોતાના દુશ્મન માનવા લાગી આવામા પાછો દીવાળીને સારો દહાડો આવ્યો કે જે રૂપાળીથી સહન થઈ શક્યો નહિ.

વાઘજીભાઈને દરરોજ દશ વાગ્યા પછી જવાનુ હતું, ઘેર બંને જણ લડી મરતા, દીવાળીને ઘણું સહન કરવું પડતું, પણ તે સમજીને રહેતી. એવામાં દીવાળીને પુત્રનો પ્રસવ થયો, તે જોઈ વાઘજીને પોતાની ઈચ્છા પુરી થયાથી ખુશી ઉપજી ત્યારે રૂપાળીના દુઃખનો પાર રહ્યો નહિ. તેણે જાણ્યું કે હવે મારો ભાવ પૂછાશે નહિ. તેથી તેણે ધીમે ધીમે વાઘજી કાંઈક તેનો ઓશીયાળો બને એવી તજવીજ કરવાની ચતુરાઈ આરંભી.

રૂપાળીનો બાપ ગૃહસ્થ હતો તેથી વાઘજીને તેની કોઈ દહાડો પણ પૈસા માટે જરૂર પડશે, એમ તે માનતી. વાઘજી તે સમજતો હતો. પણ જાતે કમાતો હતો તેથી તેની મદદની આશા તે રાખતો નહિ. રૂપાળી અને દીવાળીનો કકળાટ રોજ વધવા માંડ્યો, વાઘજી પણ તેથી કંટાળી ગયો. આ ખટપટમાં તેનું મન આખો દિવસ ઉદાસ રહેતું અને કામકાજમાં ચોટતું નહિ. આ ઘરની ખટપટને લીધે તે હવે દુકાનમાં બરાબર કાળજી રાખતો નહિ, જેથી શેઠની પ્રીતિ પણ હવે તેના ઉપર ઓછી થતી ગઈ. એક કામમા શેઠને અને તેને મતભેદ પડ્યો, અને તેમા વાઘજીભાઈને નોકરી છોડવી પડી, દીવાળીને આ જાણી ખેદ થયો ત્યારે રૂપાળી રાજી થઈ બીજે નોકરી શોધી પણ તરતમા કાંઈ બની શક્યું નહિ. ઘરના કંકાશથી તે હવે હારી ગયો. બે બાયડીઓના માલનો હવે તેને પુરો અનુભવ થતાં પસ્તાવા લાગ્યો રૂપાળી કંકાશ કરી દીવાળીને મારવા ઉપર આવી જતી જેથી દીવાળીનો પક્ષ વાઘજીને લેવો પડતો, એમ ખટપટ વધતાં રૂપાળી પોતાને પીયેર ચાલી ગઈ તેણે ધાર્યું કે, હવે નોકરી ગઈ છે એટલે મારો ઓશીયાળો થતો આવશે.

હવે દીવાળી પોતાના પતિની ખરા મનથી સેવા કરવા લાગી, નોકરી જતી રહેવાથી પૈસા ટકાનું દુઃખ પડવા માડ્યું, મુંબાઈમા ઘરનાં નાંણાં ખર્ચી રહેવુ મુશ્કેલ હતું પણ અહીં થોડો વખત રહી બીજી નોકરી શોધી કહાડવાની વાઘજીભાઈને ઉમેદ હતી. આ વખતે દીવાળી તેને ધીરજ આપતી અને સંકટ વખતે એક પત્નિ પોતાના પતિને જેવી મદદ કરી શકે તેવી રીતે પોતાથી બનતા ઉપાયે તે પતિના મનને ધીરજ આપી ઘડીવાર આનંદ વાર્તામાં નાખી ભવિષ્યની આશા બતાવી ઉત્સાહિત કરતી. આ વખતે કમળા અને દીવાળીની ફોઈ ગંગા પણ મરણ પામી જેથી હવે દીવાળીને સગું ગણો કે વ્હાલું ગણો જે ગણો તેમા માત્ર કમળાજ હતી. આ વખતે શોક્યનુ સાલ આપોઆપ જતું રહેવાથી, અને સંકટ સમયે પતિ સેવા કરવાનો

લાભ મળેલો હોવાથી તે પોતાને સુખી માનતી, તે સમજતી કે એને માત્ર આ જગતમાં પોતાનું સર્વસ્વ એ પોતાનો પતિજ છે. સંકટ સમયે પતિનો સંગ છોડી દેનાર એ સ્ત્રી નથી પણ કુલટા છે, સ્ત્રીએતો સંકટમાં કે સુખમાં સર્વ સ્થિતિમાં પતિની સાથેજ રહેવું જોઇએ. જો પતિ પોતાને ઇચ્છિત પદાર્થો આપે, માગ્યા ધન વસ્ત્રાદિના વૈભવો ભોગવાવે તો તે વખતે વ્હાલા પતિ કહી સંબોધનાર સ્ત્રી, પતિના દુઃખ વખતે પતિનો ત્યાગ કરેતો તે કુલટા અને કલંકિની છે, પણ કષ્ટ સમયે પતિને સહાય આપનાર, તેમના કષ્ટમાં ભાગ લેનાર અને પતિના સુખે પોતાને સુખી સમજનાર સ્ત્રી જ ખરી સતિ છે.

એમ કરતા બે ત્રણ મહિના વીતી ગયા. પણ વાઘજીભાઇનો નોકરીનો પત્તો ન ખાધો. રૂપાળીતો હવે આવેજ શું કરવા ! વાઘજીભાઇએ પણ કંકાશનું મોં કાળું કરી તેને હવે બોલાવવાની પણ દરકાર ન કરી. મુંબાઇમા નોકરી ન મળી તેથી વાઘજીભાઈ હવે પોતાને વતન વસો ગયા. મુંબાઇના રહેનાર, ચહેરી જીંદગી ગુજારનાર આ પાટીદાર ભાઇ વસોમાં ગામડા જેવી જીંદગી શી રીતે ગુજારી શકે ? પણ શું કરે, ઉપાય નહોતો. તે ઘડીમાં લાયબ્રેરીમાં જતા, ઘડીમાં ફરવા જતા, ખેતરોમાં જતા એમ કરી દીવસ કહાડવા લાગ્યા. તોપણ તેમને ધંધાને માટે ખાસ ચિંતા હતી. આ વિશ્વમાં ધંધા વગરના માણસની કિંમત નથી, કોઈ પણ માણસને કોઈપણ ધંધો હોય-તોજ તે સુખચેનમાં રહી શકે છે. વાઘજીભાઇને હવે હળ લઈ ખેડવા જવાનું કે ખેતીનો ધંધો કરવાનુ પસંદ નહોતું. કાપડના ધંધામા મુડી જોઇએ તે પાસે નહોતી નોકરી કરી શકે, પણ તે પોઝીશનવાળી હોવી જોઇએ કારણ અંગ્રેજી ભણેલા હતા. આમ મનમતિ મનમા અમુઝાતા તે વગર ઉદ્યમે આખો દહાડો ભટક્યા કરતા, દીવાળી બિચારી શું કરે ! તે તેમને ઘણીવાર કોઈપણ ઉદ્યોગ કરવાનું કહેતી, પણ વાઘજીભાઇનું મન ગોઠતું નહિ. ચિંતામતિ ચિંતામાં તેમને ક્ષયનો વ્યાધિ લાગુ પડયો, ઘણી દવાદારૂ કરી, પણ ન મટયું. કમળા અને કિશોરભાઇ તેમને મુંબાઇથી જોવા આવ્યા હતા, તેમણે તેમને મુંબાઈ લઈ જઇ કોઇ સારા ડાક્ટરની દવા કરવાનુ કહ્યું, કમળા અને દિવાળીના આગ્રહથી તે મુંબાઈ ગયા, ત્યાં ઘણા ઘણા વૈદ ડાક્ટરોની દવા કરી, કિશોરભાઇએ પૈસા ખર્ચવામાં બાકી ન રાખી, પણ ત્રુટી તેની બુટીજ નહિં, તેમ દિવાળીની જન્મકુંડળમાંજ લગ્ને મંગળ પડેલો એટલે તેને વિધવા થવાનો યોગ કોણ મિથ્યા કરે ? આખરે વાઘજીભાઇ સ્વર્ગવાસ થયા, દિવાળીના દુઃખનો પાર રહ્યો નહિ, રૂપાળીતો ખબર જોવા પણ આવી, નહિ, પતિની આખરઅવસ્થામા પણ જે સ્ત્રી તેમની ખબર જોવા પણ ન આવી તેનુ હૃદય કેવું હશે ? તે વાચક તમેજ વિચાર કરજો.

સુશીલ, અને ગરીબ બિચારી દીવાળી નિરાધાર થઇ, વિધવા બની, તેના સુખના સૂર્યનો અસ્ત થયો. આવી જુવાન વયમા તેના દુખનો પાર ન રહ્યો, અપૂર્ણ.

---

# શ્રી કૃષ્ણ જન્મ.

[ અનુવાદકઃ—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

ઘનઘોર ઘટાવાળી કાળી રાત્રિ છે, ચોતરફ ભયાનક જંગલ છે, સિંહ ગર્જના કરી રહેલ છે, ઉપરથી વરસાદ વરસી રહ્યો છે, વચ્ચે વીજળીના ચમકારા થાય છે, યમુના નદીમાં જોસબંધ પાણી ચાલ્યુ જાય છે, એવે વખતે એક પુરૂષ એક નાના બચ્ચાને ખભા પર લઇે નદી ઉતરી રહ્યો છે. બચ્ચું હજુ એક દિવસનુ પણ નથી, પરંતુ તેના જીવનપર દરેક સંસારી જનોનું કલ્યાણ અવલંબી રહ્યું છે. અને તેનો જન્મમહોત્સવ જોવાને દરેક દેવતા અને મહાત્માગણુ વિના વિલંબે આતુર થઇ રહ્યાં છે.

હજારો વર્ષ પહેલાની વાત છે પૃથ્વીપર કલિકાળ વર્તાઇ રહ્યો છે. મનુષ્યો ક્ષીણુ અને દુર્બળ થઇ ગયેલ છે. તેમના શરીરમાં બળ રહ્યું નથી અને મગજશક્તિ ઓછી થઇ ગઇ છે પ્રથમના મોટા મોટા મહાપુરૂષો—મહારાજ મનુ, રામચન્દ્ર પૃથ્વીનાથ પૃથુ, દેવર્ષિ નારદ, બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્ક્ય, રાજર્ષિ જનક, અને ભક્તશિરોમણી પ્રહ્લાદઆદિ એક પણુ અત્યારે તપાસ કરતાં મળતા નથી ધર્મની આસ્તા ઓછી થઇ ગઇ છે. પરમાત્મા પરથી વિશ્વાસ ઓછો થઇ ગયો છે. પરોપકાર પરથી વિશ્વાસ ઓછો થઇ ગયો છે. પરોપકારવૃત્તિ ભાગ્યેજ કોઇ માણુસોમાં જોવામાં આવે છે. લોકો સૌ સૌના કાર્યમાં મગ્ન છે સ્વાર્થ અને સુખ એજ તેમના જીવનનું લક્ષ્યબિંદુ છે, વિલાસ અને આનન્દમોજ સુખ માનેલ છે. મનુષ્યમાત્રની પ્રવૃત્તિ શિથિલ પડી ગઇ છે.

જ્યારે કોઇ દેશની આર્થિકસ્થિતિ વધે છે, ત્યારે તેની તેવીજ દશા થાય છે, ભારતમાં આ વખતે પ્રત્યક્ષરૂપથી કોઇ વાતનો અભાવ નથી. ધન, બળ અને વિદ્યાથી દેશ પરિપૂર્ણ છે. પરંતુ ખરી રીતે જોઇએ તો તેની વધુ બીજી રીતે અધમ અવસ્થા થતી જોવામાં આવે છે. લોકોમાં અંદર અંદર અશ્રદ્ધા, અવિશ્વાસ અને અહંકાર વગેરેથી શરીર બળી ખાખ થઇ ગયેલ છે. જોનારને ફક્ત બહારથી શરીર સુંદર દેખાય પણ તેમાં આત્મબળ અને આત્મ વિશ્વાસ નથી,

દેશમાં મોટા મોટા રાજા છે, અને રાજ્યો છે. કુરૂ પાંચાલ, મગધ, મત્સ્ય, મદ્ર, ચેદિ, વિદર્ભ, ભોજ, કૈકય, અંગ, વંગ, કલિંગ, પુંડ્ર, ઉત્કલ, પાંડ્ય, ચોલ, અન્ધ, દ્રવિડ, સિન્ધુ, બાહ્લિક, ત્રિગર્ત, કાશ્મીર, શાલ્વ, શાકલ અને ગાન્ધાર આદિ એકથી અધિક શક્તિવાળાં રાજ્યો છે. કાશી, અયોધ્યા, મથુરા, માહિષ્મતી, પ્રભાસ, પ્રયાગ, પ્રાગ્જ્યોતિષ, કુંડિનપુર, મણિપુર, હસ્તિનાપુર, અહિચ્છત્ર, ગિરિવ્રજ, ચમ્પા અને કામ્પિલ્યા આદિ એકથી અધિક સમૃદ્ધિવાળાં નગર છે. ભીષ્મ, દ્રોણુ, દ્રુપદ, વિરાટ, કંસ, જરાસન્ધ, હંસ, ડિમ્ભક, શલ્ય, શાલ્વ, ભીષ્મક અને પાંડવ આદિ અનેકાનેક વીર અને યશસ્વી યોદ્ધાઓ છે કિરાત, કામ્બોજ, શક, હૂણુ, ચીન, બર્બર આદિ અનેક મલેચ્છ દેશ તેમના બાહુબળનો સ્વિકાર કરી રહેલ છે, તથા આધીનતા માનતા અને સહાયતા અર્પણુ કરતા આવે છે, સર્વ પ્રકારના સાંસારિક પદાર્થો ભરેલા પડેલ છે, અને દેશ સભ્યતાના શિખરપર સ્થિત છે.

પરંતુ એટલું છે કે, ઐક્યતા નથી. એક રાજા બીજા સાથે લડી મરે છે. એક તરફ કુરુ અને પાંચાલ વચ્ચે વૈર, તો બીજી તરફ મત્સ્યો અને ત્રિગર્તો વચ્ચે, કેકય આદિ ઘણા દેશોમાં પરસ્પર વિરોધ છે. પ્રજાની દશા દિનપ્રતિદિન શોચનીય થતી જાય છે. કંસ, અને જરાસન્ધ સરખા રાજાઓ છડેચોક અત્યાચાર કરી રહ્યા છે, અને બીજાઓ છાની રીતે તેમ કરે છે. મારા મારી ચાલી રહી છે કોઇ શાસકશક્તિ અથવા સમૂહ નથી કે જે પ્રજાનું રક્ષણ અને દેશનું ભલું કરી શકે

પ્રજામાં પોતાનામા કાંઇ પણ શારીરિક અથવા આધ્યાત્મિક શક્તિ નથી. પુરાણ, દર્શન અને શાસ્ત્રોનો સાધારણ જનસમાજ પર હવે કાંઇ પ્રભાવ પડતો નથી, મનુષ્ય માત્ર પોતાનું લક્ષ્ય, અને પોતાના આદર્શને ભૂલી ગયા છે, અને જેઓ સ્મરણ પણ કરે છે, તેમને પણ સાધારણ નિરાશ કરી દીધા છે. દેશની સત્તાનો નાશ થવાથી ભવિષ્ય ભયાનક ભાસે છે.

આવી દશામાં, બરાબર અર્દ્ધરાત્રિના વખતે, તે જાજ્વલ્યમાન જ્યોતિનો જન્મ થયો, જે સર્વ કાલથી સ્થિર છે અને સર્વકાલ સુધી સ્થિર રહેશે તે જ્યોતિના ઝગમગાટના એક અણુ માત્ર પ્રકાશનું આજે અહિં થોડું ઘણું દર્શન કરવાનું છે

શ્રી કૃષ્ણનું જીવન જેટલું ઉચ્ચ છે, તેટલું જ નીચું કરવા કેટલાક લોક પ્રયત્ન કરે છે એકના મનમાં કૃષ્ણ ગુજરાતના એક ચતુર રાજા હતા, જેને ઉભરે એક બાહોશ રાજા પરંતુ મહારાજા ગાયકવાડમાં અને શ્રી કૃષ્ણમાં ઘણું જ અંતર છે. બીજાના મનમાં કૃષ્ણ એક ધાર્મિક નેતા હતા, જેમણે હત્યાને ઉચ્ચ બતાવી, ત્રીજાના મનમાં કૃષ્ણ એક મનમોજી અને ગોપીઓ સાથે ક્રિડા કરનાર હતા. આવી રીતે કૃષ્ણને સંસારમા દોષિત કરેલ છે.

આ મૂર્ખતાના મૂર્તિમય ઉદાહરણનું સ્મરણ કરવામાં પણ મહા પાપ છે. જેનું હૃદય અને મસ્તક નાનું, તેના ભાવ પણ ઓછા જાણવા. જેમકે-' જાકી રહી ભાવના જૈસી, પ્રભુ-મૂર્તિ દેખી તિન તૈસી.' કુવામાં રહેલા દેડકાને સમુદ્રનું શુ ભાન હોય ?

શ્રી કૃષ્ણભગવાન પોતાને પણ પોતાના જીવન કાળમાં ઘણી નિંદા સાંભળવી પડી હતી. નિંદાની કસોટી પર જ્યારે તેઓ બરાબર કસાયા, ત્યારે સંસારીજનોએ તેમનો સ્વિકાર કર્યો હતો યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં શિશુપાલે જે જે કહેવાનું હતું તે કહેવામા બાકી રાખી નહોતી. તે તેમનો સમકાલીન, સંબંધી અને શત્રુ હતો તેમની રજ-માત્ર વાત તેનાથી છાની નહોતી અર્ઘ્ય વખતે તેણે કહેલ કે, કૃષ્ણ કાંઇ રાજા નથી, તેની જાત બાબતમા સંદેહ છે, તેણે ગૌ, સ્ત્રી અને રાજાની હત્યા કરેલ છે. ત્યાં તેણે કૃષ્ણના ચરિત્રપર જીવનની શુદ્ધતા પર, અને સદાચરણપર કાંઇ ધબ્બો નથી લગાવ્યો. જો તેને જરા વખત મળત તો, જ્યાં તે ભીષ્મને કૃષ્ણના અર્ધ્યનો પ્રસ્તાવ કરવાને જ માટે 'નપુંસક બોલી' ગયો હતો, ત્યારે શું આ બાબતમા તેને મારફાડ કર્યા વગર છોડી દેત ? મહાભારતના અંતમાં, અશ્વત્થામાના અસ્ત્રથી મૃતપ્રાપ્ત પરીક્ષિતની જ્યારે ભગવાને ગર્ભમાં રક્ષા કરી હતી ત્યારે તે રક્ષણ ક્યા પ્રભાવથી કર્યું હતું ?

તેમણે કહ્યું –" હું હાંસી મશ્કરીમાં પણ જૂઠું બોલ્યો નથી મેં યુદ્ધમાં કદી પાછી પાની કરી નથી, મે કંસ અને કેશીને ધર્મપૂર્વક મારેલ છે, મારા મિત્ર અર્જુનપ્રત્યે મે સ્વપ્નમાં પણ વિરોધ કરેલ નથી, વળી ધર્મ અને બ્રાહ્મણગણ મને હંમેશાં પ્યારા છે, એ જો સત્ય હોય તો આ બાળક જીવન પ્રાપ્ત કરે."

यथा सत्यञ्च धर्मस्य मयि नित्यं प्रतिष्ठितौ
तथा मृत शिशुरयं जीवतामभिमन्युज ॥

" જો મારામાં સત્યની અને ધર્મની બરોબર પ્રતિષ્ટા હોય તો આ અભિમન્યુનો મૃત પુત્ર સજીવન થાય ! "

તપ અને તેજની શક્તિથી શું નથી બનતું ? શ્રી કૃષ્ણના આ કાર્ય માફક મહર્ષિઓનાં અનેક ઉદાહરણ છે, તેમાં અને આમાં કાંઈ ફેર નથી. પરંતુ ભગવાન કૃષ્ણનું સંપૂર્ણ જીવન જ આશ્ચર્યમય છે. ભાગવત ધર્મના પ્રવાહથી ભારત વર્ષમાં

ભક્તિની જે અપૂર્વ ધારા વહી છે, તેમાં જે ભક્તો જુઓ તે સર્વ તેમના ચરિત્રનુ સ્મરણ કરી આશ્ચર્યથી અને આનંદથી વિહ્વલ બની જાય છે. એટલું જ નહિ પણ તેમાં એક અલૌકિક ભાવનો આવેશ આવી જાય છે. કૃષ્ણનું પુણ્યમય ચરિત્ર બે ગ્રંથોમાંથી મળી આવે છે. ૧ ભાગવત અને ૨ મહાભારત. ભાગવત ભક્તિનો આગાર અને મહાભારત જ્ઞાનનો ભંડાર છે ભાગવત પરમહંસનુ કહેલ પુરાણ છે, અને મહાભારત વેદવ્યાસનો બનાવેલ ઇતિહાસ છે. કૃષ્ણનું ચરિત્ર મહાભારતમાંથી પુરેપુર મળી આવે છે તે વાચવાથી સારી સામયિક અવસ્થાનું ચિત્ર સામે ખડું થાય છે, અને કૃષ્ણનો પ્રભાવ, આદર્શ–જીવન અને અમૂલ્ય ઉપદેશ નવી નવી રીતે દરેક ઠેકાણેથી મળી આવે છે. આ દિવ્ય ચરિત્રને શુકદેવજીએ ભક્તિના સાગરમાં મગ્ન થઇ જોયેલ તેનું ભાગવતમાં વર્ણન કરેલ છે. તે ઘણું જ સીધુ–સાદુ, અને વિશ્વાસમય વર્ણન છે શરૂથી છેવટ સુધી પવિત્રતાના ભાવ અને રસથી ભરેલુ છે, પરંતુ અનેક કલિકાળના કવિઓએ તે પર મરજીમાં આવે તેવા છંદ અને કવિત બનાવી તે તોડી પાડવા કોશિશ કરેલી છે અનેક સ્વાર્થી પુરુષોએ ભક્તગણને ખસેલ કરવા આ પવિત્ર ભક્તિ–ક્ષેત્રને દૂષિત કરેલ છે. જો કોઇને સુવર્ણ આપવામા આવે, અને તે તેનો પરોપકારને બદલે દુષ્ટ કાર્યમા વ્યય કરે તો તેમા સુવર્ણનો શુ દોષ ? કહ્યુ છે કે, "पयःपानं भुजङ्गानां केवलं विष वर्धनम् ।" સર્પને દુધ પાવાથી વીષની જ વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે ભુજંગ–ભક્તોએ ભારતવર્ષમા પોતાનુ વિષ ફેલાવેલ છે. જો તેમ ન હોત તો ધર્મને બ્હાને અધર્મિ લોક આટલું બધુ પાપ કેમ ફેલાવતા ફરે ?

અપૂર્ણ.

---

# मनोहर-कुमारी.

(અનુસંધાન ગતાંકથી)

## પ્રકરણ તેરમું.

### તરલાંનું પાપના પંઝામાંથી બચી જવુ.

મનોહર વેપાર અર્થે રંગુન ગયો તે પછી તેને ઘેર કુમારી અને તેની સાસુ તથા બે નણંદો રહી. કુમારી તરફની જરાપણ લાગણી તેમને નહોતી, તેથી મનોહરના ગયા પછી તેમણે કુમારીને દેવાય તેટલું દુઃખ દેવા માંડયું, કુમારીને આ પ્રમાણે સાસુનણંદ દુઃખ દે છે તે વાત જાણી રામચરણ તથા કુમારીની માના મનમાં ઘણું લાગી આવ્યુ થોડાક દિવસ તો તેમણે જાણ્યુ ન જાણ્યું કરી ચલાવ્યુ, પણ જ્યારે હવે કુમારીને તેમણે મારવાનું શરૂ કર્યું, અને તે વાતપણ તેમને કાને પહોંચી ત્યારે તેમણે તેને પોતાને ત્યાં તેડી આણી. કુમારી સાસરેથી પીએર આવી કાંઇક શાંતિ મેળવી શકી, પણ તેનું પતિપ્રેમી હૃદય પતિવિયોગના દુઃખથી તેને ડખતું હતું. તેને વારંવાર પતિના સ્નેહનું સ્મરણ થઇ આવતું. મનોહર કેદમાંથી છુટી ગયો, જેથી હવે તેને પહેલાં જેવી ચિંતા નહોતી પણ પરદેશથી પતિ ક્યારે આવશે તેની ચિંતા થવા લાગી, માબાપને છોકરી વ્હાલી હોય છે તોપણ જો તે ઉમ્મર લાયક હોય છે તો તેને વધુ વખત પીએરમાં રાખવા તે ઇચ્છતાં નથી. સાધારણ રીતે દીકરી એ બાપના ભારારૂપ કેટલાક ગણે છે તે મુજબ અત્યારે ભર યુવાન અને સ્વરૂપવાન કુમારી, પતિની ગેરહાજરીમાં પીએરમાં રહે તે રામચરણને પસંદ નહોતું.

પણ શું કરે ? તેમને કુમારીને માટે કશી શંકા નહોતી તે ઘણીજ શરમાળ, સુશીલ અને ગુણવાન હતી, ઘરનું કામકાજ કરવામાં પણ પ્રવીણ હતી, તેની માતા તેને ઘણી વ્હાલી હતી. તેમણે મનોહરને એક બે પત્રો લખ્યા પણ કાંઇ જવાબ આવ્યો નહોતો તેથી કુમારીને ચિંતા થવા લાગી. મનોહરના પીએર આવ્યા પછી એક મહીને મનોહરનો પત્ર હતો તેમાં તેણે હજી એક બે માસ રોકાવુ પડશે એમ જણાવ્યું હતું જેથી કુમારીની ચિંતા કાંઇક ઓછી થઇ તે જેવી રીતે માબાપને વ્હાલી હતી તેવીજ રીતે તેની બ્હેન તરલાને પણ વ્હાલી હતી.

તરલાને હાથે પોતાનું વેર લેવાનો લાગ મળ્યો. મનોહર સાથે તેનો થતો સબંધ કુમારીએ અટકાવી તેને હલકી પાડી હતી. તે તેને ઘણું ખુંચતું હતું ખરાબ ચાલના માણસો પોતાના દોષને જોઈ શક્તાં નથી. તેઓને પાપવૃત્તિથી વર્તતાં જો કોઇ તેમાં વિઘ્નકર્ત્તા થઇ પડે તો તેને, અથવા તો તેના પાપને પ્રકાશમાં લાવનારને તે દુશ્મન તુલ્ય માને છે આ રીતે તરલા કે પાપમાર્ગે પોતાની ઇચ્છા પુરી કરવાનું ઇચ્છતી હતી, છતાં પણ તે ઇચ્છાને સિદ્ધ થવામાં વિઘ્નરૂપ થવાના કારણરૂપ તે કુમારીને માનતી હતી. જો કે તેની મનોહર સાથે થતી વાતચિત કે તેના મનોહર સાથે પ્રેમ બાંધવાના ઇરાદાને કુમારી તો જાણતીજ નહોતી. પણ તેની વાતચિત કુમારીની માએ પોતેજ સાંભળીને તેને ઠપકો આપ્યો હતો. અને માત્ર કુમારીનું તો જુઠું નામજ દીધું હતું છતાં પણ તરલાએ જાણ્યું કે મારા પાપની વાત પ્રગટ કરનાર કુમારીએજ મારી હલકાઇ પાડી છે. અને તે હલકાઇ પાડનાર કુમારીને તેનો પુરેપુરો બદલો આપું ત્યારેજ મારૂં નામ તરલા ખરી, એમ નિશ્ચય કરી હવે તેણે કુમારીને તેનો બદલો આપવાનું સાહસ કરવા માંડયું.

પાપી મનુષ્યો અને તેમાં દુષ્ટ ઇચ્છાને તૃપ્ત કરવાની ઇચ્છા રાખનાર દુષ્ટ સ્ત્રીઓ તો તે પોતાની ઇચ્છાની આડે આવનાર ગમે તો પોતાના ગમે તેવુ સગું હોય તેની કાંઇપણ દરકાર ન રાખતા તેનું નખોદ વાળવા મથી પડે છે. તે પ્રમાણે તરલા અત્યારે પોતાની સુશીલ બેન કુમારીને દુઃખના ખાડામાં નાંખવા તૈયાર થઇ ગઇ.

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે રામો આજે તરલાની પાસે આવવાનો હતો તરલાએ કુમારીનું નખોદ રામાને હાથેજ વળાવાનો નિશ્ચય કર્યો હતો સાંજે તૈયાર થઇ તરલા પેલી છીંડીમાં આવી. રાત ઘોર અંધારી હતી સામું માણસ મળે તો તેનું મોં પણ જોઇ ન શકાય તેવી અંધારી ગલીમાં તરલા ઉભી ઉભી રામાની વાટ જોતી હતી, ઠરાવેલો સમય થઇ ગયો પણ રામો આવ્યો નહિ. ઘણીવાર સુધી તે પોતાની પાપવાસના પુરી કરવાની ઇચ્છાથી ત્યાં ઉભી રહી, પણ રામો ન આવ્યો, આખરે થાકીને નિરાશ થઈ તેણે પાછા ઘેર જવા માંડયુ. આ વખતે બેઘડી રાત વહી ગઇ હતી, ચંદ્રમાએ પણ ધીમે ધીમે પૃથ્વિ ઉપર પોતાનાં કિરણો નાંખવાની શરૂઆત કરી હતી, કંઇક અંધકાર ઓછો થવા આવ્યો હતો, તરલાએ ધાર્યું કે રામો આવવાનું ભૂલી ગયો હશે માટેજ ન આવ્યો, હશે ! વળી કાલે જોઇશું એમ ધારી તે પાછી જતી હતી તેવામાં એક સાંકડી ગલીમાં તેને કોઇક માણસ ધબ દઇને અથડાયો. તેણે તરત આઘા ખસીને પૂછ્યું " કોણ ?" લથડતા અવાજે જવાબ મળ્યો. "હું",

તરલાએ કાંઈક અવાજ ઓળખ્યો તોપણ વખતે કોઇ બીજો માણસ હશે એમ ધારી તે એક બાજુ લપાઇને ઉભી રહી, જવાબ આપનાર રામો હતો, તેણે તરલાનો અવાજ ઓળખ્યો અને ઝટ હાથ લાંબા કરી લથડીયાં મારતાં તેની પાસે જાઇ કહ્યું, " ઓહ ! હા હા હા ! તરલા, આઇ છું કે, હીંડ ચાલ, હવે મારી ઇચ્છા પુરી કર, હું આ આવ્યો. "

તરલા આ સાંભળી ગભરાઇ ગઇ, રામાના મોંની વાસથી તે સમજી ગઇ કે આજે રહ્યો દારૂ પીને આવ્યો લાગે છે, હશે, જોઉં કે તે શું કરે છે, એમ વિચાર કરી તે બોલી, " ઓહ, રામો ! તું આવ્યો, કેમ, માંદું થયું ? ચાલ પાછળની

છોડીમાં, અહીં કોઇ આવશે તો સાંભળશે. બને જણુ એકાંતમાં આવેલી એક છોડીમાં ગયાં, રામાએ કહ્યું, "હા આવ્યો તો ખરો. જરા કામમાં રોકાયો હતો તેથી મોડું થયું, પણ હવે તારે મારી ઇચ્છા પુરી કરવી પડશે. "ચાલ આવ" એમ લથડતા અવાજે કહી રામાએ હાથ લાંબા કર્યા.

આ જોઇ તરલાનું હૃદય કંપી ઉઠ્યુ. તેને માત્ર રામાની એકજ ગરજ હતી અને તે એ કુમારીને દોષિત ઠરાવવી. રામાની સાથે તેની બીજી રીતે વર્ત્તવાની જરા પણ ઇચ્છા નહોતી ગમે તેટલી પાપકૃત્યોમા પ્રવર્ત્તી રહેવા છતાં પણ તે ઉત્તમ જાતિમા જન્મેલી હોવાથી આવા હલકા માણુસોના સસર્ગમા આવવાનું તે ઇચ્છતી ન હોતી, રામાની આવી સ્થિતિ જોઇ તે ભયભીત થઇ ગઇ, તરત તે આઘી ખસી ગઇ. તે ગમે તેવી હોવાં છતા પણ અધારૂ, એકાંતવાસ અને વિષય પ્રેમી જડ સ્વભાવના રામાના પંઝામાં અત્યારે ફસાયેલી હતી. ઉત્તમ કુળની જે સ્ત્રીઓ આવા નીચ કર્મો કરાવવા માટે, આવા હલકા માણુસોનો સંસર્ગ રાખે છે તેમની આવી દશા થાય છે.

કેટલાક ઘરમાં રાતદિવસ ચાકર રાખવાની રૂઢી ચાલે છે. ત્યા પણ સ્ત્રિયો આવા ચાકર લોકો સાથે પોતાનો વધુ પરિચય પાડવાથી, અને તેમની સાથે ગાઢ સંસર્ગમા આવ્યાથી આવી દશાને પ્રાપ્ત થાય છે, તરલાને પોતાને પતિવ્રત ધર્મ પાળવો તો, આવા નીચ કર્મોથી બચવુ હતું અને બીજાને નીચ કર્મોથી ફસાવી બેઆબરૂ બનાવવા ટે આવા હલકા માણુસની સાથે સબધ બાંધી મ કઢાવી લેવું હતું. પાપમાં ન ફસાવું અને પી માણુસોના સસર્ગમાં આવી પાપથી બચવુ કેમ બની શકે? તરલાની પણ એ સ્થિતિ આવી રી, તેણે વિચાર કર્યો કે કાંઇક ઉપાય તો શોધી કહાડવો પડશે. તેણે ધીમે રહી આઘા ખસી માને કહ્યું—રામા, હજુ વાર છે, ઉતાવળ ન , વેગળો ખસ જો તું મને અડકીશ તો હું કોઇ દહાડો ફરી બોલાવીશ નહિ અને બુમ ીશ તો તારી બે આબરૂ થશે માટે જરા વેગળો ઉભો રહે અને સાભળ. તારે પહેલી કુમારીને ફસાવવાની છે, પછી હુ તો તૈયાર છુ. કાલે સાંજે અમે જમવા બેસીએ, ત્યારે કુમારી ઘરમાં હોય તે વખતે તારે તેના ખડમાં જઇ થોડીવાર ઉભા રહેવુ અને હું બુમ મારૂં કે ફાણુ છે કે તરત તારે ત્યાંથી નાસી જવુ. હું બારણું ઉઘાડું મૂકીશ, માટે કાલે સાંજે આવજે. આટલુ કામ કરીશ તો પછી તારી ઇચ્છા પુરી થશે. તું પહેલાં મારૂ આટલું કામ કર એટલે પછી હું તો તારે માટે હમેશાં તૈયારજ છું. અને આજે જો મને અડકીશ તો હું તને ફજેત કરીશ માટે સમજી જા અને આઘો ખસ.

રામો આ સાભળી તરત વેગળો ખસ્યો. તેણે ધાર્યું કે હાથ આવેલી બાજી બગડે છે પણ જોઉતો ખરો કે કાલે શું થાય છે એવો વિચારે કરી તે બોલ્યો:—' જો તું મને આજની માફક નાહક રખડાવવા માગતી હોય તો આપણે તેમ કરવુ નથી. અને સોગન ખાઇ કહેતી હોય કે કાલે તારૂં કામ સિદ્ધ થયા પછી તું મારી ઇચ્છા પુરી કરીશ તો પછી હું તને જવા દઉ."

તરલાએ કાંઇક હસતાં હસતાં, રામાનો હાથ ઝાલી કહ્યું, "જા, રામા, આજે તું પાછો જા, કાલે તું મારા કહ્યા પ્રમાણે કરજે એટલે પછી હું તારીજ છુ. તારા સમ જા, પછીથી હુ તારી ઇચ્છા પ્રમાણેજ વર્તીશ."

આમ કહી તરલાએ રામાને શાંત કર્યો, પણ તરલાના હાથનો સ્પર્શ થતાં તે વીજળીના ચમકારાની માફક ચમક્યો, અને તરલાને ગળે હાથ નાંખવા મંડ્યો, તરત તરલા ખસી ગઇ અને કહ્યું, 'રામા, હજી પાછો આમ કરે છે, કહ્યું કે આજનો દહાડો, ઝંપ, કાલે જરૂર તારી ઇચ્છા પુરી કરીશ, જા."

આ સાંભળી રામો ખુશી થતો બોલ્યો "હે; સાચું કહે છે, જો આજે તો જઉ છુ, પણ વળી કાલે બીજું બ્હાનું કાઢીશ તો પછી મારા જેવો ભૂડો નથી હો, પછી તારી મરજી, કેમ જઉં? કાલે કબુલ છુ ને?

તરલાએ પોતે જાળમાંથી છટકી જવા અને ... પોતાની જાળમાં ફસાવવાના ઇરાદાથી વધુ

હાસ્ય કરીને કહ્યું કે, " વળી પાછો બોલ્યો. એક વાર તો કહ્યું કે જા, કાલે આટલું કામ તું કર, પછી હું તો ક્યુંજને, વાહ, આમ ગાંડાં શું કહાડે છે, લે હવે તું જા, અને હું પણ જઉ છુ એમ કહી તરલા તેને ત્યા જ મૂકીને ધીમે રહીને છટકી ગઈ

રામો પણ કાલે આપણી આશા પુરી થશે એમ માની ત્યાંથી લથડતો લથડતો રાગડા ગાતો ઘેર જઇ સુઈ ગયો

આ વિશ્વમા ઘણા માણસો બીજાને દુ ખી કરવાની ઈચ્છાથી પોતે જ દુ ખના પંઝામાં સપડાઇ જાય છે. તેઓ જાણતા નથી કે આ જગત્ એક ઈંદ્રજાળ જેવુ છે, ઘણા દિવસ તેમાં ભરાઈ રહેવાનું નથી, ગમે ત્યારે પણ તેને છોડી બીજે સ્થળે ચાલ્યા જવાનું છે, અને ત્યા હાથનાં કર્યાં હૈયે વાગે તેવી રીતે કર્યા કર્મનો બદલો મળવાનો છે. આ સંસાર કર્મક્ષેત્ર રૂપ છે, તેમાં રહી ઉત્તમ કર્મો કરી તેનો સંચય કરીને જો સાથે લઇ જઇશુ તો જ ત્યાં સુખ મળવાનુ છે, નહિ તો ત્યાં અનંત દુ:ખ અને કષ્ટને સહન કરવુ પડશે મનુષ્ય શરીર આજ છે ને કાલે નથી. હાથે કરીશું તેજ સાથે આવશે, આવુ જાણવા છતાં આજ કાલ મનુષ્યો પાપકર્મ કરતાં જરા પણ ડરતાં નથી. તરલા પણ આવી રીતે કુમારીને દોષિત ઠરાવી, પોતાના પાપને ઉઘાડું પાડ્યુ તેનો બદલો લેવા માટે આવું નિચકર્મ કરવા તૈયાર થઇ, અને બીજાને ખાડામા ધકેલતાં પોતે જ ખાડામાં પડતા પડતાં બચી ગઇ, પણ હજુ રામાની તેને આ નીચ કામમાં ઘણી જરૂર હતી, જેથી તે રામાના પંઝામાંથી બચશે કે કેમ તે શકા છે તે બીજાને દુઃખી કરવા માટે અને પોતાના વેરનો બદલો મેળવવા માટે આવાં નીચ કર્મો કરનાર, રામાના હાથમાં પતંગીયાની માફક સપડાઇ ગઇ હતી. તરલાની માફક આજ કાલ ઘણા માણસો બીજાનુ બૂરું કરવા માટે, અને બીજાને હાનિ પહોંચાડવા માટે નીચ માણસોનો આશ્રય લે છે, અને પોતાના ઉચ્ચ જીવનને તે નીચ માણસોના હાથે એક ઘડીભરમાં નીચ બનાવી દે છે. તેઓ આ શરીર ક્ષણિક છે નાશવંત છે, એમ આવાં નીચ કર્મો કરતી વખતે ભૂલી જાય છે. આ વિશ્વમાં બીજાને દુઃખ આપવાની પ્રવૃત્તિ કરવા એના જેવુ બીજું પાપ નથી, આમ છતાં પણ પોતાની ક્ષુદ્ર લાલસાને તૃપ્ત કરવા માટે અન્યને દુ:ખના ખાડામાં ગબડાવી પાડતા મનુષ્યો જરા પણ અચકાતા નથી.

કુમારીને દુ:ખ તો હતું જ, મનોહરની ગેરહાજરીથી પતિ વિયોગના દુ:ખથી તે પીડાતી હતી, સાસરે સાસુનણંદના કજીયાથી ત્રાસી ગઇ હતી ચિંતાથી તેનું શરીર અડધુ થઇ ગયું હતું, આવી દુ ખી કુમારીને પડતા ઉપર પાટુ મારવાના ઇરાદે તરલાએ વધું દુ ખનો ઉમેરો કરવા પોતાની કપટજાળ પાથરી સાસરીયાના ત્રાસથી તે ત્રાસી પીએર આવી માબાપના પ્રેમથી કાંઇક મન વાળી રહેતી હતી, ત્યાં તરલાએ તેને આ દુનિયામાં જે પાપની શિક્ષા જ નથી, જે પાપ કરનારને આ દુનિયામાં ઉભૂ રહેવાની જગા જ મળતી નથી તેવુ પાપકર્મ કરવા બદલનું નીચ આળ ચડાવી, પીએરમાંથી પણ પગ ટાળવાની યુક્તિ રચી.

બીજે દિવસે પહોરેક રાત વીતી છે, ચંદ્રમાનો પ્રકાશ અંધકારને દુર કરી રહ્યો છે, તે વખતે કુમારીના જીવનને ઘોર અંધકારમય બનાવી દેવાને માટે, તેના સુખમય સસારને હંમેશને માટે બાળી દેવાને માટે, તરલાએ પ્રથમ કરેલા સંકેત મુજબ ઉઘાડા મૂકેલા બારણામાં થઇ નીચ કર્મ કરનાર રામો ખડકીમાં આવ્યો તરલા તેની વાટ જોઇ ત્યાં જ ઉભી હતી તેણે જે ખડમાં કુમારી હતી તે ખડનું બારણું કુમારીના ઉંઘી ગયા પછી ધીમે રહીને ઉઘાડી નાખેલું હતું, તે બારણું તરલાએ ઇશારાથી રામાને બતાવ્યુ. જેથી રામો તે ખડમાં ગયો અને એક ખૂણામાં લુપ્ત પડતાં ઝટ નાસી જવાય તેવી રીતે ઉભો રહ્યો.

કુમારી આખા દિવસના થાકથી અને ચિંતાથી આ ખડમાં આવી જરા આડી થતાં ઉંઘી ગઇ. કુમારીમાં હવે પહેલાના જેવી મધુરતા નથી. હસવું તો તેને આવતુ જ નથી, કોઇની સાથે ગપ્પા મારવાનું તે પસંદ કરતી નહોતી, આખો દિવસ વ્યાકુલ ચિત્તે તે ઘર કામ કરતી અને ચિંતામાંને

ચિંતામાં ઉદાસ રહ્યાં કરતી હતી. તેના ખંડમા એક ઝીણો દીવો બળ્યા કરે છે. અને કુમારી થાકી પાકી ધસધસાટ ઉંઘ્યાં કરે છે. રામો જેવા તેના ઘરમાં પેઠો કે તરતજ તરલાએ જ્યા ચોકમા તેની મા, કુમારીની મા અને એક બે આડોસી પાડોસી સ્ત્રીઓ બેઠી બેઠી તાપણીએ તાપતી હતી ત્યા જઇ તેણે વાત કરી કે, અરે મા, મા, જો તો ખરી કે કુમારીના ઘરમાં કોક છે, નક્કી કુમારીએ કોકને બોલાવ્યો લાગે છે આ સાંભળી સર્વ સ્ત્રિયો કોણ છે, કોણ છે કરતી હો હા કરતી કુમારીના ખંડ પાસે આવી બુમો પાડવા લાગી કે તરત સંકેત પ્રમાણે રામો કુમારીના ખંડમાંથી દોટ મૂકી નાસી ગયો. તેને જતાં સર્વ સ્ત્રિયોએ જોયો આ જોઈ દરેકે તરલાની વાત સાચી માની. કુમારીની માતો ગુસ્સે થઇ ગઇ, આ લાગ જોઇ તરલા એ કહ્યું.—"જોયું, આપણે કુમારીને ડાહી ને સમજણી માનતાં હતાં, પણ પતિની ગેરહાજરીમાં કેવા નીચ કર્મ કરવા માંડ્યાં, બહારથી તો ભોળી બહ્મા જેવી લાગે છે,"

આ સાંભળી કુમારીની માના ક્રોધમાં વધારો થયો. તેણે ઘરમાં જઇ કુમારીને બોલાવી અને ગુસ્સે થઇ કહ્યું, "રાંડ, તારૂં મોં મને ન બતાવ, તે આ શું કર્મ કરવા માંડ્યું. મરી ગઇ હોત તો પણ સારૂં કે તારૂં મોં ન જોવું પડત." આમ કહી કુમારીને આવતા વેત જ બે ચાર થપ્પડો ચોડી દીધી.

કુમારી ઉંઘમાંથી ઉઠીને આવેલી તેથી તેના ઉપર કોઈ હારો નહિ ને આંજે આ પ્રમાણે પોતાની મા ગાળો ભાંડી, માર કેમ મારે છે, તેની તેને ખબર નથી, તે તો એકદમ આ પ્રમાણે બનતા આભી બની ગઇ અને "શું છે, મા, કહેતો ખરી, તું મને કેમ ગાળો ભાંડે છે? મારો શો વાંક છે? મેં તારૂં શું બગાડ્યું છે! ઓ મા, તું મને આમ નિર્દય થઇને કેમ મારે છે?" આમ બુમો પાડી પૂછતાં રડવા લાગી, તેના ઘરમાં રામો આવ્યો હતો અને આ પ્રમાણે તરલાએ પોતાના ઉપર જુઠી આળ ચડાવી છે તેની તેને કાંઇ ખબર નહોતી. રામો આવ્યો ત્યારે તે તો ઉંઘતી હતી, જેથી કોણ આવ્યું ને કોણ ગયું કે શું બન્યું તેની તેને ખબર નહોતી, કુમારી દુઃખની મારી મરી જ રહી હતી તેમાં આ પ્રમાણે પોતાના ઉપર થતો જુલમ જોઇ તે ગભરાઈ ગઇ.

તેની માંએ નજરો નજર તેના ખંડમાથી કોઈ અજાણ્યા પુરૂષને નાસતો જોયો અને તરલાએ અ-રોગર મીઠું મરચું ભભરાવી વાત ઠસાવી દીધી જેથી તેણે નક્કી માન્યુ કે,—કુમારી જરૂર ખ-રાબ થાવની નીકળી અને આટલો માર મારવા છતા પણ અજાણી બની સાચી વાત કહેતી નથી. તેથી વધુ ગુસ્સે થઇ તેને ગડદાપાટુ મારતી ક-હેવા લાગી, "રાંડ, તે મારી સાત પેઢી ડુબાડી, અમારે જીવતર બાળી દીધું. તને આવો સ્વરૂપ-વાન વર મળ્યો છતા પણ તું આવુ નીચ કર્મ કરતાં લજાઈ નહિ, અમે નજરોનજર જોયું. ને, પાછી શાહુકાર થઇ અમારી આખોમાં ધુળ ના-ખી શું છે એમ પૂછે છે? તેં શું કર્યું તેની તને ખબર નથી."

આ સાંભળી કુમારીના દુઃખની અવધી રહી નહી, તે માર ખાતી, બે હાથ જોડી માને પગે પડી રડતી રડતી કહેવા લાગી—

"મા, મને ન માર, મારા ઉપર આવું કલંક ન મુક, હું કાંઇ જાણુતી નથી અને તું મને આવુ કહે છે, જરા તો દયા લાવ, શું થયું તે તો કહે તેં શુ નજરે જોયુ? મને આમ માર માર કેમ કરે છે?"

આથી વળી તેની માને વધુ ગુસ્સો ચડયો તેણે મરાય તેટલી કુમારીને મારી હાથ પગ બાંધી એક બાજુ બેસાડી મૂકી. બીજી સ્ત્રીઓએ ભરાઇ જઇ કુમારીને છોડાવી, તરલા બાજુ ઉપર ઉભી ઉભી કહેવા લાગી, "હશે, બા, હવે ન મારશો, જે બન્યું તે બન્યું, નાનુ છોકરૂં કદી આડે માર્ગે ચઢી ગયું, પણ હવે તેવું ન કરે તેની કાળજી રાખીશું મા, જવા દો." આમ કહી વળી તેની માની શંકાને તે દઢ કરતી ગઈ.

કુમારી બિચારી કાંઇ સમજી શકી નહિ, ખરી વાત તેને કોઇએ કહી નહિ, તેની માએ જાણ્યું કે "રાંડે, હાથે કરીને નીચ કામ કર્યું અને પાછી

સતિ થવા માનતી નથી." એમ માન્યુ તેથી કુમારીને પોતે શાથી મારે છે તે ન કહેતા ઉપલક બે ચાર વાત જણાવી દીધી. કુમારી બિચારી પોતાના ઉપર શી રીતે આવું આળ આવ્યુ તે સમજી શકી નહિ, અને તેથી દુઃખમાને દુઃખમા, માર ખાતી, મેણાં ખાતી તે સુકાવા લાગી તેના ઉપર અત્યાર સુધી જે જે દુઃખ પડયાં હતાં તે કરતાં આ દુઃખની તો અવધિ, તે સમજી કે મારા ઉપર નીચ આળ આવ્યું છે, હું જાણતી નથી પણ મારી વાત કોઇ માનતું નથી, હાય ! ઇશ્વર, હવે મારી શી વલે થશે, પતિ જાણશે તો શું થશે, ખરેખર આ જીવતર કરતાં તો મરવું સાર.

તરલાને થંડક વળી તેણે જાણ્યું કે હવે કુમારીને માટે આ દુનિયાંમાં જગા નથી, મને કલંકિત બનાવી હલકી પાડી તેનો તેને બરોબર બદલો મળ્યો, તરલાએ આ વાત કુમારીની સાસુ નણંદને પણ જણાવી; સાસુ નણંદતો વહુનો મોટો વાંક પડયો જાણી કહેવા લાગ્યાં કે, તરલા બ્હેન, અમે તેને અમથાં મારતાં હોઇશુ, અમે પણ કાંઇ જોયું હશે તારેને, રાંડ, નીચ નીકળી, રૂપાળીએ રૂપ બોળી દીધું, હવે અમારા ઘરમાં તો અમે તેને રાખીએ જ નહિ, મનોહર આવશે ત્યારે આપણે તો બા, બધું કહી દઇશુ, ".

આમ એક બે કરતાં કુમારીની આવી જુઠી વાત સર્વ સ્થળે ફેલાઇ. કુમારી પવિત્ર હતી. તે તેનું મન જાણતું હતું, કે બીજી તરલા ને રામો જાણતાં હતાં. બીજાં બધાંએ તો તેને કલંકિત ઠરાવી દીધી. હવે કુમારીના દુઃખની અવધિ રહી નહિ, પીએરમાં મા તેના ઉપર બરોબર સાવચેતી અને કરપ રાખવા લાગી. ઘણીવાર મારઝુડ પણ કરતી હતી આ પ્રમાણે પવિત્ર કુમારીના ઉપર અપવિત્રતાનું આળ તરલાએ ચડાવી દઇ પોતાની ઇચ્છા તૃપ્ત કરી. અપૂર્ણ.

# પ્રાસંગિક નોંધ.

આ વિશ્વમાં જે કાંઈ બને છે તે માત્ર ઇશ્વર ...ીજ બને છે. જે કાંઈ નભે છે તે પણ ઇશસત્તાથીજ નભે છે જગતમાત્રના ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ શ્રી પરમાત્મસત્તા છે. મનુષ્યે ઇશ્વર આજ્ઞા–પોતાના અંતરાત્માની આજ્ઞા પ્રમાણે વર્તવું પછી તેમાં વિજય મળવો કે કેમ તે ઇશને સોંપી દેવુ. શુભ વિચારનું મનન કર્યાં કરવુ. પોતાના કર્તવ્યનું નિરીક્ષણ કરવુ અને એમાં કોઇ અશુભ વિચાર કે આહિત કર્મનો પ્રવેશ ન થઇ જાય તેની સાવધાનતા રાખવી એ આપણું કામ છે.

× × ×

**ભાગ્યોદયની** શરૂઆત શ્રી ઇષ્ટ સંકેતાનુસાર થઇ, અને તેની ગ્રાહક સંખ્યા પ્રથમ વર્ષમાંજ સારી થઈ ગઇ અને આવા લડાઈના સખત સામલામાં, સખત કાગળોની મોંઘવારીમાં પણ તે નભી શકયું તે પણ તેજસત્તા અનુસારજ. જ્યારે ભલભલાં વર્તમાનપત્રો અને માસિકોએ પોતાનુ લવાજમ વધાર્યું ત્યારે ભાગ્યોદયનુ લવાજમ વધારવાનું ઘણા ગ્રાહકોએ અમને સૂચવ્યુ હતુ છતાં પણ થોડા લવાજમમાં તેના દ્વારા ચર્ચાતા વિષયોનો ઘણા માણસો લાભ લઇ શકે તેજ હેતુથી તેનું લવાજમ વધાર્યું નહોતું અને હવે પણ વધારવાનું નથી. જો કે તેમાં એકાદ ફોર્મનો ઘટાડો કરવો પડેલો તોપણ તેમાં વાચન તો પ્રથમ જેટલું જ સમાવવામાં આવતું, અને હવે પછી પણ એક ફોર્મમાં ૧૫ ફોર્મ જેટલુ વાચન આપવાનો અમે પ્રયત્ન કર્યો છે તે માત્ર ઘરનું પ્રેસ એટલે જ બની શકે છે.

કાગળોની સખ્ત મોંઘવારી, જે જગ્યાએ ૨૬ કાગળો ૩ રૂપીએ રીમ તેને બદલે હાલ ૧૭ રૂપીએ રીમના કાગળો વાપરવા પડયા, ૭ રૂ-

પીએ રીમના રદ્દીઆ કાગળોનો ભાવ ૩૦ રૂપીઆ આપવો પડે છતાં પણ જે વખતે ૩ કે ૭ રૂપીએ રીમના કાગળો વપરાતા તે વખતનું ભાગ્યોદયનું લવાજમ રૂ. ૨ હતું, તે જ લવાજમ ૧૭ અને ૩૦ રૂપીએ રીમના કાગળો વાપરવા છતાં પણ કાયમ રહ્યું. તે માત્ર તેને ટકાવી રાખવા અને તેના વિચારનો વધુ ફેલાવો થાય તે માટે જ આ પ્રમાણે આટલા વર્ષ અમે ખોટમાં કામ કર્યું, તેનો બદલો હવે પછી દરેક ગ્રાહક એકેક ગ્રાહક વધારી આપીને અમને આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આ અંક પછીનો ફેબ્રુઆરીનો અંક તમારા હાથમાં આવતાં ભાગ્યોદયનું છઠ્ઠું વર્ષ પુરૂં થશે, અને તેનો સાતમા વર્ષમા પ્રવેશ થશે. તે નવા વર્ષમાં થી ઇચ્છાનુસાર તમે તેમાં નવિનતા જોઇ શકશો. જો કે લડાઇ બંધ પડી છે, ઘણી વસ્તુઓના ભાવ ઉતરી ગયા છે તોપણ કાગળોના ભાવતો ઉતર્યા જ નથી, તો પણ નવા વર્ષથી તેના કદમાં વધારો થશે, કાંઇક ચિત્રો મુકવાની પણ વ્યવસ્થા થશે, અને ગુજરાતના વિદ્વાન અને મહા પુરૂષોના વિદ્વતા ભર્યા લેખો આવશે. દ્વારકાં પીઠના શ્રીમાન શંકરાચાર્ય મહારાજ, વડોદરાના શ્રેય સાધકવર્ગના સદ્ગુરુ શ્રીમદુપેન્દ્રાચાર્યજી, શ્રીમન્ નથુરામ શર્મા, ગુજરાતના વિદ્વદ્રત્ન શ્રીમાન નર્મદાશંકર દેવશંકર મ્હેતા, અને એવા જ બીજા વિદ્વાનોના લેખો આવતા વર્ષથી શરૂ થશે. વળી નવા વર્ષથી એક ચાલુ વાર્તા દ્વિવ્યાંગના રસમય અને બોધક સ્ત્રીચરિત્રના ઉત્તમ નમુના રૂપ ચાલુ થશે.

વૈદકના, ખેતીવાડીના અને હુન્નર ઉદ્યોગના લેખોમાં પણ કાંઈક નવિનતા જણાશે. વધુ તો શું, પણ જ્યારે નવીન વર્ષથી તમારા હાથમાં ભાગ્યોદય આવશે ત્યારે તેમાં ઘણો જ ફેરફાર અને નવિનતા જોઇ શકશો.

આવા ઉપયોગી લેખો સમાવવાને માટે તેના કદમાં પણ વધારો કરવો પડશે અને તેમ છતાં લવાજમ તો જે છે તે જ એટલે રૂ. ૨–૦–૦ રાખવામાં આવશે.

આવતા વર્ષની ભેટને માટે ઘણા માણસોની એવી ઇચ્છા હતી કે આ વર્ષે કોઈ વૈદકની ઉપયોગી ભેટ મળવી જોઇએ. ઘણા ગ્રાહકોએ પત્રો દ્વારા તેવી ઇચ્છા અમને દર્શાવી છે. અને તેથી તેમની ઇચ્છાનુસાર સાતમા વર્ષની ભેટ તરીકે—

## નોંધ પોથી
### યાને
## वैदक ट्रुचका संग्रह.

આ નામનું વૈદકના ઉપયોગીનિ ઘેર બની શકે તેવા અક્સિર ઉપચારોના સમહનું પુસ્તક-આપવામાં આવશે તેમાં સાધારણ માણસ પણ સમજી શકે તેવી રીતે દરેક રોગ, તે રોગ ઓળખી કહાડવાનો લક્ષણ, અને તે રોગ કઈ ઘરગતુ દવા ઓથી ઘરની સારવારથી મટી શકે તે આપવામાં આવ્યુ છે. તેમાં જે ઉપાયો બતાવવામાં આવ્યા છે તે-વનસ્પતિના અને ઘેર દરેક માણસ બનાવી શકે તેવા છે વળી જે દરદ હજારો રૂપીયા વૈદ ડાકટરોને પૈસા ખવડાવ્યા છતાં ન મટતું હોય તે માત્ર ઘેર જ બે પૈસાની ગોપીને ત્યાંની વસ્તુઓથી અથવા તો ખેતરોમાં થતાં ઝાડ પાદડાંના ઉપચારથી મટી શકે તેવા અક્સિર પ્રયોગો તેમાં આપવામાં આવ્યા છે. અને અમે આશા રાખીએ છીએ કે આ એક જ પુસ્તકથી લવાજમના પૈસા તો વસુલ થઈ શકશે. અને ગ્રાહકોના દવા દારૂમાં જતા સેંકડો રૂપિયાનો બચાવ થશે.

× × × ×

આ પુસ્તકની હાલ કાગળોની મોંઘવારીમા માત્ર ગ્રાહકો પુરતી જ નકલો છપાવવામાં આવશે. માટે વખતે પાછીથી થનાર ગ્રાહકોને તે ભેટ ખૂટી પડે તો ન પણ મળી શકે તેવો સંભવ છે. તેથી નવા ગ્રાહકોએ અત્યારથી જ પોતાનું નામ ગ્રાહકમા નોંધાવી દેવું કે પછી તેને ભેટને માટે નિરાશ થવુ ન પડે.

# इन्फ्लुअेन्झा.

( લેખક—રા. રા. વકીલ નંદરામ પ્રાગજી )

**દોહા.**

કુદરત કોપ અને ધર્મ લોપ,—અધિક હોવત ભાર;
મહામારી, મરકી, મરજ,—દુકાળ એ તે ચાર.

ભાવાર્થ—પૃથ્વી ઉપર બહુજ અનીતી વધી જાય ધર્મનો લોપ થવા માંડે અને અધર્મ વધે મનુષ્યોની સંખ્યામાં બેહદ વધારો થઇ ભાર વધી જાય ત્યારે કુદરતનો કોપ એટલે "આધિદૈવીક" પણાથી મહામારી એટલે કોલેરા મરકી એટલે પ્લેગ અને બ્લેકફીવર એટલે માણસ કાળું પડી જઇ ચોવીશ કલાકની અંદર મરી જવાના રોગવાળો તાવ ઇન્ફ્લ્યુએન્ઝા એટલે સન્નીપાતીક તાવ જેને ઇંગ્રેજીમાં "ન્યુમોનીયા અને લોકીક ભાષામાં "મુંઝારો" કહે છે તેવા અનેક ચેપી રોગો ફાટી નીકળીને તેમજ અનાવૃષ્ટિ અતીવૃષ્ટીથી દુષ્કાળ પડી માણસોનો હદ્યભેદક સંહાર થઇ જાય છે. કારણ શીવાય કંઇ બનતું નથી યોગ શીવાય ગાનુ પણ ચંદ્રમાને અસ્તો નથી તેમ રોગાઇ, લુચ્ચાઇ, અત્યાચાર, ભ્રષ્ટાચાર, સ્વાર્થપરાયણતા રાજવિપ્રહાદિ અધર્મ અત્યંત વધી જતાં અને મનુષ્યોને જોઇએ તેટલું અનાજ નહીં પાકતાં અને સંખ્યા વધી પડતાં સમ્યકપણા અર્થે સંહાર એજ કુદરતના કાયદાનો નિયમ હોય એવું અનુમાન સહજ થાય છે બધી બધી જાય તારૂં કાઢી કાઢી કાઢીએ એ કહેતીને કુદરત અનુસરતી જણાય છે

કાળની નોંધોના અભાવે તે નવું જણાય તેમાં કંઇ નવાઈ નથી.

### આ રોગ નવો નથી.

આ રોગ કંઇ નવો નથી ઇ. ૧૮૦૯-૧૦ ના સૈકામાં તે યુરોપમાં હતો અને સને ૧૮૮૯ માં તે આ દેશમાં હતો ( જુઓ ડાૅ. ત્રીભોવનદાસ શાહકૃત શારીરીક શાસ્ત્ર ) મતલબ આ રોગ નવો નથી.

આ સૃષ્ટી ઉપર નવું કંઇ બનતુંજ નથી જેનું અસ્તીત્વ બીજરૂપે પહેલાંથી નથી તેનો કદી ઉદ્‌ભવ થતો નથી એવો શાસ્ત્ર સિદ્ધ નિયમ છે. જે

### આ રોગનું સ્વરૂપ.

આ રોગ એ સન્નીપાતીક રોગ છે એમ આયુર્વેદીક શાસ્ત્રોથી સીદ્ધ થાય છે આ રોગમાં શરૂવાતમાં સળેખમ પછી ખાંસી, તાવ, ઉન્માદ એ પ્રમાણે ચીન્હો જણાય છે. આ રોગમાં કફ એ પ્રધાન્ય પદે છે. અને તે એટલો બધો પ્રબળ છે કે તાવ વીગેરે નષ્ટ થયા છતા મહિના સુધી ખાંસી આવ્યા કરી મનુષ્યોને તદ્દન તે અશક્ત બનાવી દે છે.

ખાંસી જોરદાર હોવાથી તેનો આઘાત ફેફસાં તથા યકૃતને લાગી તેમાં વરમ, સોજો, યાને પાક થાય છે.

શરીરની અંદરના અવયવ જેવાં કે ફેફસાં, યકૃત આદિ અગત્યના અવયવો કે જેના ઉપર શ્વાસોશ્વાસનો અને જીવનરૂપ શુદ્ધ લોહીના ફરવાનો આધાર છે અને જે પ્રાણ અથવા જીવન ગતીના પાયારૂપ છે તેમાં વિક્રયા થાય ત્યારે તાવ તેની સાથે અવસ્ય હોવોજ જોઇએ અને તે જોરદાર આવી અણુ—ઉનાર રહે ત્યારે તેની ગરમી મગજ અને ફેફસાંને પહોંચી ત્યાં વરમપાકી લોહીનો જમાવ કરી સન્નીપાત. ( ન્યુમોનીયા=મુંઝારો ) ને ઉત્પન્ન કરે છે.

### આ રોગમાં કફને પ્રથમ જીતવો જોઇએ.

વૈદ્યશાસ્ત્રનો ખાસ નિયમ છે કે સન્નીપાતમાં મુખ્ય દોષ કફનો હોય છે અને તેથી મુખ્યત્વે તેનેજ જીતવાનો પ્રયત્ન થવો જોઇએ.

"કફ વિશેષ ઉલટી કરાવ" કહે રોગને જીતવાનો મુખ્ય ઉપાય ઉલટી કરાવવી તેજ છે અને તેથી જો દરદી સશક્ત હોય અને તેને શરૂઆત-

સાંજ વાંતીકર ( ઉલટી કરાવનાર ) દવા આપવામાં આવે તો કફનો નીગ્રહ થતાં . તાવ નરમ પડી જાય છે અને તેથી સન્નીપાત (ન્યુમોનીયા) થવાનો થોડોજ સંભવ રહે છે અનેક કેશોમા તેથી સારૂં પરીણામ અનુભવવામાં આવ્યુ છે. કફના **નીગ્રહ** તરીકે વૉમીટ ( શોધક તરીકે ) ઉત્તમ છે અને ત્યારબાદ શામક તરીકે **તીક્ષણ ક્ષારયુક્ત** દવા ફાયદાકારક છે

લીધેલા અનુભવ ઉપરથી જે ઘણુંજ સારૂં પરીણામ લાવનારા અગત્યના નિયમો અને ઉપચારો જણાયા છે તે લોકહીતાર્થે નીચે બતાવવામાં આવે છે.

આ રોગના ચાર તબકા.

૧ પહેલો—શળેખમ, ગળામા શોષ, ખરજ, દાહ, આખાં અંગનું દુઃખવુ અને કળતર.

૨ બીજી દીશા—તાવ ઉધરસ, જોરદાર, શ્વાસનું વધવુ, નાડી જોરદાર, અશક્તી, તાવ ૧૦૦થી ૧૦૧ ડીગ્રી.

૩ ત્રીજો તબકો શ્વાસોશ્વાસ વધે છે. નાડી ૧૨૦ જેટલી ઝડપથી, ચાલે છે તાવ ૧૦૧ થી ૧૦૫ ડીગ્રી જેટલો, માથાપર ગરમી આ સ્થીતીમાં ન્યુમોનીયા ( સન્નીપાત=ભ્રમ—**શ્વાસદમન** ) થવાનો ભય રહેલો છે.

૪ ચોથો તબકો—ઉપરનાં તમામ લક્ષણો ઉપરાંત અપાર અંશક્તિ રીત વળવા જ્ઞાન શુન્યતા થઇ આવે છે.

**સાધારણ સારવાર યાને પાળવાના નિયમો.**

**પહેલી સ્થિતીમાં—**

૧ સળેખમ થતાંજ વિશ્રાંતી લેવી, ઝાડા પેશાબ માટે પણ બહાર ન જવું, ઠંડી હવા બીલકુલ લેવી નહિ, છાતી ઉપર ગરમ કપડું પહેરી રાખવુ **એમ માત્ર તજવો તે અતી નુકશાનકારક છે તેટલીજ શરદી ભયકારક છે.**

૨ ચાલુ ખોરાક એકદમ બંધ કરવો અને તદન આરામ થઈ જાય ત્યાં સુધી બકરીનું ગરમ ગરમ દુધ, અગર ઝોંડ; મગનું પાણી લેવું સારે થઇ ગયા પછી પણ થોડા દિવસ તળેલું, મશાલાવાળું, તેલી પદાર્થ, ભારે અનાજ ઘઉં કે અડદનો ખોરાક ખાવો નહી. દાડમ, દ્રાક્ષ, દ્રાક્ષાસવ ખાવાં અને ધીમે ધીમે ચોખા આદિ હલકો ખોરાક ખાતાં ખાતા અસલ ખોરાક પર ચડવું.

૩ શરૂવાતમાં વીલાયતી મીઠા ( મેગ્નીશીયા ) નો રેચ લેવો.

૪ લીલી ચાહમા તુળશીના પાન તથા તજ નાંખી તેનો ઉકાળો સાંજ સવાર લેવો.

૫ મીઠું પાણીમા ઓગળાવી કોગળા કરવા.

**બીજી સ્થીતી.**

૬ ઉલટી કરાવવી ઉલટી કરાવવા માટે

( ૧ ) ૨૦ થી ૩૦ ગ્રેન ઇપીકાકયુઆનહા ગરમ પાણીમાં મોટા માણસને આપી ઉપર ગરમ ગરમ પાણી પાવું અને ૩–૪ ઉલટી થવા દેવી તેથી કફ ઢીલાઈ જશે તાવ હલકો પડી જશે અતી ઉત્તમ ઇલાજ છે.

( ૨ ) અજમો, લવીંગ, હળદર, ખારો, તોલો તોલો લઇ શેકી નાંખવાં, પછી તીખાં તોલો ૧, સુંઠ તોલો ૧, જવખાર તોલો ૧, તજ તોલો ૧, જેઠીમધ તોલો ૧ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી ભોરીંગડીના રસના તથા અરડુશીના રસનો એકેક પટ ( ભાવના ) આપી સુકવી ચુર્ણ કરવું તોલો ૦। દીવસમાં ૩ વખ્ત તથા રાત્રે ત્રણ વખ્ત દેવું કફને પકવી બડખાને સહેલાઇથી કાઢી નાખે છે

( ૩ ) તાવ માટે વારબર્ગ ટીંચર આપવુ અથવા દેવદારાદિ કવાથ.

( ૪ ) દેવદાર તોલા ૨—વજ, પીંપર, સુંઠ, કાયફળ, નાગરમોથ, કરીયાતું, કડુ, ધાણા, હીમજ, ધમાસો, ભોરીંગડીનાં મૂળ, અતવીષ, ગળો, કાકડાશીંગી, ભારંગી, પટોળ ( કડવી ધીમોડી ) આકડાના મૂળની છાલ, એરંડાનું મૂળ, તજ સાટોડીનું મૂળ, લીંબડાની છાલ, અરડુશાનાં પાન મરચવાની છાલ, ચીરાયતુ દરેક તોલો તોલો લઈ ન્યાપ્યા ભાગો ખાંડી ચાર ચાર તોલાનાં પડીકાં કરો એક શેર પાણી માટીની દોણીમાં

તાલુકામાં સ્ત્રી અને પુરુષો-વાળી એક બીન અધિકારીઓની કમીટી નીમવા ને શ્રી મદદનીશ મર જનની સેવા સ્વીકારવાની દરખાસ્ત ઓ. મી. કામટે મૂકેલી તે પસાર થઇ હતી તે પછી ઓ. મી. ગોકળદાસ પારેખે ના. ગવર્નરે આ ઇલાકાની જે સેવા બજાવી છે તેની કદર કરી નોંધ લેવાનો, તેઓ આવા વખતે ઓદ્દો છોડી જાય છે માટે દિલગીરી દર્શાવવાનો ઠરાવ રજુ કર્યો હતો જે પસાર થયો હતો.

**ના. પટેલનો લગ્નનો ખરડો.**

ઓ. મી. વી જે. પટેલે વડી ધારાસભામાં હિંદુ લગ્નને લગતો જે ખરડો રજુ કર્યો છે તેની વિરૂદ્ધ ઘણી સભાઓ ભરાઇ તે ખરડો પાસ ન થવો જોઇએ. એવા ઠરાવો ના. વૉઇસરોય ઉપર મોકલ્યા હતા. આ બાબત ઘણે સ્થળે ઉહાપોહ ચાલી રહી છે. આ ખરડાથી હિંદુ ધર્મીઓ અને સનાતનીઓનાં દિલ દુખાયા છે. પરસ્પર વિજાતીય લગ્નથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય તો પછી હિંદનું હિર અને નુર તેની પ્રજામાં રહી શકે નહિ, માટે આ ખરડો પસાર કરતા પહેલાં ના. વાઇસરોયે હિંદુ ધર્મના અનુયાયીઓના મત ઉપર લક્ષ આપવાની જરૂર છે.

ના. લૉર્ડ વિલિંગ્ડનને વિદાયગીરીનુ છેલ્લું માન આપવા ઇલાકાના દેશી રાજ્યકર્તાઓએ મુંબાઇમાં એક મોટો મેળાવડો યુનિવર્સિટી હૉલમા કર્યો હતો જેમા ના૦ ગાયકવાડ સરકાર, કોલ્હાપુરના ના૦ મહારાજા, કચ્છના ના૦ મહારાજા, ના૦ જામસાહેબ વિગેરેએ ના૦ ગવર્નરને માન આપ્યું હતુ.

**પ્રજામતનો વિજય.**

તા. ૧૧ મી ડીસેમ્બરના રોજ સાંજે પાા વાગે મુંબાઇના શહેરીઓની એક સભા વિદાય થતા ગવર્નર ના લોર્ડ વિલિંગ્ડનની યાદગીરી કાયમ રાખવા માટે મુંબાઇમાં ભરાઇ હતી. સભાનો સમય થતા સર દિનશાહ વાચ્છાએ સર જમશેદજીને પ્રમુખ નીમવાની દરખાસ્ત મૂકી. મી. હોર્નીમેન તેની સામે, સ્વ. કાશીનાથ તેલંગના પુત્ર મી. પંઢરીનાથને પ્રમુખ નીમવાનો સુધારો મૂક્યો, સભામાં આ પછી હા, ના, ના પોકારો થઇ રહ્યા, તેવામાં સર જમશેદજી પ્રમુખપદે બેઠા, તે પછી કોઇ કહે છે કે સર ચ દાવરકરે, કોઇ કહે છે કે શેરીફે કે કોઇ કહે છે કે સર જમશેદજીએ મૂળ ઠરાવ વાંચ્યો, કોઇએ ટેકો આપ્યો કે કેમ તે જણાયું નહિ, પણ હા, ના, ના ઘોંઘાટ વચ્ચે, ઠરાવ પસાર થયલો જાહેર કર્યો છે સભા બરખાસ્ત કરી. ત્યા "હા, ના, શેમ અને નો મેમોરીયલ" ના અવાજે ને ઘોંઘાટ કરી રહ્યા હતા. આ સભા ન ભરવા અને સભા ભરશો તો અમે તેની સામે થઇશું એવુ ઓ. મી. ઝીણા, મી હોર્નીમેન. અને મી. જમનાદાસે શેરીફને પ્રથમથી જણાવ્યું હતું તે પ્રમાણે તેઓ પણ પોતાના પક્ષના કેટલાક માણસો સાથે ત્યાં દાખલ થયા હતા. આ પ્રમાણે આ ઠરાવ માટે ઘોંઘાટ થતો હતો. ત્યાં પોલીસ કમીશનરે આવી સભાનો કબજો લીધો જે પછી લોકો નાસવા લાગ્યા અને અંતે સભા વીખરાઇ ગઇ. મી. હોર્નીમેન, ઓ. મી. ઝીણા અને મી. જમનાદાસને લોકો સાચવીને બહાર લઇ ગયા, અને આ રીતે લોકમતનો વિજય થયો આ પછી એક ફંડ ઉભું કરી "ઝીણાં પીપલ્સ મેમોરીયલ હોલ" બાંધવાની હીલચાલ શરૂ થઇ છે.

મુંબાઇ ઇલાકાના ગવર્નર ના. લોર્ડ વિલીંગ્ડન વિલાયત ઉપડી ગયા છે અને તેમની જગ્યાએ નવા ગવર્નર ના. સર જ્યોર્જ લોઇડ મુંબાઇમાં તા. ૧૬ મી ડીસેંબરે આવી ઇલાકાનો અખત્યાર લીધો છે તેઓશ્રી મુંબાઇને કિનારે પધારતાં તેમને ૧૭ તોપનુ માન અપાયુ હતું.

લડાઇ બંધ થયા પછી અમેરીકન પ્રેસીડેન્ટ મિ. વિલ્સને ફ્રાન્સની મુલાકાત લઇ હાલ ઇંગ્લંડમાં આવ્યા છે અને તેમને લંડનની પ્રજાએ તેમજ ના. શહેનશાહે સારો આવકાર આપ્યો છે તે સ્વતંત્રતાના હિમાયતી છે અને તેથી ચાલુ સુલેહ વિજયવંત થશે, અને લડાઇનો હમેશને માટે અંત આવશે.

ઇંગ્લંડમાં હોમરૂલ લીગના કામને લગતી વ્યવસ્થા માટે હિંદ હોમરૂલ લીગ તરફથી ૧ લાખ નવ હજારની રકમ મી. તિલક ઉપર ઇંગ્લંડ મોકલવામાં આવી છે.

**કોંગ્રેસ.**

દિલ્હી ખાતે તેત્રીસમી હિંદી નેશનલ કોંગ્રેસ તા. ૨૬ મી ડીસેમ્બરના રોજ ઓ. મી મદનમોહન માલવીયાના પ્રમુખપણા નીચે

ભરાઇ હતી. જેમાં સંખ્યાબંધ મોડરેટો પણ જોડાયા હતા, માત્ર બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, સર દિનશાહ વાચ્છા, સર ચંદાવરકર, મી. સમર્થ, મી ચીમનલાલ સેતલવાડ વિગેરે કેટલાક જણાતા નહોતા. મી. બિપીનચંદ્રપાલને દિલ્હીમાં આવવાની બંધી દૂર થતા તેઓ પણ આવ્યા હતા મિસિસ એની બિસેન્ટ વહેલાં આવ્યાં હતા પ્રમુખનુ સરઘસ કાઢવાની સત્તાવાળાઓએ પરવાનગી નહિ આપવાથી સરઘસ કાઢવાનો વિચાર માંડી વાળ્યો હતો. પ્રમુખને એક રાજવંશીને છાજે તેવો આવકાર આપ્યો હતો. તા. ૨૬ મીએ ૧૧ા વાગે કોંગ્રેસનું કામ શરૂ થયું હતું. પ્રમુખે મંડપમાં પધારતાં તેમની સાથે મીસિસ બિસન્ટ, ઓ. મી. ખાપર્ડે, મી. ચક્રવર્તી, મી. હોર્નીમેન, ઓ. મી ઝીણા, મી. જમનાદાસ, સર દીનશાહ પીટીટ, મિસીસ નેહુ, ઓ. મી. શાસ્ત્રી, અને મી વિજયરાઘવ હારીયર વિગેરે હતા. શરૂઆતમાં સ્વાગત કમીટીના પ્રમુખ. મી. હાજી ઉલ મુલ્ક હાજી હકીઝ હકીમ અજમલખાને ડેલીગેટોના સત્કારનુ ભાષણ ઉર્દુમા કર્યું હતું, તે પછી મિસીસ બિસેન્ટે, ઓ. મી મદનમોહન માલવિયાને પ્રમુખપદ આપવાનો ઠરાવ મૂક્યો હતો જેને ઓ. મી. ફજલુલહકે ટેકો આપતાં ઓ. મી. પંડિતે પ્રમુખ પદ લઇ પોતાનુ ભાષણ શરૂ કર્યું હતું પ્રમુખે પોતાનુ ભાષણ હિંદીમા તેમજ ઇંગ્રેજીમાં કર્યું હતુ જેમાં તેમણે જણાવ્યુ હતું કે તમોએ મને આપેલા આવકાર માટે હુ તમારો આભાર માનું છુ. હુ એવો દિવસ આવવાની આશા રાખુ છુ કે, જ્યારે એક હિંદી રાજા અથવા હિંદી રાજદ્વારી હિંદુસ્તાનના વાઇસરોયના ઓદ્ધા ઉપર નીમાશે. આપણે રામાયણ ને મહાભારતની કથાથી માહિતગાર છીએ, હિંદુઓ કમનસીબે નીચે પડ્યા, પરદેશીઓની હકુમત હેઠળ આવ્યા અને હાલ જેઓ થોડાક હકો માટે માંગણી કરે છે. ઇંગ્રેજો સેંકડો વર્ષ ઉપર હિંદમા આવ્યા હતા, હિંદીઓને રાજકારોબાર ચલાવવાની તાલીમ આપ્યા પછી આ દેશ છોડી જવા તેઓએ કહ્યું હતું, પણ આજે આપણને રાજકારોબાર ચલાવવા માટે નાલાયક ધારવામાં આવે છે. આપણે નાલાયક નથી તે મજબુતીથી રજુ કરવા માટે કોંગ્રેસ ભરવામાં આવે છે આપણે તેમને કહીએ છીએ કે તમારો રાજકારોબાર ચાલુ રાખો પણ લોકોનું સુખ ધ્યાનમાં રાખીને, લોકોની ઇચ્છા મુજબ 'રાજકારોબાર ચલાવો એવી કોંગ્રેસની નેમ છે. વિગેરે કહી તેમણે પોતાનું ભાષણ પુરૂ કર્યું હતું તે પછી સબ્જેક્ટ કમીટી નીમાઇ હતી, અને તા. ૨૭મીએ સબ્જેક્ટ કમીટીનુ કામ ચાલવાથી કોંગ્રેસ તા. ૨૮ મીએ મળી હતી તેમાં શરૂઆતમાં રાષ્ટ્રિય ગીત ગવાયા બાદ વફાદારીનો અને ફતેહમંદી સાથે લડાઇનો અંત આવવાથી નામદાર શહેનશાહને મુબારકબાદી આપવાના, મિત્રરાજ્યોના લશ્કરે અને તેની સાથે હિંદી વીરોએ લડાઇમાં જે બહાદુરી બતાવી તેની ઉંડી પીછાન કરવાના ઠરાવ પ્રમુખે રજુ કર્યા હતા, જે તાળીઓના અવાજ વચ્ચે પસાર થયા હતા. તે પછી ઓ. મી ખાપર્ડેએ ૧૯૧૬ની કોંગ્રેસ અને લીગે અને ૧૯૧૭ની કોંગ્રેસે સ્વરાજ્યને લગતા જે ઠરાવોમાં સુધારાનું તત્વ બહાલ રાખ્યું હતું તેને ફરી બહાલી આપવાની અને તે ઉપરાંત ખાસ કોંગ્રેસમાં બીજા, ત્રીજા, ચોથા ને અગીયારમા ઠરાવો બહાલ રાખવાના ઠરાવો કે જેમાં હીંદીઓ રાજતંત્ર ચલાવવાને લાયક છે, અને દેશમા સુલેહ અને બચાવ સાથે સબંધ ધરાવતી અનીભક્ત સત્તા હિંદી સરકારને આપવી અને બ્રિટિશ પ્રજા તરીકે હિંદીઓને હકો આપવાનુ જાહેરનામું પાર્લામેન્ટના કાયદામાં દાખલ કરવું વિગેરે બાબતોનો સમાવેશ છે તે બહાલ રાખવાનો ઠરાવ રજુ કર્યો હતો. તેને ઓ. મી. વી જે. પટેલે ટેકો આપ્યો હતો, તે પછી યોગ્ય ટેકો મળતા ઠરાવ પસાર થયો હતો, અને રવીવાર ઉપર કોંગ્રેસ મુલતવી રહી હતી. તા. ૨૯મી રવીવારે ફરી કોંગ્રેસની બેઠક મળી હતી તેમાં પ્રથમ કોંગ્રેસના પ્રમુખે સ્વદેશ ખાતાના સેક્રેટરી સર-જેમ્સ ડુબોલે તરફથી મળેલો પત્ર વાંચી સંભળાવ્યો હતો તેમાં જણાવ્યું હતું કે; "કોંગ્રેસના ડેલીગેટોને ઇંગ્લંડ મોકલવા સંબંધી જે પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો તે દૂર કરવામાં આવ્યો છે. વિગેરે," તે પછી ઓ. મી. ચક્રબતીએ નીચેનો ઠરાવ મૂક્યો હતો—"આ કોંગ્રેસ, મુંબાઇમાં ભરાયલી ખાસ કોંગ્રેસમા પસાર થયલા ઠરાવને ચોક્કસ ફેરફારની સુચના સાથે પુષ્ટી આપે છે.

અને તેમાં પ્રાંતોની બાબતમાં તો તેઓને સંપુર્ણ સ્વરાજ્ય તરતજ બક્ષવુ," આ ઠરાવને ઓ. ગી. વી. જે. પટેલે ટેકો આપ્યો હતો તે પછી ઓ. મી. શાસ્ત્રીએ સુધારો રજુ કર્યો હતો તે પછી ઘણી ગરમાગરમી, થતાં મત લેતાં સુધારો ઉડી ગયો ને મુળ ઠરાવ પસાર થયો હતો તે પછી તા. ૩૦મીએ ફરી કોંગ્રેસ મળી હતી, તેમાં પંજાબને, બંગાળા, મુંબાઇ અને જોડીયા પ્રાંતોની સરખાઇ ઉપર મૂકવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી મીસીસ એનીબીસેંટે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

"આગળ પડતા દેશ તરીકે હીંદને સ્વનિર્ણયનો નિયમ લાગુ પાડવા સંબંધી તેની માગણીનો બ્રીટીશ પાર્લામેન્ટે અને સુલેહની કૉન્ફરન્સે સ્વીકાર કરવો." આ ઠરાવના ટેકામાં તેમણે લંબાણ ભાષણ કર્યા બાદ યોગ્ય ટેકો મળતાં ઠરાવ પસાર થયલો જાહેર કરવામાં આવ્યો હતો. યુરોપીયનો જે ખાણો અને ચાની ખેતીના મુખ્ય ધંધાદારીઓ છે તેથી અલાયદુ ચુંટણી મંડળ આપવુ નહિ. એ ઠરાવ પાસ થયો હતો, તે પછી જે કાનુનો કારોબારી સરકારને દીવાની કે ફોજદારી કાયદાની બહાર જઇ બ્રીટીશ હીંદની પ્રજાને રોકી રાખવાની, દેશ નીકાલ કરવાની, કેદ કરવાની સત્તા આપતા હોય તે રદ કરવાનો ઠરાવ પાસ થયો હતો તે પછી પાર્લામેન્ટે હીંદને બનતી ત્વરાએ સંપૂર્ણ જોખમદાર હકુમત મળે તેવો કાયદો પસાર કરવો, અને જ્યારે હીંદને સંપૂર્ણ સ્વરાજ્ય મળે ત્યારે હીંદના અંદરખાનેના કારોબારની સંપૂર્ણ સત્તા વડાધારામંડળને સોંપવી એ ઠરાવ પસાર થયો હતો. હીંદી સનદી નોકરીમાં હીંદ ખાતેથી પચાસ ટકા જેટલી ભરતી કરવી તેવો, રોલેટ કમીટીની ભલામણો અમલમાં ન મૂકવાના ઠરાવો પસાર થયા હતા તે પછી, આ કોંગ્રેસ સરકારને, હીંદ સંરક્ષક કાયદો, બંગાળ રેગ્યુલેશન એક્ટ, છાપાને લગતો કાયદો, ક્રીમીનલ લૉ એમેન્ડ મેન્ટ એક્ટ, અને એનાજ બીજા કાયદાઓને રદ કરવાની અરજ કરે છે, અને એ કાયદા હેઠળ જેઓને પરહેજ કરવામાં આવ્યા હોય તેમને છોડી મૂકવા અને સઘળા રાજદ્વારી કેદીઓને લડાઇની ફતેહની ખુશાલીમા માફી બક્ષવી એવો ઠરાવ પસાર થયો હતો. તે પછી સુધારાની યોજનામાં મરદો માટે મુકરર કરવામાં આવતી લાયકાત ધરાવતી બાનુઓને પોતાની જાતીને કારણે બીન લાયક ઠેરવવી નહિ. એવો ઠરાવ પસાર થયો હતો તેપછી તા. ૩૧ મંગળવારે કોંગ્રેસમાં નીચેના ઠરાવો પસાર થયા હતા. મીસીસ સરલાદેવીએ સ્ત્રીઓને ચુંટણીનો અધિકાર આપવાને લગતો ઠરાવ રજુ કર્યો હતો જેને બેન અનસુયા સારાભાઇએ ટેકો આપતાં પસાર થયો હતો તે પછી મી. જે બી પીટીટે ઉદ્યોગીક કમીશને કરેલી ભલામણો ને બ્હેવારૂ રીતે અમલમાં મુકવામાં હીંદ આર્થિક દ્રષ્ટિએ પોતાના ઉપર આધાર રાખતું થાય તેવી રીતે હીંદી થાપણ ને સાહસને ઉત્તેજન આપવાની નેમ ધ્યાનમાં રાખવામાં આવશે અને જ્યાં સુધી હીંદને જકાતી છુટાપણુ બક્ષવામાં ન આવે ત્યાં સુધી ઉદ્યોગીક ખીલવણીનુ કામ અશક્યછે, વિગેરે મતલબનો ઠરાવ પસાર થયો હતો તે પછી મી. સી. આર. દાસે સુલેહની કોન્ફરન્સ માં હીંદ પોતાનો ચુંટી કહાડેલો પ્રતિનીધી મેળવવો જોઇએ અને હીંદના પ્રતનીધી તરીકે મી. બાળગંગાધર તીલક મી. એમ. કે. ગાંધી અને મી. સૈયદ હસન ઇમામ હોવા જોઇએ આ સુધારાવાળો ઠરાવ પસાર થયો હતો બાદ સર દીનશાહ પીટીટે એવો ઠરાવ રજુ કર્યો કે સાડાચાર કરોડ પાઉંડનો ભાગ હીંદુસ્તાનને લડાઇના ખર્ચ બાબત આપવાનો છે તેમાથી તેને મુક્ત કરવું તે ઠરાવ પાસ થયો હતો તે પછી બ્રીટીશ શેહેનશાહતના એક અખંડ ભાગ તરીકે જોખમદાર રાજહકુમતની અમારી માગણી બહાલ રાખવી અને તેની અરજો પાર્લામેન્ટ સન્મુખ કરવા ઓ. મી. વી. જે પટેલ, મી. હોર્નીમેન, મી. કેલ્કર અને મી મુનશીની કમીટી નીમવી તે પછી મેસર્સ મહમદઅલી અને શૌકતઅલીને છોડી મેલવાની અરજ કરવાનો ઠરાવ પસાર થયો હતો તે પછી શહેનશાહતના સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં બ્રીટીશ હીંદીઓની હાલત વીષે આગલી કોંગ્રેસોએ કરેલા ઠરાવોને ટેકો આપવાનો ઠરાવ થયો હતો તે પછી આયુર્વેદીય અને યુનાની હકીમુ હીંદમાં વધુ ઉપયોગી હોવાથી અને તેના અસરકારકપણા બાબત ખંડન ન કરી શકાય એવો દાવો હોવાથી સરકારની હાલની રાજનીતિ મુજબ પશ્ચિમના વૈદકે જે લાભ અપાય છે તેવાજ લાભો દેશી વઇદોને મળશે આપવાને મક્કમ પગલાં લેવાને આ કોંગ્રેસ મજબુત ભલામણો કરે છે. આ પછી ડૉ. કીચલુએ આવતી કોંગ્રેસ અમૃતસર (પંજાબ) મા ભરવાનું નોતરૂ દીધુ હતુ જે પછી સ્વાગત કમીટીનો ઉપકાર માની કોંગ્રેસ ખતમ થઇ છે.

પુસ્તક ૬ ઠું અંક ૧૨ મો

# ભાગ્યોદય

ફેબ્રુઆરી સને ૧૯૧૯

## प्रयत्न विना प्रभुता प्रकटवानो असभंव.

(મહિમા એનો મુખે કથ્યો ના જાય, એ લય.)

પ્રભુતા જગમા, પ્રયત્ન વિણુ ન પમાય,
પ્રભુતા પ્રયત્ન વિણુ ન પમાય,
પ્રભુતા કેરા દૈવી શિખરે, પ્રયત્ન શૉલથોં ચઢાય.
પશુ-પ્રમાદી-અંધ-અસાવધ-જન નીચે અટવાય, પ્રભુતા૦
પ્રભુતા કેરૂં પુષ્પ ન છુપું, કદી એ રાખ્યું રખાય,
પરિમલ તેનો સર્વ પ્રદેશે, સહેજે પ્રસરી જાય; પ્રભુતા૦
બાહ્ય ઉપાધિથી નવ વાસ્તવ, પ્રભુતા પ્રકટાવાય,
પાણી અનર્ગળ તો પ્રકટે છે, જવ પાતાળ ફોડાય, પ્રભુતા૦
હાર્દ પ્રભુતાનું સત્ય કૃતિ-પાલન માંહિ શમાય,
અન્ય વિષે પેખતા પ્રભુતા, નિજમાં સહજે થાય; પ્રભુતા૦
યથાર્થ તપ સાધનથી પ્રભુતા, લહી નિજ જીવન માંહ્ય,
આત્મબળે ઓપે તે સાચો. નરહરિ શિશુ કહેવાય; પ્રભુતા૦

શ્રી. ઉ.

## चारित्र्य सिद्धि एज जीवननो वास्तव उद्देश होवो घटे छे.

( વશ કીધા તે વીર મારો, એ લય. )

ક્ષણભર તો વીર ! વિચારો, જીવન ઉદ્દેશ તમારો;
આ વહી જાતો જન્મારો, બાજી જીતો કે હારો,
ધન, સત્તા, યશ, રાજ્યવિભવ કદી, બહુ સંપાદન કર્યા હશે,
તન-બુદ્ધિ બળ હશે મેળવ્યું, પણ તે હિતપ્રદ નહિ થશે; ક્ષણ૦
એ વિધિ જીવન ગાળ્યું હશે, પણ ચારિત્ર્ય ન જો ઝગઝગ્યું,
સુવર્ણના બદલામા જાણો પીતળ એતો ચળકયું; આ૦
નિર્મળ દૃષ્ટિ, નિર્મળ વાણી, નિર્મળ વર્તન જો ન થયું,
નિર્મળ વ્યવહારો ન થયા તો, જીવન સઘળું વ્યર્થ ગયું, ક્ષણ૦
વિશુદ્ધ ઉજ્વલ ચારિત્ર્યે જો, જીવન નવ રંગાયું.
ધૂળ પડી તે જીવતર ઉપર, વિફલ જ જાણો જાયું.* આ૦
રંક ચારિત્ર્યના સંગી પણ શાંતિ ઉન્નતિ પામે,
સઉ સામર્થ્ય રહ્યું ચારિત્ર્યે, પ્રતાપ તેનો જામે; ક્ષણ૦
છે ચારિત્ર્ય તણો દૃઢ પાયો, ભક્તિ યુક્ત સુનીતિ,
એ ઉદ્દેશ ધરી જીવનનો, તેની કરો પ્રતીતિ, આ૦

શ્રી. ઉ.

---

* જન્મ્યુ

# आकर्षणशक्ति याने दैविबळ

( અનુસંધાન પૃષ્ઠ ૩૧૦ થી. )

મનુષ્યમાં જે બળ છે તે તેની અંદર રહેલ આત્માનું સામર્થ્ય છે. જે માણુસો પોતાના હૃદયમાં વિલસી રહેલ પરમાત્માના સામર્થ્યને સંયમ દ્વારા વધુ પ્રકાશિત કરી શકે છે તેમનામાં વધુ બળ અને સામર્થ્ય જણાય છે. જો તમે નિર્બળ હો, તમારી સ્થિતિમાં ફેરફાર કરવાની તમારામા શક્તિ ન હોય તો ગભરાવ નહિ પણુ તે શક્તિ તમારામાં જાગ્રત થાય, તેને માટે તમારા અંતરના સામર્થ્યને બહાર પ્રકટ કરવા પ્રયત્ન કરો

જેમ કુવાની અંદર તરસ ને છીપાવી જીવન તત્વ બક્ષનાર મીઠું પાણી છે, એવુ જાણ્યા પછી માત્ર તે પાણીને બહાર કાઢી પીવાની જ જરૂર છે, તેવી રીતે કોઈપણુ કામ સિદ્ધ કરવાના સામર્થ્યનો ભંડાર ક્યા છે તે જાણ્યા પછી તેમાંથી સામર્થ્યને બહાર પ્રકટ કરવાનું કામ આપણા હાથમાં છે. આપણા શરીરની સંચાલક શક્તિ ત્યાં ભરી છે, કોઈ પણ કાર્ય સિદ્ધ કરવાનું અપૂર્વ બળ ત્યાં ભરેલું છે. માત્ર તેને સંયમ વડે બહાર પ્રકટ કરવાનું આપણા ઉપર આધાર રાખે છે

બાહ્ય પદાર્થો મેળવવાની શક્તિ, આપણામા ભરેલી છે તે શક્તિને જાગ્રત કર્યા પછી કોઈ પણુ વસ્તુની ખામી આપણુને જણાતી નથી મનુષ્ય માત્ર જે વિચારોનું સેવન કરે છે તે સર્વ અંદરથી જ સ્ફુરી આવે છે. આ વિચારોને એકાગ્ર કરવાનો મહાવરો રાખવાથી આપણી અંદર રહેલું બળ આપણામાં પ્રકાશે છે. આપણે લેખોમાં અને ચોપડીઓમાં જ્યાંસુધી આ દૈવી બળને પ્રાપ્ત કરવાની વિધિ વાંચી બેસી રહીએ ત્યાં સુધી તે વિધિનો લાભ આપણુને થતો નથી પણુ તે પાના અને પુસ્તકોમાં જ રહ્યાં કરે છે. આપણે જાણેલું જ્યાં સુધી આચારમાં ઉતારતા નથી ત્યા સુધી તેનો ખરો લાભ મેળવી શકતા નથી આપણામા અન્ય વસ્તુઓને આકર્ષણ કરવાની શક્તિ ભરેલી છે, તે શક્તિ આપણી અદર છે. તેની સાથે આપણે જેમ જેમ વધુ સંબંધમા આવીએ છીએ તેમ તેમ તેના સામર્થ્યને આપણામા પ્રગટ કરતા રહીએ છીએ. શાંતિપૂર્વક બેસી આપણા વિચારોને એકાગ્ર કરવા, જેમ જેમ વિચારોને એકાગ્ર કરવાનું બળ આપણામા જામતુ જશે તેમ તેમ આપણામાં શક્તિ જાગ્રત થતી જશે આ શક્તિ જાગ્રત કરવાને માટે આપણા વિચારોને એકાગ્ર કરતા શીખવુ જોઈએ અને દરરોજ જેમ બને તેમ વધુ શાંતિથી હૃદયમાં એકાગ્ર થવાની કળાને સાધતા જવુ જોઈએ આપણા શાસ્ત્રોમાં દ્વિજ વર્ગને કરવાની સંધ્યામાં પ્રથમ પ્રાણાયામ વડે મન સ્થિર કરવાની રૂઢિ વર્ણવેલી છે આ પ્રાણાયામ વડે મનને એકાગ્ર કરવાથી જેમ જેમ શ્વાસને રોકવાનું—કુંભક કરવાનું વધુ બળ આપણામાં આવતું જાય છે તેમ તેમ આપણા સામર્થ્યનો પણ વિકાસ થતો જાય છે. પ્રાણાયામમાં પ્રાણને રોકી હૃદયમા સ્થિર કરવાનો હોય છે. આથી ચંચળ મનની વ્યગ્રતા મટે છે અને તે એકાગ્ર થઈ શકે છે. આ પ્રમાણે જેમ જેમ હૃદયમાં એકાગ્ર થઈ સ્થિર થવાનો અભ્યાસ વધતો જાય છે તેમ તેમ આપણામા સંકલ્પશક્તિ યાને આકર્ષણશક્તિનો પ્રકાશ થતો જાય છે

દીર્ઘ શ્વાસ પ્રશ્વાસની ક્રિયા કાંઈક પ્રાણાયામને મળતી છે. જે પ્રાણાયામને સાધી શકતા નથી તેમને માટે દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા શરૂઆતમા લાભ કરનારી છે મનને એકાગ્ર કરવા માટે પ્રથમ શાંત થવુ, વિચારો ન કરવા અને ધીમેથી શ્વાસ છેક નાભી સુધી જાય તેવી રીતે લેવો, શ્વાસ લીધા પછી અકળામણુ ન થાય ત્યાં સુધી તેને રોકી રાખવો અને પછી ધીમે ધીમે બહાર કહાડો. મોંને આ વખતે બંધ રાખવુ, માત્ર બે નસકોરા દ્વારા જ શ્વાસ લેવો અને કહાડવો આવી રીતે દીર્ઘ શ્વાસ લેવો, રોકવો અને ધીમે

ધીમે બહાર કાઢવો તેમાં ધીમે ધીમે શ્વાસને રોકવાના વખતનો વધારો કરતા રહેવું આથી મન શુદ્ધ થાય છે. વિચારો આડા અવળા ન જાવતાં એકાદ વિષયમાં એકાગ્ર થાય છે શ્વાસ લેતી વખતે સાધારણ રીતે તમારા મગજના પ્રત્યેક અણુમાં 'પ્રેમ' નું ચિન્તન કરો પ્રેમ શબ્દની સાથે કેવા ભાવનો સંબંધ છે, અને એ પ્રકારે પરમાત્માની સાથે તમારો તે કી રીતે પ્રબંધ કરાવે છે તેનો વિચાર એક શબ્દના જાપની સાથે કર્યા કરો. આ વખતે સાધકોને પોતાના સદ્‌ગુરુએ આપેલા મત્રનો જાપ કરવાનો હોય છે. તે મત્રના અર્થમાં વૃત્તિને તન્મય કરવાની હોય છે. સદ્‌ગુરુ ન મળ્યા હોય તો બ્રાહ્મણે ગાયત્રીનો જાપ અને તેના અર્થમા વૃત્તિને એકાગ્ર કરવી જોઇએ, અને અન્ય વર્ણવાળાએ પરમાત્માના નામનો જાપ કરવો. આ જાપની સાથે તેના અર્થ અને ભાવમાં વૃત્તિને એકાગ્ર કરવી જોઇએ.

આજે આપણે જગતમાં ઘણા માણસોને ઇશ્વર પૂજન, દર્શન અને અર્ચન કરતા જોઇએ છીએ, ઘણા સવારમા ઉઠીને દેવ દર્શને જતા જોવામાં આવે છે, ઘણાને સવારમાં ઉઠી સ્નાનાદિકથી પરવારી સંધ્યાદિ ષટકર્મ કરતા જોઇએ છીએ આપણે જો ડાકોર જઇએ છીએ તો ત્યા પુનમ વિગેરેના મેળામાં હજારો માણુસો ડાકોરમાં શ્રી રણછોડરાયજીનાં દર્શન કરવા આવેલા જણાય છે હજારો માણસોની ગીરદીમાં ધક્કા મુક્કી ખાતા લોક મંદિરમા જઇ શ્રી રણછોડજીનાં દર્શન કરે છે, સ્વામીનારાયણના મંદિરે જોઇશું તો સેંકડો ભાવિકો તેમનાં દર્શન કરવા - દરરોજ આવે છે ને જાય છે, ગોસાંઇજીના મંદીરે જોઇશુ તો ત્યા પણ સવારમા ઉઠી ઘણાં સ્રી પુરુષો દર્શન કરવા આવે છે ને જાય છે તે રણછોડજીના કે ગોસાંઇજીના મંદિરમાં નિરક્ષણ કરનારને સેંકડો સ્રીઓ સવારમાં રણછોડજીનાં કે નરનારાયણનાં દર્શન કરવા આવતી જણાય છે આવી જ રીતે ઘણાં સ્રી પુરુષો સવારમાં ઉઠી સ્નાનાદિકથી પરવારી પોતાના ઇષ્ટ દેવની ઉપાસના કરવા મંડી પડે છે, કોઇ ગીતાનો પાઠ કરે છે તો કોઇ રૂદ્રિ કરે છે, કોઇ ચંડી પાઠ કરે છે, તો કોઇ હનુમાનજીના જાપ જપે છે, કોઇ સન્ધ્યા કરે છે, તો કોઇ જાપ જપે છે આવી રીતે આપણે જગત્‌મા હજારો ને લાખો માણસોને પરમાત્મામા શ્રદ્ધાવાળા અને પોતાના ઇષ્ટદેવની ઉપાસના કરવામાં તલ્લિન થએલા જોઇએ છીએ; છતાં પણ તેમાથી હજારે એકને પણ ફળસિદ્ધિ થએલી જણાતી નથી તેનું કારણ શું? ઘણા માણસો નાનપણથી તે ધોળાં થતા સુધી સન્ધ્યા, જપ, ચંડીપાઠ કે એવી જ બીજી ઉપાસના રોજ કલાક કલાક કે બબે કલાક કર્યાં કરે છે છતા "ઘાચીનો બળદ ઠેરનો ઠેર" એની માફક જેવા હોય છે તેવા ને તેવાજ હોય છે. તેમનામાં ઉપાસનાનું બળ, સંકલ્પશક્તિ કે દૈવીબળ કાંઇ પણ જણાતું નથી તેનું કારણ શું? શું ક્રિયાં ખોટી કે ક્રિયા કરનાર ખોટો? દેવ ખોટા કે દર્શન કરનારા ખોટા? આ પ્રમાણે જ્યારે ઘણો વખત ગુમાવ્યા છતા તેમનામા જે બળ પ્રાપ્ત થવુ જોઇએ તે બળ પ્રાપ્ત થયેલું કેમ જણાતું નથી? આ પ્રશ્નોનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે દેવ ખોટા નથી, ક્રિયા ખોટી નથી, મંત્રો ખોટા નથી, પરંતુ તેના ઉપાસકોની ઉપાસના કરાવનારી અથા ફળ આપનારી નથી. રહસ્ય વગર, રહસ્યના અર્થમા તલ્લીન થઇ વૃત્તિને એકાગ્ર કર્યા વગર, મંત્ર, જપ, અને દેવના રહસ્ય અને અર્થમાં વૃત્તિને તન્મયતા કર્યા વગર કરેલી ક્રિયા ફળ આપનારી થતી નથી. કોઇપણ મંત્ર તેના અર્થ અને અર્થના સ્વરુપ ગુણમા જ્યાં સુધી આપણી વૃત્તિ એકાગ્ર થતી નથી ત્યા સુધી ફળ આપી શકતા નથી કોઇ પણ દેવ, તેના સ્વરુપ, ધર્મ અને ગુણ જ્યા સુધી આપણી વૃત્તિની સાથે સંલગ્ન થતા નથી ત્યાં સુધી તેના દર્શનથી થતા ફળને આપી શકતા નથી. અને એથી જ જો આપણે આ પ્રમાણે કરેલી ઉપાસનાની યથાર્થ સિદ્ધિને અનુભવવી હોય તો તે ઉપાસના વિધિ પૂર્વક, અર્થ અને અર્થના રહસ્યમા વૃત્તિને એકાગ્ર કરી, તેની સાથે વિચાર અને આચારને સંલગ્ન કરીને કરવી જોઇએ.

વ્યવહારનું કોઇ પણ સાધારણ કામ કરવું હોય છે તો તે પણ શાંતચિત્તે કર્યા વગર બરોબર થતું નથી તો પરમાર્થનું અત્યુત્તમ કાર્ય એમ

બહાર જીવ ભટકતો હોય અને ઉંચા છવે સાધ-વામાં આવે તે સિદ્ધ કેવી રીતે થઈ શકે ? સન્ધ્યા કે જપાદિ ક્રિયા કરતી વખતે મોઢે બડબડાટ કરી જપ જપાતા હોય કે પાઠ ભણાતો હોય અને વૃત્તિ વેપારમા કે નોકરીમા ભમતી હોય, દેવનાં દર્શને જતી વખતે અને દર્શન કરતી વખતે, ઘેર છોકરાં રડતા હશે, દાળ ચોટી જશે કે બિલાડુ કંઇ ઢોળી નાંખશે એવા વિચારમા મન ભટકતું હોય તો પછી તે દેવનાં દર્શન ફળ શુ આપી શકશે ? કોઇ પણ ક્રિયા વ્યગ્રચિત્તે, તેમાં મનને પરોવ્યા વગર અને તેના અર્થ અને રહસ્યમા મનને એકાગ્ર કરી વૃત્તિની તન્મયતા થયા સિવાય કરવામા આવે છે તે ફળને આપી શકતી નથી આપણે ગાયત્રીનો જપ કરનારને પૂછીશું કે ભાઇ ગાયત્રી એટલે શુ ? તેનું સ્વરૂપ કેવું છે ? તો તે શો જવાબ આપી શકશે ? ગીતાનો પાઠ કરનારને પરમાત્માના ગુણ સામર્થ્ય માટે પ્રશ્ન પૂછીશું તો તે શું બતાવી શકશે ? રૂદ્રિનો પાઠ કરનારને સદા શિવના સ્વરૂપ અને સામર્થ્ય માટે પ્રશ્ન પૂછીશુ તો વે શુ જવાબ આપી શકશે ? અને એવી જ રીતે ચંડીપાઠનું રોજ સેવન કરનારને ચંડીના યથાર્થ રહસ્ય માટે પ્રશ્ન પૂછીશું તો તે શુ કહી શકશે ? તમામ એટલું જ કહેશે કે—"આ પાઠ રોજ કરવાથી આ ફળ મળે" એવુ હું જાણુ છુ તેથી હૂં તે રોજ કરૂં છુ રહસ્ય કે અર્થ બર્થ કંઇ જાણતો નથી આવી રીતે વગર સમજ્યે પોપટની માફક પાના વાચી જવાથી ફળ મળતું હોય તો અત્યાર સુધીમાં તો શું પણ હજારો ઉપાસકો, મહાપુરુષો થયા હોત, પણ તેમ નથી. જ્યા સુધી ઉપાસ્યમા વૃત્તિ એકાગ્ર થઇ નથી ત્યાં સુધી ઉપાસક તેની ઉપાસનાનું ફળ મેળવી શકતો નથી અને તે ઉપાસના કરવામા ગાળેલો સમય નકામો ગુમાવે છે

આ પ્રમાણે હજારો અને લાખો માણસોને પોતપોતાના ઉપાસકોની ઉપાસના, પૂજન, દર્શન અને અર્ચન કરવા છતાં પણ જ્યારે ફળ સિદ્ધિ થતી નથી ત્યારે અર્થનો અનર્થ સમજનારા અને મનાવનારા આર્ય સમાજીસ્ટો જેવા મૂર્તિને નિંદે છે, મૂર્તિપૂજનને વગોવે છે. અને મિથ્યા દેવનાં દર્શન કરવાથી કંઇ ફળ મળતું નથી એમ કહી લોકોને ભુરા ભરમાવી 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' બનાવે છે

મૂર્તિપૂજા ફળને આપનારી છે, પણ તેના યથાર્થ રહસ્યને સમજી, અને તે રહસ્યના અર્થમાં વૃત્તિને એકાગ્ર કરી જ્યારે તેની ઉપાસના કરવામા આવે છે ત્યારે તે ફળ આપી શકે છે આજકાલ ઘણા માણસો ઉપલક દર્શન કરે છે અને પછી પોતપોતાને કામે વળગી જાય છે. માત્ર દિવસમાં બે વખત, રણછોડજીના, માતાનાં કે મહાદેવનાં દર્શન કરવા એટલું જ. પણ તેમ નહિ, દર્શન કરવાં એટલે દેવનાં દર્શન થતાં જ આપણા આત્મસામર્થ્યનો ઉભરો આવે, તે દેવના દૈવીબળનો આપણામાં આવિર્ભાવ થાય, તે દેવના જ્ઞાન, સર્વ પર પ્રેમના અને સામર્થ્યના ગુણોમાં આપણું મન તલ્લિન થાય ત્યારે જ મૂર્તિના દર્શન કર્યાં પરમાણ સમજવાં.

આ પ્રમાણે જો આપણે અધ્યાત્મબળને મેળવવુ હોય, આત્મસામર્થ્યની ઝાંખી કરવી હોય તો હમેશા કલાક બે કલાક કે જે જે વખતે જેટલો જેટલો વખત મળે તે વખતે આપણી વૃત્તિને આપણા હૃદયપ્રતિ વાળી એકાગ્ર કરવાની ટેવ રાખવી જોઇએ. આમ વૃત્તિને હૃદમંદિર તરફ વાળતાં ત્યાં સર્વ સામર્થ્ય સંપન્ન, સતસ્વરૂપ, ચિદાત્મા વિલાસી રહેલા છે તેમની સાથે, તેમના ગુણો અને સામર્થ્યોમાં મનને તલ્લિન કરી રાખવું જોઈએ, આ વખતે ત્યા પરમાત્માનું કોઇ પણ પ્રકારનુ સ્વરૂપ કલ્પ્યા વગર છુટકો નથી. જ્યા સુધી હૃદમંદિરમાં આપણે પરમાત્માના સ્વરૂપ કલ્પી શકતા નથી ત્યા સુધી તેમના ગુણ અને સામર્થ્યમાં આપણી વૃત્તિ એકાગ્ર થઇ શકતી નથી આ વખતે ત્યા પોતપોતાના ઉપાસ્ય દેવનુ સ્વરૂપ કલ્પવુ. શ્રી રણછોડરાયના ઉપાસકે પરમાત્મા રૂપે ત્યા રણછોડજીનું, માતાના ઉપાસકે જગદંબાનું, શીવના ઉપાસકે શિવનુ, ઇશુના ઉપાસકે ઇશુનું, મહમ્મદ પેગમ્બરના ઉપાસકે મહમ્મદ પેગમ્બરનું, જૈનોએ મહાવીર સ્વામીનુ અને સદ્‌ગુરુના ઉપાસકે પોતાના સદ્‌ગુરુનુ સ્વરૂપ પોતાના હૃદયમાં કલ્પવુ. આ વખતે તે મૂર્તિ પત્થરની અને અમુક દેવળમાં જ બેસાડેલી છે એવી કલ્પના ન કરતાં માત્ર તે સામર્થ્ય સંપન્ન તેજોમય, દૈવિબળના સાગર-

રૂપ, પ્રેમ, શાંતિ અને આનંદરૂપ સર્વત્ર વિલસી રહેલ છે એવી મહાન કલ્પના કરવી. આ પ્રમાણે પોતાના ઇષ્ટદેવની હૃદયમાં કલ્પના કરી તેમના સામર્થ્ય અને ગુણનું ધ્યાન ધરી, આપણા મંત્ર કે પાઠના અર્થ અને રહસ્યમાં વૃત્તિને એકાગ્ર કરી તે ઇષ્ટદેવની સાથે સંલગ્ન કરી ત્યાં શાંતચિત્તે અમુક વખત જ્યાં સુધી જીવને ગભરામણ કે અકળામણ થાય નહિ ત્યાં સુધી સ્થિર-રહેવું આ વખતે પોતાનામાં પોતાના ઇષ્ટદેવના ગુણો અને સામર્થ્યોનો પ્રવેશ થાય છે, પોતે તે સ્વરૂપ જ છીએ એવી કલ્પના કરવી. આનું નામ ખરી ઉપાસના અને ખરા દર્શન છે. આ ક્રિયાજ યથાર્થ ફળને આપનારી છે, અને આપણામાં દૈવીબળને ભરનારી છે.

સન્ધ્યા કરતી વખતે પ્રથમ પ્રાણાયામથી મનને સ્થિર કરવાનું વિધાન કરેલું છે આ પ્રમાણે સંધ્યામાં મનને અને શરીરને પવિત્ર કરનારી ક્રિયાઓ કરી શરીર સ્વસ્થ કરી, મનને હૃદયમાં એકાગ્ર કરી, સૂર્યને અર્ઘ્ય આપી ઇષ્ટ ઉપાસના અને ગાયત્રી જપનું વિધાન છે આ જપ જો ઇષ્ટની સાથે અભેદ થઇ, તેમની સાથે તન્મય બની, તેના અર્થ અને ઇષ્ટ દેવતાની સાથે સલગ્ન બની જપવામાં આવે છે તો તે યથાર્થ ફળને આપી શકે છે

પ્રાણાયામની ક્રિયા ન આવડતી હોય તેમણે ઉપર બતાવ્યા પ્રમાણે દીર્ઘ શ્વાસ પ્રશ્વાસથી મનને હૃદયમાં સ્થિર કરી પછી ત્યા પોતાના ઇષ્ટ દેવની મૂર્તિની કલ્પના કરી તેમાં મંત્રના અર્થની તન્મયતા સાધવી જો કોઇ મંત્ર ન આવડતો હોય તોજ પરમાત્મા પ્રેમમય છે, પરમાત્મા આનંદમય છે, શાંત છે, દિવ્ય તેજોમય છે, એવી કોઇ કલ્પના કરી તેની સાથે વૃત્તિને એકાગ્ર કરવી. પરમાત્મા પ્રેમ સ્વરુપ છે, તે જાપની સાથે હું પરમાત્મમય છું, હું પ્રેમમય છું, હું આનંદમય છું, મારામાં દિવ્યબળ પ્રાપ્ત થાય છે, મારો આજે શરીરમાં દેવત્વને પ્રત્યક્ષ કરવાનો સંકલ્પ ફળીભૂત થાય છે, ઇષ્ટ દેવના ગુણો અને સામર્થ્યોનો મારામાં આવિર્ભાવ થતો હું જોઉં છું." આ પ્રકારના શુભ ભાવનામય જાપ શ્વાસને હૃદયમાં ભરતી વખતે, ત્યા શ્વાસને રોકી સ્થિર ચિત્તે એકાગ્ર થઇ કર્યા કરવા. આ પ્રમાણે પાંચ દસ મિનીટ શ્વાસ લેવો, રોકવો અને બહાર કાઢવો તે વખતે આપણા હૃદયમાં આ જાપના અર્થમાં મનને તલ્લીન કરતા રહો. 'પ્રેમ,' 'પ્રજ્ઞા,' 'જીવન,' 'દેવત્વ' તેમાંથી કોઇ એક ગુણનો નિશ્ચય કરી તેનો જાપ મનની એકાગ્રતા સાથે કરવો. અને તેના અર્થનો વિકાસ કરી જ્યાં સુધી તે સ્વભાવ સિદ્ધ ન થાય ત્યાં સુધી નિરંતર તમારા આત્માની સાથે એકાગ્ર થઇ તે જાપને જપ્યા કરવા, આવી રીતે તમારે તમારા ઉપાસ્યમાં તન્મય થઇ જતાં શીખવું અને જેમ જેમ તમારી એકાગ્રતા વધતી જશે તેમ તેમ તમારા ઉપાસ્યના સામર્થ્યને તમે તમારામાં અનુભવતા જશો.

મનને એકાગ્ર કરવાની ઉપર બતાવેલી રીતનો ચાલુ ઉપયોગ કરવાથી જેમ જેમ એકાગ્રતા સ્વભાવ સિદ્ધ થતી જશે તેમ તેમ આપણામાં રહેલી શક્તિ યાને દૈવીબળ આપણામાં પ્રકટ અનુભવવામાં આવશે. આપણા શાસ્ત્રોમાં પ્રાણાયામ, ધારણા, ધ્યાન અને સમાધિ અવસ્થાનું જે વિધાન છે તેજ આ ક્રિયાનુ અધિક બળવત્તર સ્વરૂપ છે. હૃદયમાં અંતરાત્મા સાથે જેમ જેમ આપણે વધુ સંલગ્ન થતા જઇએ છીએ તેમ તેમ સમાધિસ્થ દશાને પ્રાપ્ત કરતા જઇએ છીએ. આપણે માત્ર વાંચી જવાથી આ ફળને મેળવી શકતા નથી પણ નિત્ય થોડો થોડો એકાગ્રતા સાધવાનો અભ્યાસ સાધવાથી, આ ફળને પ્રકટ અનુભવી શકીએ છીએ.

એકાગ્રતા વધતાં અંતરાત્માનો દિવ્યસ્વર આપણને સંભળાય છે. કોઇ વિષયને માટે અંતરાત્માની સલાહ લેવા માટે સ્થિર થઇ મનને હૃદયાત્મામાં એકાગ્ર કરી પોતાની શંકાનું સમાધાન મેળવવા શાંત થઇ રાહ જોવી થોડી જ વારમા તમારે શું કરવું તે માટેનો ખુલાસો તમને અંતરાત્મામાંથી મળશે. એકદમ અંતરાત્માનો સ્વર ન સંભળાય તો ગભરાવું નહિ, સ્થિર ચિત્તે વારંવાર પ્રવર્તન કરો. જેમ જેમ તમે વિચારને સ્થિર કરતા જશો તેમ તેમ તમારો આ પ્રયત્ન સફળ થતો જશે.

આ ક્રિયા વધુ અભ્યાસ થતા સ્વભાવ સિદ્ધ થઇ જશે. અને તે પછી તમે તમારા મગજની જ્ઞાનેંદ્રિયો ઉપર સ્વેચ્છાનુસાર કાબુ મેળવી શકશો

તમારી ઇચ્છાનુસાર વિચારને રોકી શકશો, કોઇ એકજ વિષયમા વિચારના બળને પરોવી શકશો, અને કોઇ પણ કાર્ય કરવામાં તમારામા અપૂર્વ બળ અને ઉત્સાહ આવેલો તમને જણાશે.

આ પ્રમાણેની ક્રિયા સ્વભાવસિદ્ધ થતા અંતરાત્માના બળનો તમને અનુભવ થશે અને તે પછી તમારા મનમાં જે કાંઇ સિદ્ધ કરવાનો સંકલ્પ થશે તે વસ્તુ તમારા તરફ આકર્ષાઇ આવશે એકાગ્રતાપૂર્વક કરેલો સંકલ્પ મિથ્યા થતો નથી, પણ આ સંકલ્પશક્તિને પ્રાપ્ત કરવા માટે મનુષ્યે પ્રથમ પોતાના અંતરાત્મા સાથે મનની એકાગ્રતા સાધી ત્યાં સ્થિર થતા શીખવું જોઇએ.

આ પ્રમાણે દૈવીબળ અને સંકલ્પશક્તિની સિદ્ધિ પ્રાપ્ત થતા મનુષ્ય વ્યવહાર અને પરમાર્થ સર્વોત્તમપણે સાધી શકે છે જો તમને કોઈપણ વસ્તુની જરૂર હોય, તમારી સ્થિતિ ઉન્નતિના રૂપમા બદલવી હોય અને આ વિશ્વમા મહાન ગણાતાં સુખોને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો જરૂર આ માર્ગે પ્રયાણ કરી તમારા અંતરાત્માની સાથે સંલગ્ન થવા યત્ન કરો. અને દિવ્ય બળને મેળવો એજ શુભેચ્છા છે.

---

## શ્રી કૃષ્ણ જન્મ.

(અનુસંધાન—ગતાંક પૃષ્ટ ૩૬૧ થી.)

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

સંસારમા શ્રી કૃષ્ણનું ચરિત્ર સૌથી વધારે આકર્ષણિય છે સત્રાજિતની સૂર્ય-મણિ માટે કૃષ્ણને કલંક લાગ્યું હતું, અને દરેક કુટુંબી જનોએ કૃષ્ણ તરફ સન્દેહની દ્રષ્ટિથી જોયુ હતુ, વળી તેમના વડિલ પ્રિયબન્ધુ બલરામ પણ તેમનાથી રીસાઇ દ્વારકા છોડી ગયા હતા પરંતુ સત્ય કદી અસત્ય થતું નથી, અને પૂર્ણ તપાસ કર્યા સિવાય કલંકનુ નામ સાભળી કોઇને પણ એકદમ ગભરાવી દેવાથી કાંઇ વળતું નથી

શ્રી શુક્રાચાર્યજી કહી ગયેલ છે કે, 'न कूटनीतिरभवत् श्रीकृष्णसदृश पुरा।' અર્થાત્ શ્રી કૃષ્ણની માફક નીતિમાં ચતુર કોઈ થયેલ નથી.

**अस्यां हि समितौ राज्ञामेकमप्याजितं युवि ।**
**न पश्यामि महिपालं सात्वती पुत्र तेजसा ॥**

રાજસૂયમા એકત્ર થએલ રાજાઓ પત્યે શ્રી ભીષ્મ પિતામહે કહ્યું હતુ કે, હું તમારામાંના કોઇને પણ એવો જોતો નથી કે જેનો શ્રી કૃષ્ણના તેજે વિજય ન કર્યો હોય. સર્વ અસ્ત્રોમાં શ્રેષ્ટ તેમનું સુદર્શનચક્ર, દ્વારિકા જઇ જ્યારે અશ્વત્થામાએ માગ્યું હતું, ત્યારે તેમણે આજ્ઞા આપ્યા છતાં તે ચક્રને અશ્વત્થામા જમીન પરથી ઉંચુ કરી શક્યા નહોતા, અને કહ્યું કે, "હે કૃષ્ણ! તમારા અસ્ત્રને તમારા મિત્ર અર્જુન, બન્ધુ બલરામ, અને પુત્ર પ્રદ્યુમ્ન આદિ કોઇએ પણ કદી માગેલ નહિ, એ આપની વાત હું સત્ય માનતો હતો, પરંતુ, તે લઈ હું આપની સાથે લડાઇ કરી અજેય થાઉ એવી મારી ઇચ્છા હતી. તમારા સિવાય મારે બીજા કોઇનો ભય નથી" મહાભારતના સંગ્રામમા કૌરવોના માત્ર એક આધાર રૂપ કર્ણે, અર્જુનને મારવાના પણને અલગ રાખી કૃષ્ણનાજ વધને માટે ઇન્દ્રની આપેલ શક્તિનો પ્રયોગ કરવાનું વિચાર્યુ હતુ, અને દેવવ્રત ભીષ્મે તેમની શસ્ત્ર ગ્રહણની પ્રતિ-

જ્ઞાનો ભંગ કરી દેવામાં જ પોતાના પૌરૂષનું લક્ષ્ય સ્થિર કર્યું હતું

જ્યાં સંસારમાં તેઓ નીતિમાં, વીરતામાં, બુદ્ધિમાં અને બળમાં અગ્રગણ્ય હતા, ત્યાં તેમની વિદ્યા અને સદાચાર પણ નિરાળાજ હતા, રાજસૂયના વખતે જ્યારે સમસ્ત ભારતના રાજાઓ ઇન્દ્રપ્રસ્થમાં એકત્ર થયા હતા, ત્યારે શ્રીકૃષ્ણ પગ ધોવાને માટે નિયુક્ત થવામાં શરમાયા નહિ, એટલુંજ નહિ પણ પોતે જાતે જ તેમને નિયુક્ત કર્યાં અર્ઘ્ય વખતે વૃદ્ધ ભીષ્મ પિતામહે તેમનું વર્ણન આ પ્રમાણે કરેલું —

'બ્રાહ્મણોમાં જ્ઞાનથી અને ક્ષત્રિઓમાં બળથી બડાઇ થાય છે. ગોવિન્દની પૂજાનાં બન્ને કારણ ઉપસ્થિત છે.'

શ્રી કૃષ્ણ સંગીત–વિદ્યામાં નિપુણ હતા. અને તેમને મુરલી–મનોહર પણ કહેતા. તેઓ રાસ વિદ્યામાં પણ કુશળ હતા. તેમનો નટવર વેષ મનોહર છે. તેઓ કવિતામાં અદ્વિતીય હતા. તેમણે તેમની બાલ્યાવસ્થા, જંગલી જનાવરોને મારી, નાગોને નાથી, પહાડોને હકાવી, વૃન્દાવનની આનન્દમય ભૂમિમાં પસાર કરી હતી. સર્વ સ્ત્રી–પુરૂષો તેમના પર મુગ્ધ બની ગયાં હતા.

બાલ્યાવસ્થા પસાર કર્યા બાદ શ્રી કૃષ્ણે પોતાના કૌશલ અને પરાક્રમથી અત્યાચારી કંસનો નાશ કર્યો, ભોજ વંશના જૂના રાજા ઉગ્રસેનને ફરી સિંહાસન પર બેસાડયા, મગધરાજ જરાસન્ધને વારંવાર હરાવ્યો, અને છેવટે સમુદ્ર કિનારા પર જઇ નવી દ્વારિકાપુરી બનાવી. દ્વારિકાવડે શ્રી કૃષ્ણનો પ્રભાવ ભારતવર્ષમાં ફેલાયો.

ભારતવર્ષમાં તે વખતે ચોતરફ ઉદ્દત રાજાઓનું જોર હતું. તેમની ઉદ્દત સેના ક્ષત્રીયત્વની સાચી શિક્ષાને અને સાચા ધર્મને ક્યારની તિલાંજલી આપી ચુકી હતી દેશ રસાતલ થઇ ગયો હતો. એ વખતે શ્રીકૃષ્ણે પ્રથમ અનાર્યો પર આક્રમણ કર્યું. તેમનામાં ઉત્તરમાં નરક અને દક્ષિણમાં બાણ એ બન્ને તે વખતે વધારે બળવાન હતા શ્રી કૃષ્ણે ઉત્તરમાં જઇ નરકનો તેના દેશ પ્રાગ્જ્યોતિષમાં વધ કર્યો. ફરી દક્ષિણમાં જઇ બાણને હરાવી તેની કન્યા ઉષાનો અનિરુદ્ધ સાથે વિવાહ કર્યો. તેના પુત્ર પ્રદ્યુમ્નનો વિવાહ પણ માયાવતી સાથે થયો હતો, જે અનાર્ય અસુર શમ્બરનાજ અધિકૃત દેશમાં પ્રકટ થઇ હતી. શમ્બરનો પ્રદ્યુમ્ને પોતે નાશ કર્યો હતો. શામ્બરી માયા હજી સુધી પ્રસિદ્ધ છે

પરંતુ ક્રૂર અનાર્યોનું બળ આ વખતે બહુજ ક્ષીણ થઈ ગયું હતું દેશને તે વખતે અનાર્ય પ્રકૃતિવાળા આર્ય રાજાઓનોજ ડર હતો. નરક રાજાએ હજારો કન્યાઓને પોતાના કિલ્લામાં કેદ કરી હતી, (કૃષ્ણે સોળહજાર કન્યાઓ સાથે વિવાહ કર્યાની વાત મહાભારતમાં મળતી નથી) પરંતુ જરાસન્ધ કે જે મગધનો ચંદ્રવંશી રાજા હતો, તેણે છ્યાસી રાજાઓને જીતી પહાડની ગુફામાં કેદ કરી રાખ્યા હતા. જરાસન્ધ બ્રાહ્મણોનો મોટો ભક્ત હતો. જરાસન્ધના ડરથી બીજા સર્વ રાજાઓ કંપતા હતા જેમ શરીરની અંદર તમામ અશુદ્ધ રૂધિર એકઠું થઇ એક ગુમડું નીકળી આવે તેમ દરેક દુષ્ટ લોકોનો અગ્રેસર શિશુપાળ હતો. હિરણ્યકશિપુ દૈત્ય હતા. રાવણ વેદનો ટીકાકાર અને બ્રાહ્મણનો પુત્ર હતો. પણ સંસર્ગ દોષથી રાક્ષસ બની મનુષ્ય–સમાજથી પતિત થઇ ગયો હતો. પરંતુ શિશુપાળ તો મનુષ્ય હતા વળી નહિ રાક્ષસ, નહિ દૈત્ય, મનુષ્ય પણ નહિ, કૃષ્ણના સબંધી, વસુદેવની બહેનના દીકરા, ચેદિયોના શાસક, અને માહિષ્મતીના મહારાજા હતા તેણે જે ષડ્યન્ત્ર રચ્યો હતો તેમાં ભારતવર્ષ અત્યાચારના અથાગ સાગરમાં અનન્તકાળને માટે ડુબી જાત તેના પ્રયત્નથી પૌંડ્રક, ભગદત્ત, દન્તવક્ર, રૂક્મ આદિ અનેક રાજાઓ જરાસન્ધના પક્ષમાં આવી ગયા હતા, અને તેને ભારતના અધીશ્વર માનવામાં સંકોચ કરવા લાગ્યા નહિ. ત્યા સુધી કે, સ્વયં રૂક્મિણીના પીતા, શ્રી કૃષ્ણના શ્વસુર, વિદર્ભ એવા મોટા રાજ્યના અધિષ્ટાતા, મહારાજ ભીષ્મક પણ જરાસન્ધને મળી ગયા હતા એવી અવસ્થામાં શ્રી કૃષ્ણને કદાચ ભારતનો ઉદ્ધાર કરવો હોત, તો તે પણ થઇ શકત. તેમણે ધર્મરાજ યુધિષ્ઠિરને રાજસુય યજ્ઞ કરવાનો ઉપદેશ કરી ભીમ દ્વારા જરાસન્ધનો કૌશલથી નાશ કરાવ્યો અને શિશુપાલના સર્વ અપરાધ ક્ષમા કરવાની સાથે પોતાની પ્રકૃતિની પ્રેરણાથી

તે પોતે તેમની તેજોગ્નિમાં પતંગની માફક કૂદી પડ્યા. પછી જ્યારે શ્રી કૃષ્ણે જોયું કે, કૌરવ કોઇ રીતે સુધરવાના નથી, અને તેઓ પ્રથમ દરજ્જાના અધર્મી અને દુરાચારી છે, જેના પ્રચંડ પાપ પૂર્ણ પ્રતાપ આગળ ભીષ્મ અને દ્રોણ જેવા મોટા મોટા વિશ્વ વિજયી સરદારોને, અને વિદુર અને સંજય જેવા મોટા મોટા રાજનીતિ-વિશારદ રાજ્યકુશળ મહામંત્રિઓને, ભરી સભામાં માથું નમાવી ચુપચાપ શકુનિનું કપટ-દ્યૂત અને દ્રૌપદીના વસ્ત્ર હરણનું દારૂણ દશ્ય પરવશ બની જોવું પડ્યું હતું, તો તેમણે મહાભારતના યુદ્ધને પણ રોકવું પસંદ ન કર્યું. શ્રી કૃષ્ણે દેશના કલ્યાણ માટે દરેક પક્ષપાત છોડી દઇ જે પ્રમાણે પાંડવોથી કૌરવોનો વધ કરાવ્યો હતો, તે પ્રમાણે પોતાના ઉદ્ધત કુટુંબનો પોતે નાશ કર્યો હતો ધર્મરાજ યુધિષ્ઠિરના રાજ્ય માર્ગમાં દેશ-હિતમાં આવે તેવી કોઈ અડચણ રહેવા ન દીધી પૃથ્વી પર કલિ-કાળ આવવાનો હતો જેથી શ્રી કૃષ્ણે જૂની મયળી ખટપટોને દૂર કરી, દૂષિત રૂધિરને રૂધિરનીજ ધારા દ્વારા વહેવડાવી, મનુષ્યને ફરી એવો અવસર આપ્યો કે તેઓ સુધરે, અને કલિના ફંદમાં ન ફસાય. આ અવસરનો પુરો લાભ નહિ લેવાનો દોષ, શિથિલતા અને માનસિક દુર્બળતાથી અધોગતિ પ્રાપ્ત થવાનો દોષ, શ્રી કૃષ્ણ પર નહિ, પણ મનુષ્ય-માત્ર પર મૂકવો જોઇએ

કહેવાય છે કે, મહાભારત કરી શ્રી કૃષ્ણે ભારતવર્ષના પૌરૂષનો નાશ કર્યો, અને તેની સ્વાધીનતાનો લોપ કરી દીધો, એ બિલકુલ યોગ્ય નથી જ્યારે પરશુરામે એકવીસ વખત ખોળી ખોળીને ક્ષત્રિઓને માર્યા હતા, ત્યારે પણ ક્ષત્રિઓનો લોપ થયો નહોતો. ઘણાં કૂળમાં ઘણાં બાળકો બચી ગયા હતા. જેના નામ પૂર્ણ રૂપથી મહાભારતમાંથી મળી આવશે. મહાભારતનું અશ્વમેધ પર્વ વાંચવાથી જણાશે કે, મહાભારત પછી પણ અનેક ક્ષત્રિય રાજાઓ વિદ્યમાન હતા. મહારાજા યુધિષ્ઠિરે અર્જુનને માફ આજ્ઞા આપી દીધી હતી કે, જે કોઇ મહાભારતમાં મરી ગયા હોય, તેના કોઈપણ સંબંધીને હવે તું મારીશ નહિ મહાભારત પછી ક્ષત્રિઓનો લોપ ન થયો, પણ ઘોડા વખત સુધી નિર્બળતા તો અવસ્ય રહી.

ગીતા સંસાર સાહિત્યમાં એક અપૂર્વ પુસ્તક છે. પરંતુ ગીતા સ્વયં કહેવામાં આવે છે, તે અદ્વિતીય છે અને તેથી અમર છે.

ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રમાં એકત્ર લડવાને માટે તૈયાર શસ્ત્ર ઉઠાવેલ કૌરવો અને પાંડવોની અઢાર અક્ષૌહિણિઓની વચ્ચે ફક્ત એક રથ ઉભો છે તે રથ અર્જુનનો છે. અર્જુનની અવસ્થા એ પ્રત્યેક મનુષ્યની અવસ્થા છે. મનુષ્યના જીવનક્ષેત્રમાં અનેક ઠેકાણે મુશ્કેલીઓ આવી પડે છે. એક ધર્મમાં આમ નહિ કરો અને બીજામાં આમ અવશ્ય કરો એમ કહે છે. ત્યારે મનુષ્ય નિરાશ થઇ જાય છે, પણ ગીતામાં પ્રત્યક્ષ જવાબ છે.

ગીતાનું જ્ઞાન અનન્ત છે. તે પર ભારત વર્ષના મોટા મોટા વિદ્વાનોએ ટીકાઓ લખેલ છે; તે વિના શ્રીકૃષ્ણના જીવનના ઉદ્દેશનેજ નિષ્ફળ સમજવો જોઇએ. જેથી અહિ તેનો થોડો ઘણો સારાંશ જણાવવો આવશ્યક છે

ભગવાને કહેલું છે કે, મનુષ્યે નકામો શોચ ન કરવો જોઇએ. દુ:ખ અને કલેશ તેને જરા પણ વ્યાપ્ત ન થાય અને કદી મૃત્યુ ન આવે તો શોચ શાનો! મનુષ્યના આત્માનો કદી નાશ થતો નથી. તેનું જીવન અનન્ત છે દેખાવ તરીકે મનુષ્ય સંસારમાં મરણ પામે છે, પરંતુ ખરી રીતે તો તે જીવતો રહે છે. મનુષ્યે મૂળ અવસ્થામાં હમેશાં રહેવાનું સમજવું જોઇએ આ સંસારી જીવનનેજ પોતાનું મૂળ જીવન ન માની લેવું. પ્રશ્ન એ છે કે, તે મૂળ સાચા જીવનને મનુષ્ય કેવી રીતે પ્રાપ્ત કરી શકે! અને જોવું જોઇએ કે, તે સાચું જીવન આ સંસારનું જૂઠું જીવન કેમ થઇ જાય છે? શ્રી કૃષ્ણ કહે છે કે, તે માયાના કારણથી થાય છે. માયા કેમ પેદા થાય? કોઈપણ મનુષ્ય કર્મ કરે છે, તેનું ફળ મળે છે, અને તે ફળને તે ભોગવે છે સુખ દુ:ખ જે કાંઇ હોય તે તેને ભોગવવું પડે છે. તે પોતાનો વખત આ જૂઠા સ્વર્ગ-નરક રૂપ સંસારમાં વિતાવ્યા કરે છે, જેથી આ માયાનો, આ જૂઠા સંસારનો, અને આ જૂઠા જીવનનો અંત નથી આવતો. જો માયાથી મુક્ત થઇ જાય, તો તે જીવ પણ મુક્ત થાય અને મોક્ષ પ્રાપ્તિ થાય.

માયા કેમ છૂટે? શ્રી કૃષ્ણે કહ્યું છે કે,

કર્મોથી જ તે પેદા થાય છે, અને કર્મો થીજ તે નાશ પણ પામે છે. પણ કેવાં કર્મોથી? તો કહે છે કે નિષ્કામ કર્મથી. નિષ્કામ એટલે ઇચ્છા રહિત, સ્વાર્થ રહિત અને વાસના રહિત કર્મ. તે કર્મોનું કાંઇ પણ ફળ નથી મળતું, કેમકે તે ફળની ઇચ્છાથી કરેલ નથી, તેનું ફળ તમારે માટે નહિ પણ બીજાને માટે થશે સંગ્રામમાં સિપાઇઓ યુદ્ધ કરે છે, શત્રુઓને મારે છે, પણ તે સેનાપતિની આજ્ઞાથી તેમ કરે છે પોતાની ઇચ્છાથી નહિ તેનું કર્મ નિષ્કામ છે તેનું પાપ-પુણ્ય તેને લાગતું નથી. શ્રી કૃષ્ણ કહે છે કે, મનુષ્યને ઇશ્વરના સિપાઇ બનવુ જોઇએ જે કાંઈ ઈશ્વર કરાવે તે આખ બંધ કરી નિષ્કામપણે કરવુ જોઇએ. ઈશ્વરને ભલાં કામ પ્રિય છે મનુષ્ય તે કામ કરે, પણ કામના છોડીને કરવુ જોઇએ પરિણામ એ આવશે કે, તેને તે કર્મોનું કાંઇ ફળ નહિ મળે, તે ધીરે ધીરે કામનાથી રહિત બની જશે. સ્વર્ગ-નરકના પરિભ્રમણથી છૂટી જશે. માયા તેને છોડી દેશે. આ મૂઠું જીવન પણ છૂટી જશે, તેનો મોક્ષ થઇ જશે અને તે સાચા જીવનને પ્રાપ્ત થશે, કેમકે તેનો નાશ તો થઇ જ શકતો નથી."

'મોક્ષને મનુષ્યો એવો કઠિન સમજતા હતા, કે કરોડો જન્મ-જન્માતરો ગયા બાદ પ્રાપ્ત થઇ શકે, અને તેથી સીધો રસ્તો બીજો કયો હોઇ શકે? બુદ્ધિ અનુસાર એ બિલકુલ યોગ્ય છે પરંતુ નિષ્કામ કર્મ એજ મોક્ષનો સીધો અને સરળ રસ્તો છે. એજ ભગવાનની શિક્ષા છે, કલિકાલમા સીધો રસ્તો બતાવવાની જરૂર હતી અને તેથીજ ભગવાનનો જન્મ થયો હતો.

માયાનો નાશ કરવાને માટે બીજા પણ રસ્તા છે શ્રી કૃષ્ણે, ભક્તિ, જ્ઞાન અને કર્મ એ ત્રણ રસ્તા બતાવ્યા છે એ ત્રણેની પ્રશંસા કરી છે, અને એ ત્રણેનો અરસપરમ સબંધ બતાવ્યો છે. કયું સીઢીથી મનુષ્ય કેટલે દુર પહોંચે છે અને કયા માર્ગથી તેને ઓછી મુશ્કેલી પડે છે, તે ભગવાનનાં ઉપદેશથી પ્રકટ થાય છે. પરંતુ સર્વથી સરલ માર્ગ અથવા સીઢી નિષ્કામ કર્મજ છે અને તે શ્રી કૃષ્ણનો સર્વથી મુખ્ય ઉદ્દેશ છે.

નિષ્કામ કર્મના વિષયમા શ્રી કૃષ્ણનો એ ઉપદેશ છે. જો મનુષ્યમા વિદ્યા હોય તો તે સસારના સર્વ પ્રાણી પ્રત્યે પ્રેમ રાખશે, જો તેને સર્વ જીવો પ્રતિ પ્રેમ હશે તો તેને પ્રકૃતિથી પ્રેમ થશે, જો પ્રકૃતિથી પ્રેમ થશે તો પ્રકૃતિના આત્માથી પણ થશે, જો પ્રકૃતિના આત્માથી પ્રેમ થશે તો તે પરમાત્માપર ભરોસો રાખશે, જો પરમાત્મા પર ભરોસો રાખશે તો તેનું કર્મ પણ નિષ્કામ થશે. નિષ્કામ કર્મોથી માયાનો નાશ થશે, ભવસાગરથી મોક્ષ મળશે, અને સાચુ જીવન પ્રાપ્ત થશે

ગીતામાં તો એ ભાવ છે કે જે આખા સંસારને એક કરે છે. મનુષ્ય માત્ર ભગવાનની આગળ બરાબર છે ભગવાને કહ્યું છે કે—

કોઇ મહા દુરાચારી પણ મારી અનન્ય રૂપથી સેવા કરે, તો તેને સાધુ માનવો જોઇએ.'

'જે જે, જેવા જેના ભક્ત બની તેની શ્રદ્ધા પૂર્વક પૂજા કરે, તો હું તેમા તેની ભક્તિને દઢ કરૂ છુ'

'દેવતાઓની ભક્તિ કરનારા દેવ લોકમાં જાય છે, પિતરોની ભક્તિ કરનારા પિતૃ લોકમાં જાય છે, ભૂતોની ભક્તિ કરનારા ભૂત લોકમાં જાય છે, અને મારી પૂજા કરનારા મારા લોકમાં આવે છે.'

'પત્ર પુષ્પ, ફળ જળ, જે કાંઈ અને ભક્તિ પૂર્વક અર્પણ કરવામાં આવે છે, તે હું પ્રસન્નતાપૂર્વક ગ્રહણ કરૂં છું.'—જેમ સુદામાના ચોખા અરે વિદુરની ભાજી

'જે મારી જે પ્રકારે સેવા કરે છે, તેને હુ તે પ્રમાણે ભજુ છુ.

'જે પોતા સમાન દરેકને એક સરખા જુએ છે, અને સુખ-દુ ખ બરાબર સમજે છે, તે યોગી છે'

'મારાથી પર બીજું કાંઇ નથી જે કાંઇ કરો, ખાઓ, આપો, યજ્ઞ કરો, તપ કરો, સર્વ મને અર્પણ કરો'

સસારના ઇતિહાસમાં વેદને છોડી દઇ ગીતાજ પરમ જૂનું પુસ્તક છે. જેમાં ચોખે ચોખું સર્વથી પહેલાં, પરમેશ્વર દ્વારા પોતાનો માર્ગ પ્રકટ કરવાનું વર્ણવ્યું છે. ગીતાથી વધારે હિતકારી ઉપદેશ સંસારને કયાં મળે છે?

દરેક સંસારી માણસે પ્રથમ ભગવદ્‌ગીતાનો પૂરો લાભ ન લીધો, તો તે હવે લેવાને તૈયાર થઇ રહ્યા છે. ધીમે ધીમે પૂર્વ, પશ્ચિમ, યુરોપ, અમેરિકા ચારે તરફ આ અમૂલ્ય રત્નનો પ્રકાશ ફેલાઇ રહ્યો છે, અને મનુષ્ય માત્ર પોતાના સાચા જીવનને જાણી રહ્યા છે

શ્રી કૃષ્ણ કહે છે કે, જ્યારે જ્યારે ધર્મનો ક્ષય અને અધર્મનો અભ્યુદય થાય છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું, મર્યાદા પુરુષોત્તમના બે અક્ષર 'રામ' નામને પણ હુ પરમેશ્વરનુ નામ માનું છુ. ત્યા કૃષ્ણને કોઈ વિશેષ નામ લઇ નથી પોકારતું, પણ ફકત 'ભગવાન'જ કહે છે. તેને માટે તે નામ યથાર્થ છે ભગવાનથીજ સર્વ કાંઇ છે.

જ્યાં સત્ય છે, ધર્મ છે, લજ્જા છે, અને સીધાપણું છે, ત્યાંજ ભગવાન મળી આવે છે. ત્યાંજ જય થાય છે.

ભગવાન શ્રીકૃષ્ણે જયનો—સસાર જયનો—સીધો અને 'સરલ રસ્તો' બતાવ્યો છે, પછી 'यत्र कृष्णस्ततो जयः' એમ કેમ ન કહે?

જેના હૃદયમાં કમલદલ—લોચન—દુરિત—દુખ-મોચન, વૃન્દાવન—વિહારી, ભક્ત ભયહારી, ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર રહેશે તેનો અનન્ત વિજય થશે. તેમાં બીલકુલ સન્દેહ નથી. પ્રત્યેક હિન્દુને, પ્રત્યેક પ્રાણીને એજ કહેવાનુ કે:—

"ગીતાને ન ભૂલો. શ્રી કૃષ્ણને ન ભૂલો. નિષ્કામ માર્ગથીજ કલ્યાણ છે ભગવાનથીજ નિર્વાણ છે."

શિવાધાર પાણ્ડેય

---

## आंतरिक इच्छा शक्तिनो उन्नतिमां उपयोग.

(અનુસંધાન ગતાંકથી)

કોઈ પણ વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રથમ મનમા ઉત્પન્ન થાય છે, જ્યાં સુધી તેની ઇચ્છા મનમાં ન ઉત્પન્ન થાય ત્યા સુધી કોઇ પણ વસ્તુ પ્રત્યક્ષ મળતી નથી આજે આપણે જગતમાં જે જે મનુષ્યોને ઐશ્વર્યશાળી જોઈએ છીએ તે સર્વેએ તે ઐશ્વર્ય અને સમૃદ્ધિ મેળવવાની પ્રથમ પોતાના મનમા ઇચ્છા કરેલી, અને તે ઇચ્છાના પરિણામ રૂપે જ તે તેમને પ્રત્યક્ષ પ્રાપ્ત થયેલી હોય છે આજે પણ જેને જેને સમૃદ્ધિની ઇચ્છા હોય તેમણે પોતે ધારેલી ઇચ્છાને સિદ્ધ કરવા માટે તે વસ્તુની સુક્ષ્મ રૂપે પોતાના મનમા કલ્પના કરવી જોઇએ અને તેમણે તેવા અનુકુળ વિચારોનું સેવન કરવુ જોઈએ.

મનુષ્ય માત્રે પોતાના પ્રયત્નની સિદ્ધિને માટે પોતાના પ્રયત્નને અનુકુળ જ વિચારનુ સેવન કરવું જોઇએ. તેના માનસિક ભાવ પણ પોતાના પ્રયત્નને અનુકુળ જ હોવા જોઇએ આજે ઘણા માણસો પ્રયત્ન કરવા છતાં પણ તેમાં નિષ્ફળતાને અનુભવે છે કારણ કે તે પ્રયત્ન જે દિશામાં કરે છે તેથી અવળી જ દિશાના વિચારનું સેવન કરે છે. જે પદાર્થને માટે પ્રયત્ન કરવામાં આવે છે તેથી બીજી જ વસ્તુની આશા રાખે છે, અને તેથી તેવા વિરોધી ભાવનું સેવન કરવાંથી પ્રયત્નમાં નિષ્ફળતાને અનુભવે છે કોઈ પણ પ્રયત્ન કરતા પહેલા તેમા સફળતા મળશે જ, એવી પોતાના પ્રયત્નમા શ્રદ્ધા રાખવી જોઇએ. અને સફળતા કે વિજય મળશે જ એવો દૃઢ નિશ્ચય થતા આરંભેલા કાર્યની સિદ્ધિ થવામાં વિલબ લાગતો નથી.

ધનની ઇચ્છા રાખવી, તેને માટે પ્રયત્ન કરવો અને મોઢેથી કહેવુ કે 'શુ કરીએ ગરીબ છીએ, દરિદ્રી છીએ, ખાવાના સાંસા પડે છે, આવા ગરીબીમાં લઇ જનારા વિચારોનું સેવન કરીએ તો પછી ધનવાન થવાની આશા જ ન રાખવી. આશા કંઇ રાખવી ને વિચારો કંઇ કરવા એ

આશાને જડમૂળથી ઉખેડી નાંખનાર છે વિચારાનુસાર કલ્પના ખડી થાય છે, અને કલ્પના પ્રમાણેની વસ્તુ બાહ્ય જગતમાં આપણને પ્રાપ્ત થાય છે માટે જે મનુષ્યે પોતાના કાર્યમાં સફળતાને પ્રાપ્ત કરવી હોય તેણે તો આશા અનુસાર જ વિચારનું સેવન કરવું જોઈએ. તેણે તો સુખ, સમૃદ્ધિ, ઉન્નતિ અને શુભના જ વિચારનું સેવન કરવું જોઈએ.

આપણે જે દિશા તરફ આપણા મુખને ફેરવીએ છીએ તે દિશામાં આવેલી વસ્તુઓને જ આપણે જોઈએ છીએ. જો તમે દરિદ્રતા કે કાયરતાની તરફ તમારા મોંને રાખશો તો તમારી ગતિ તે તરફ જ રહેશે, જો તમે તેથી અવળી દિશા તરફ તમારૂં મો ફેરવશો, તેવા વિચારનો ત્યાગ કરી તેને ધિક્કારશો, તેવી વાતોને તમારા મનમા જ નહિ લાવો તો તમારી ઉન્નતિ થશે અને સમૃદ્ધિના આનંદપ્રદ ભુવનમાં તમારો પ્રવેશ થવા માંડશે.

ઘણા મનુષ્યો વિપરીત ભાવનાથી પોતાનુ કાર્ય કરે છે, અર્થાત તેને પોતાને સમૃદ્ધિશાળી થવુ હોય છે, પોતાને ધનવાન કે ઐશ્વર્યસંપન્ન થવાનો વિચાર હોય છે પણ તેના હૃદયમાં પોતે તેવા થઇ શકશે તેને માટે અવિશ્વાસ હોય છે, અને તેથી જ તેને પોતાના પ્રયત્નની સિદ્ધિ થએલી જણાતી નથી. મનુષ્યને તેની દરિદ્રતાના અને અર્થહીનતાના વિચાર, સફળતાને માટે સંશય અને ભયજ તેને પોતાના આત્મવિશ્વાસમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરી હમેશા ગરીબ, દરિદ્રી અને લાચાર બનાવી રાખે છે.

તમારે ધનવાન થવાની ઇચ્છા હોય તો પછી ગરીબીના વિચાર ન કરવા. તમે જો ધનવાન થવાના પ્રયત્નમાં તમારી તમામ શક્તિનો ઉપયોગ કરતા હો તો પછી તમારે તમારા મનનો ભાવ સૌભાગ્ય અને સમૃદ્ધિયુક્ત રાખવા જોઈએ. જો તમે તમારી આસપાસના વાયુ મંડળને દરિદ્રતાના વિચારોથી ભરી દેશો તો પછી તમારામાં એવા સંસ્કાર જામી જશે કે પછી તમે કોઇ પણ વખતે તમારા તરફ પૈસાનું આકર્ષણ કરી શકવાના જ નહિ.

મારાથી થઈ શકે તેમ નથી, ધનવાન્ થવાની મારામાં યોગ્યતા નથી, મારામાં તો બુદ્ધિ પણ નથી, મારી આશા ઉપર પાણી ફરી વળ્યું છે, મારા નસીબમાંજ ઐશ્વર્ય નથી." આવા વિચારોનું સેવન કર્યા કરશો ત્યાં સુધી તમે તમારા પ્રયત્નમાં ફળીભૂત થવાના નહિ, આથી તો તમે તમારા હાથે જ તમારા ઉપર વિપત્તિના પહાડને ખેંચી પાડો છો અને સુખ ને શાંતિને ખોઇ બેસો છો. આથી તમારો વિજય પ્રાપ્ત કરવાનો માર્ગ ઘણો જ કઠિન થઇ જાય છે કારણ કે જેટલી વાર તમે આવા વિચારો કર્યા કરો છો તેટલી વાર તમારામાં તેવા સંસ્કાર પડે છે. અને તેથી તમે આ જગતમાં કોઇ પણ એવું મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી.

વિચાર એ ચુંબક રૂપ છે. જેમ લોહચુમ્બક લોઢાને પોતાના પ્રતિ આકર્ષિત કરી શકે છે તેમ તમારા વિચાર પણ પોતાનું મન જેની ચિંતા કરતું હોય છે તે વસ્તુને પોતાના પ્રતિ આકર્ષણ કરી શકે છે જો તમારૂં મન ગરીબીના, કે આધિ વ્યાધિના, ભયના કે વિપત્તિના વિચારોમાં રમતું હશે તો તમને તેવી જ સ્થિતિ પ્રાપ્ત થશે. તમે જે પ્રકારના વિચાર કરો છો તે વિચારોથી ઉલટું ફળ તમને મળવાનું જ નહિ પણ તમે જેવાં વિચારનું સેવન કરશો તેવી જ સ્થિતિ તમને પ્રાપ્ત થશે. તમારી કાર્ય નિપુણતાનો આરંભ પ્રથમ તમારા મનમાં જ થાય છે અને તમારો માનસિક ભાવ જ તમારી ભવિષ્યની ઇમારતનો પાયો રચનાર છે,

જો તમે હમેશા ક્ષુદ્ર વ્યવસાય યાતો તુચ્છ વ્યાપારના જ વિચાર કરતા રહેશો, તેને માટે પ્રયત્ન કરતા હશો, તેની જ આશા રાખ્યા કરશો અને હમેશા તેના જ વિચારોમાં તમારા મનમાં નિરાશાના ભયના અને શંકાના વિચાર કર્યા કરતા હશો, શું કરીએ વખત નાજુક આવ્યો છે, વ્યાપારમાં ખોટ આવતી જાય છે, કાલે શું થશે તેની ખબર નથી, આવા ઉત્સાહને મંદ કરનાર વિચારો વારંવાર મનમાં રટણ કર્યા કરશો તો તમને તમારા વ્યાપારમાં નિષ્ફળતા મળવાની, વ્યાપારની ઉન્નતિ કરવાનાં સર્વ દ્વાર તમારે માટે બંધ થએલાં જણાશે અને તમને તમારા ધંધામાં ખોટ જણાશે. તમે તમારા વ્યાપારમાં સફળતા મેળવવા માટે

ગમે તેટલી મહેનત કરતા હો તોપણ જો તમે અસફળતાના, ભયના અને સંશયના વિચાર કરતા હશો તો જરૂર તમારો પ્રયત્ન નિષ્ફળ જશે, તમારી અથાગ મહેનતને તે વિચારો ધૂળમા રગદોળી દેશે અને છેવટે તમને નિરાશ બનાવી દેશે.

આપણે દરેક કાર્ય કરતા પહેલાં તે કાર્યમાં સફળતા મળશે જ એવી શ્રદ્ધા રાખવી જોઇએ, સત્યનું પાલન કરવાથી હમેશા સત્યનો જ જય થાય છે આશાવાદી થવું એ મનુષ્ય પ્રાણિને માટે અમૃત તુલ્ય છે. જેમ સૂર્યથી વનસ્પતિને જીવન મળે છે તેવીજ રીતે આશાવાદથી મનુષ્યોમાં જીવનશક્તિનો સંચાર થાય છે. તે આપણા જીવનને બનાવે છે, સૌંદર્યની અલૌકિક છટાથી વિભૂષિત કરે છે અને તેનો વિકાસ કરે છે. જેમ સૂર્યથી વનસ્પતિ ખીલી નીકળે છે તેમ આ આશાવાદથી માનસિક શક્તિયો ખીલી નીકળે છે. પ્રયત્નમાં વિજય મેળવવાની ઇચ્છાવાળાએ તો હમેશાં આશાવાદી થવું જોઇએ.

નિરાશાવાદનું પરિણામ એથી ઉલટું આવે છે, તે ભયંકર રાક્ષસરૂપ છે તે જો આપણામાં ઘર કરે છે તો પછી આપણી ઉન્નતિ થઇ શકતી નથી જે મનુષ્ય દરેક પદાર્થની અંધકારમય બાજુને જુવે છે, તે હમેશા ખરાબ અને અસફળતાનાં વચનો જ મોમાંથી કાઢ્યા કરે છે જે કેવળ જીવનના અંધકારમય અને અપ્રીતિકર અંશને જ જોયાં કરે છે તેવા માણસો હમેશાં દુઃખ અને દરિદ્રતાની રાહ જોયાં કરે છે.

દરેક પદાર્થ પોતાના ગુણોને જ પ્રકાશિત કરે છે, અને જે પોતાના સમાન ગુણ ધર્મવાળા હોય છે તેવા પદાર્થોને પોતાના તરફ આકર્ષિત કરી શકે છે. જો કોઇને સુખી અને સમૃદ્ધિશાળી થવાની ઇચ્છા હોય, તો તેણે સુખ અને સમૃદ્ધિના જ વિચાર કર્યા કરવા જોઇએ. અને હંમેશાં પોતાના મનને તેવા શુભ વિચારથી ભરેલું રાખવુ જોઇએ. અને પોતાના આત્માને ઉદાર બનાવવા જવું જોઇએ. જેને ગરીબીનો ભય છે તેની પાછળ ગરીબી ખાઈ પીને પડે છે. કોઈ પણ પદાર્થ પોતાનાથી વિપરીત ગુણવાળાને પોતાના તરફ આકર્ષિ શકતો નથી મનુષ્ય જેવા વિચારને સેવે છે તેવા પદાર્થો તેને મળે છે. જો તેને સુખી થવું હોય તો પછી તેણે દુઃખના વિચારોનો ત્યાગ કરવો જોઈએ. જો તેણે ધનવાન થવું હોય તો પછી ગરીબીના વિચારનો ત્યાગ કરવો જોઇએ.

જે પદાર્થનો તમને ભય લાગતો હોય તેનો કોઇ પણ રીતે સંબંધ રાખવો નહિ, તે તમારી ઉન્નતિના અને તમારા વિકાસના ઘોર શત્રુ રૂપ છે. તેનો સમૂળગો નાશ કરો, તમારા મનમાંથી તેનો ત્યાગ કરો અને તેને ભુલી જાવ. તમે જેને ચ હાતા હો, જે મળવાથી તમારા આત્માને સંતોષ અને આનંદ થાય તેવાજ વિચારોને તમારા મનોમંદિરમાં સ્થાન આપો. આથી તમને જણાશે કે જે પદાર્થની તમને ઇચ્છા હતી તેજ પદાર્થ તમારા તરફ આકર્ષાઈ આવે છે.

આપણે જે પ્રમાણમા આપણા કાર્યની સાથે, કે ઉદ્દેશની સાથે આપણો મનોભાવ રાખીએ છીએ તે અનુસાર આપણો તે કાર્ય કે ઉદ્દેશની સાથે ગાઢ સબંધ થઇ જાય છે. જો તમને તમારી સ્થિતીથી અસંતોષ થતો હોય, અને વિચાર થતો હોય કે શું મારે જન્મારો આવી દશામાં કાઢવો પડશે, આટલું બધું વૈતરૂં કરવા છતાં પણ આઠ, દશ કે પંદર વીસ રૂપીયા કરતાં વધુ નહિ મળે. આવા ઉદ્ગારો નીકળતા હોય, છતાં પણ તમે રાતદિવસ ગરીબીના અને દુઃખનાજ વિચારો કર્યા કરશો તો તે વિચારો તમને અવનતિરૂપી ખાડામાંથી બહાર નીકળવા નહિ દે.

તેથી ઉલટા જો તમે તમારા ભવિષ્યના પ્રકાશને જોતા રહેશો, જો તમને શ્રદ્ધા હશે તો તમે જલ્દીથી આ ક્ષુદ્ર જીવનમાંથી નીકળીને ઉન્નતિના શિખર ઉપર પહોચી શકશો અને તમારા ક્ષુદ્રજીવનમાંથી નીકળીને જ્યાં સૌંદર્ય, શાંતિ અને આનંદનું સ્થાન છે તેવા સુખમય જીવનપ્રતિ જઇ રહેશો જો તમારી અભિલાષાઓ નિર્દોષ હશે, જો તમે તમારી આંખને તમે એ એકજ ઉદ્દેશ પર જોડી રાખશો, કે જેને માટે તે જરૂર સિદ્ધજ થશે એવી તમને શ્રદ્ધા છે, અને તમારામા તે કામ જરૂર કરીજ શકવાની યોગ્યતા છે એવી જો શ્રદ્ધા હશે તો જરૂર તે કામ તમે સિદ્ધ કરીજ શકવાના.

જો તમે તમારા મનમા એવો નિશ્ચય કરી શકશો કે અમુક કામ મારાથી સિદ્ધ થઇ શકશે,

અમુક ઉદ્દેશને વળગી રહી તે કાર્યને સફળતા પૂર્વક સિદ્ધ કરીજ શકીશ તો તમારા મનમાં જે મનોવાચ્છિત ફળને પ્રાપ્ત કરાવી શકે તે ઉત્પાદક શક્તિ આવી વસશે- અને તમારા કાર્યમા તે તમને મદદ કરશે

પોતાના આત્મામાં વિશ્વાસ હોવા છતા, પોતાના હાથમાં લીધેલા કાર્યને હકારવાની યોગ્યતા ઉપર પૂરો ભરોસો હોવા છતા પોતાના ઉદ્દેશ ઉપર નિરંતર પોતાની આખ રાખવા છતાં અને તેની પ્રાપ્તિને માટે યોગ્ય પ્રયત્ન કરવા છતાં પણ સફળતા કે વિજય પ્રાપ્ત ન થયો હોય એવો એક પણ મનુષ્ય જોવામા આવ્યો નથી. ઉચ્ચાભિલાષા પ્રથમ આત્મ પ્રેરણાજ તરીકે જણાય છે, અને પછીથી સિદ્ધિના રૂપમાં દેખાય છે.

જો તમારે ઉચ્ચ સામર્થ્ય સંપન્ન થવુ હોય તો હમેશા તમારા વિચારો ઉચ્ચ અને મહત્ અને તેને માટે હમેશા યત્ન કરતા રહેવુ જોઇએ અને જે કાઇ કરવાની કે મેળવવાની ઇચ્છા થાય તેને કરવા કે મેળવવા માટે પ્રયત્ન કરતાં તેમા શંકા કે સશય ન રાખો કોઇ પણ કાર્યની સિદ્ધિ ન થવા દેનાર સશય છે. તે આપણી ઉત્પાદકશક્તિને નષ્ટ કરે છે. આપણી ઇચ્છાઓને શક્તિહીન બનાવી દે છે, આપણને નિરૂત્સાહી બનાવી પગ ઢીલા કરે છે માટે કોઈ પણ વસ્તુને મેળવવાની ઇચ્છા થતા તે મળશે કે કેમ એવો સંશય ન કરો પણ પોતાના હૃદય ઉપર હાથ રાખી અને એવી દૃઢ આશા રાખો કે મને જેની જરૂર છે તે જરૂર મને મળશેજ એજ માટે હું સર્જાયો છુ.

તમારે હમેશાં મનમા એવા વિચાર રાખવા કે હુ સફળતાને માટે, વિજયને માટે, સુસ્વાસ્થ્યને માટે અને સુખને માટેજ જન્મ્યો છું મને તેનાથી કોઇ વિહીન કરી શકે તેમ નથી આ પ્રકારના આશામય વિચારનુ સેવન કરી તેના દૃઢ સંસ્કારોને તમાગમાં જમાવી દો. તમારા અતિમ વિજય પર નિશ્ચયાત્મક વિચાર પ્રકટ કરવાની શક્તિ મેળવો અને તેના ચમત્કારિક ફળને જુવો કે તે પોતાના મનોવાચ્છિત પદાર્થો કેવી રીતે તમારા તરફ ખેચી શકે છે પણ યાદ રાખજો કે તમારે તમારા ઉદ્ગારોમાં, કે તમારા વિચારોમાં એક તલ માત્ર પણ સશય ન રાખવો.

શક્તિ સાગર પરમાત્માની એવી ઇચ્છા નથી કે મનુષ્ય પોતાની પરિસ્થિતિના ગુલામ બની રહે, પણ તેની ઇચ્છા એવી છે કે, મનુષ્ય પોતાની પરિસ્થિતિ પોતાની મેળે રચી શકે આપણી માનસિક શક્તિયો આપણી મરજી પ્રમાણે વર્તનારી છે જે વસ્તુની આપણને જરૂર હોય તે આપણને તે આપી શકે છે જો આપણે તેના ઉપર વિશ્વાસ રાખીએ, તેના ઉપર આધાર રાખીએ તો તે આપણને ઉત્તમમા ઉ મ વસ્તુ આપણને આપે છે. નિશ્ચયાત્મક પ્રકૃતિવાળા મનુષ્યો જ જગતમાં મહાન કાર્યો કરી શકે છે ઘણા માણસો બહારના પ્રભાવથી પોતાની નિશ્ચયાત્મક પ્રકૃતિને નિષેધાર્થક પ્રકૃતિમાં બદલી નાખે છે અને પોતાની આત્મશ્રદ્ધાને ગુમાવી બેસે છે. તેનો પોતાની શક્તિમાથી વિશ્વાસ ઉઠી જાય છે, કેમકે તે લોકોના નિરાશાજનક વચનોથી અજાઇ જાય છે તે હમેશાં લોકોના અપૂર્ણતાના વિચારો સાંભળ્યા કરે છે, બીજા માણસો તેને કહે છે કે તમને પોતાના વ્યવસાયનું જ્ઞાન નથી, તમે હાલ જે ધંધો કરો છો તેને તમે યોગ્ય નથી આ સાભળી તેની શરૂઆતમા જ શક્તિ કમ થઈ જાય છે. અને પછીથી તે, તે કાર્ય પ્રથમ જેના ઉત્સાહથી કરી શકતો નથી, તે પોતાની વિચાર અને નિર્ણય કરવાની શક્તિને ગુમાવી બેસે છે, કોઈ મહત્ત્વપૂર્ણ કાર્યનો નિર્ણય કરતાં ભય પામે છે, તેનુ મન ઠેકાણે રહેતું નથી અને આવી રીતે તે નેતા થવાને બદલે અનુયાયી બની જાય છે.

આપણા આત્મામા એક એવી અલૌકિક શક્તિ રહેલી છે કે જેનુ આપણે વિવેચન પણ કરી શકતા નથી તેને આપણે સારી રીતે ઓળખી શકી એ છીએ. તે આપણી આજ્ઞાઓનુ પાલન કરે છે અને આપણા નિશ્ચયને પરિપુષ્ટ કરે છે ,

જો આપણે એવો વિચાર કરીને એ પ્રમાણે માની બેસીએ કે "હુ તો તુચ્છ છુ, ક્ષુદ્ર છું, બીજા કરતાં હીન છું." તો આપણા આત્માના રેજીષ્ટરમા એ સર્વ વાતો લખાઇ જશે અને તેનું પરીણામ એ આવશે કે આપણે પણ તેવા જ બની જઇશું જો આપણે તંગીના, કમજોરપણાના, અયોગ્યતાના અને અકર્મણ્યતાના વિચારોને જ

કર્યા કરીશું તો તેનું પ્રતિબિમ્બ આપણા આત્મામાં પડશે કે જેનું પરિણામ પણ અશુભ જ આવવાનું એથી ઉલ્ટું જો આપણે નિશ્ચયપૂર્વક એવું માનીશું કે જગતની તમામ ઉત્તમોત્તમ વસ્તુ મેળવવાને હું અધિકારી છું, તેનાં ઉપર મારો સ્વભાવિક હક છે, અને તે મેળવવા માટે મારામાં સામર્થ્ય છે, વળી મારામાં એવું સામર્થ્ય છે કે શક્તિ મારી છે, સ્વાસ્થ્ય મારૂં છે, આધિ, વ્યાધિ, નિર્બળતા અને વિરોધની સાથે મારો કાંઇ સબંધ નથી અને આ પ્રકારની ઉચ્ચ ભાવનાનું નિરંતર સેવન કરવાથી આપણામાં એવી ઉત્પાદક અને નિશ્ચયાત્મક શક્તિ ઉત્પન્ન થશે કે જેથી આપણી સર્વ અભિલાષાઓ, સર્વ મનોરથોને, અને જીવનના ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરી આપણી પતિત દશાને સુધારી શકીશુ.

# पदभ्रष्ट जर्मन सम्राट कयझर.

કહત સમય બળવાન હૈ નહિ પુરૂષ બલવાન
કાબે અર્જુન લુંટીયો એહિ ધનુષ્ય એહિ બાન.

કાલ કરે તે કોઇ ન કરે—જેની આંગળીના માત્ર ઇશારાથીજ નરમ મુલાયમ બની જર્મનો જીવને જોખમે પણ આજ્ઞા ઉઠાવતા અને જેની મહત્વાકાંક્ષા ખાતર જર્મનોએ સવાચાર વર્ષથી દેશની આબાદી, જાનમાલ, કુટુમ્બકબીલો વગેરેની ખાનાખરાબી થઇ છતા તેની લેશ પણ ગણના ન કરતા તેમણે ઘોર રણસગ્રામ ખેડયો, એ નામવર, જર્મન સમ્રાટ કેયઝરને તા૦ ૧૦ મીએ રાજપાટ છોડી, મોટરમાં ભરાઇ, જર્મની છોડવુ પડયુ અને હોલાંડમાં ભરાઇ બેસવુ પડયુ છે, તેનો પાટવી કુંવર ગોળીથી હણાયો છે, અને તારસમાચાર કહે છે તેમ હોલાંડમા તેને નજરકેદ કરવામાં આવશે આનુ નામ તે કાલબળ જેણે જર્મન પ્રજામા જર્મન રાષ્ટ્રીયતાની ભાવના ખીલવી, જેણે જર્મનોને ઉદ્યોગહુન્નરની કેળવણીમાં પાવરધા કર્યા, જેણે જર્મન વ્યાપાર કે જેને દુનીયાના વ્યાપારમા અગ્રસ્થાન અપાવ્યુ, જેણે જર્મન ખુસ્કી અને તરીના લશ્કરોને ઉચ્ચ પ્રતિના બનાવ્યાં, જેણે દુનીયામાં જર્મન પ્રજાને એક અગ્રણી વ્યાપારી અને વિશ્વમા સત્તાધારી થવાના લોભનુ અને વિશ્વમા લોહીની નદી વહેવડાવ્યાના પાપનું ફળ ભોગવી, એજ જર્મન પ્રજાથી ડરી, હોલાંડ ભાગી ગયો. આ સંબધમાં માત્ર कालाय तस्मै नम કાલે ભગવાનનેજ નમસ્કાર હોજો, એજ ઉદ્ગાર પૂરતો છે

જન્મથી લશ્કરી વાતાવરણમાં ઉછરવિશ્વમાં મોટું જર્મન સામ્રાજ્ય સ્થાપવાના લોભથી પ્રેરાયલા અને એ લોભના સાર્યાં નાની પ્રજાઓની સ્વતંત્રતાને છુંદનારા અને ન્યાય તથા આંતર રાષ્ટ્રીય કાયદાનાં ધોરણ ઉપર પગ મૂકનારા, કયઝર બીજા વીલીયમનો જન્મ બર્લીનમાં સને ૧૮૫૯ ના જાન્યુઆરીની તા૦ ૨૭ મીએ થયો હતો. એ હિસાબે આવતા જાન્યુઆરીમાં તે ૬૦ વર્ષનો થાત. તે સને ૧૮૮૮ ના માર્ચમાં ૩૦ વર્ષની વયે ગાદીએ આવ્યો. એ હિસાબે ગયા જુનમાં રાજ્ય ચલાવતાં તેને ૩૦ વર્ષ થઇ ગયાં અને તા૦ ૧૦-મી નવેમ્બરે ૩૦ વર્ષ અને પાંચ મહીના રાજ્ય ભોગવી તેણે રાજ્યપાટનો ત્યાગ કર્યો છે, તે જર્મનીને બીનવનાર પહેલા વીલીયમનો પૌત્ર છે, અને કુશળ રાજ્યનીતિ નિપુણ બિસ્માર્કનો ચેલો છે. તેનો પિતા પ્રુશીયાનો ફ્રેડરીક હતો, જેણે માત્ર ત્રણ મહીનાજ રાજ્ય ચલાવ્યુ હતું તેની માતા ગ્રેટબ્રિટનના મહારાણી વિક્ટોરીઆની પુત્રી હતી

તેના દાદા પહેલા વીલીયમે બચપણમાંથી કુમાર વીલીયમને ભવિષ્યના એક રાજાને ગોગ્ય

થાય એવી લશ્કરી તાલીમ તેમજ રાજ્યકાર્યની કેળવણી આપવાની ઉમદા વ્યવસ્થા કરી હતી. તેને કેળવણીજ લશ્કરી વાતાવરણથી યુક્ત મળેલી છે, તે ૭ વર્ષની વયે આવ્યો, ત્યારે તેને અડગ નીતિનિયમન માટે પંકાયલા ડૉ૦ હિન્ઝ્ઝ પીટરની દેખરેખમાં રાખવામાં આવ્યો અને તે એની નિત્ય લશ્કરી તાલીમ અને વિદ્યાભ્યાસ ઉપર દેખરેખ રાખતો હતો. તેના રાજવંશ 'હોહેન ઝોલેર્ન'નો એવો સ્થાપિત નિયમ છે કે રાજકુમાર દશ વર્ષની ઉમ્મરે પુગતાં લાલનપાલનની ઉપર વટાવી ગયેલો ગણાય અને તે ત્યારથીજ તેને એક ગવરનરની દેખરેખ હેઠળ રીતસરની લશ્કરી તાલીમ લેવી પડે અને લશ્કરી કાયદા કાનુનો પ્રમાણે વર્તવુ પડે, ખરી રીતે તો પ્રુશીયાના રાજાએ પહેલો છોકરો જન્મ થતા વેંતજ એક લશ્કરીની કારકીર્દીમાં દાખલ થયાનુ લેખાય છે તે સમયથીજ તે ગાર્ડ-ડુ-કોર-જર્મનીની પહેલી પંક્તિની પહેલી રીજીમેંટનો વડો ગણાય છે અને જ્યારથી તે બોલતો તથા ચાલતો થાય છે, ત્યારથી જ તેની લશ્કરી તાલીમ શરૂ થતી મનાય છે.

**દશથી ત્રીસ વર્ષની તાલીમ**–દશ વર્ષની વયે વીલીયમ (હાલનો કયઝર)ની. નામાંકિત અને રાક્ષસી અને ફ્રેડરીક ધ ગ્રેટ જેમને માટે અભિમાન ધરાવતો હતો તે, જર્મન પોસ્ટડમ ગાર્ડના લેફ્ટેનન્ટ તરીકે નિમણુંક થઈ સને ૧૮૭૪ મા સોળ વર્ષની વયે તેને કેસેલની કસરતશાળામાં મોકલવામાં આવ્યો હતો, તે પછી બે વર્ષ તેણે અભ્યાસમાં ગાળ્યાં, પરંતુ ૧૮૭૬ માં તેને હુઝાર્ડ ગાર્ડનો કર્નલ નીમવામા આવ્યો અને તેને માથે પાછી, તેના સ્વભાવને વિશેષ અનુકુળ લશ્કરી ફરજો આવી પડી આમ તેને લશ્કરી તાલીમ નાનપણથીજ અને તે વિશેષ ભાગે મળતાં રાજ્યકાર્ય, મુત્સદ્દી કાર્ય, રાજ્ય નીતિકાર્ય આદિની તાલીમ જુવાનીમાં બહુજ થોડી મળી હતી. એનું મુખ્ય કારણ એ હતું કે તેનો દાદો પહેલો વીલીયમ વયે પુગી ચુકયો હતો અને તેના બાપનુ શરીર માંદુ રહેતું હતુ, તેથી તેને જેટલો બને તેટલો વહેલો રાજ્યગાદી માટે લાયક કરવાનુ કાર્ય તાકીદથી ચલાવવાનુ હતુ સને ૧૮૮૮ ના માર્ચમાં પહેલો વિલિયમ મર્ણ પામ્યો અને તેનો પિતા શાહનશાહ ફ્રેડરીક નામ ધારી ગાદીએ આવ્યો પણ તે માંદો સાજો રહેતો હોવાથી રાજ્યવહીવટનાં કાર્યોની જાતે નિરીક્ષા કરવા અશક્ત હતો, તેથી તેણે એવું શાહી ફરમાન કાઢ્યુ હતુ, કે "રાજ્યકુમાર વીલીયમે તેને બતાવવામાં આવે એવાં રાજ્યકાર્ય ઉપાડી લેવા." એજ વર્ષના જુન માસમા પાઠાના રોગથી ફ્રેડરિક મર્ણ પામ્યો અને કયઝર વીલીયમ બીજો ગાદીએ આવ્યો.

**ઢંઢેરો અને જર્મન શાહનશાહતની ભાવના**–વિલીયમ બીજાએ રાજ્યગાદીએ આવતાં પોતાના પિતાના કરતાં પણ જર્મન પ્રજા પ્રત્યે વિશેષ ઉદારતા દાખવનારો જાહેર ઢંઢેરો બહાર પાડયો હતો પરંતુ તેની ઉદારતા અને સમભાવનો મેળ તેના પિતાના ઢંઢેરામા દર્શાવેલી ઉદારતા સાથે ખાય એવો નહોતો તેની વલણ મોટે ભાગે શાહનશાહ પહેલા વિલીયમ અને મુત્સદ્દી વજીર બિસ્માર્કની જર્મન શાહનશાહત ખીલવવાની વલણને મળતી હતી. વીલીયમ બીજાએ ગાદીએ આવતા લશ્કર પ્રત્યેના ઢંઢેરામાં જણાવ્યુ હતું કે "આપણે એક બીજાને માટે જન્મેલા છીએ અને એક બીજા સાથે સબધ ધરાવીએ છીએ." તેણે પ્રજાને તો શાહનશાહી દબદબાભરજ જણાવ્યુ હતું કે "હુ એક ન્યાયી અને દયાળુ રાજા થઇશ, પવિત્ર ભાવનાને પોષીશ અને પ્રભુનો ડર રાખીશ, સુલેહ, જાળવીશ, દેશનું કલ્યાણ વધારીશ, ગરીબો અને સંકટ-પામતા જનોનો મદદગાર થઇશ અને જે વાજબી છે તેનો રક્ષક થઇશ." થોડા દિવસ પછી તેણે પાર્લમેન્ટ ખુલ્લી મુકી અને તેમા પણ જણાવ્યું કે "હુ મારા દાદાની સ્વદેશની તેમજ પરદેશની રાજ્યનીતિ ચાલુ રાખીશ"

**અનુકૂલ સંજોગો**–વીલીયમ બીજો રાજગાદીએ ઘણાજ અનુકુળ સમયે આવ્યો હતો. તે વેળા તેના દાદા વીલીયમ પહેલાનું વ્યક્તિત્વ જર્મન પ્રજાની આંખ આગળથી લગાર પણ ખસ્યુ નહતું જર્મન પ્રજાની પ્રતિષ્ઠાને જમાવનાર વીલીયમ પહેલા પ્રત્યેનો તેમનો પૂજ્યભાવ અખંડ હતો, તેમ તેના પિતાની પૂજ્ય આકૃતિ પણ તેમની આગળ તરવરતી હતી આ ત્રણ ભાવનાઓ વીલીયમ બીજાની પ્રત્યે પણ અત્યાર સુધી જર્મન

પ્રજાની હતી રાજ્યઅમલના આરંભથીજ તેને અ-
નુકૂલ સજોગો મળ્યા, તેને પહેલા વીલીયમની દે
ખરેખ હેઠળ તાલીમ મળી, અને રાજ્ય અમલના
આરંભમાં ઓગણીસમી સદીના પાછલા વર્ષ
ભાગમાં, યુરોપમાં થઇ ગયેલા સૌથી મોટા રાજ્ય
નીતિકુશળ અને રાજ્યઘટના વિધાયક, બિસ્માર્કની
સલાહનો અનુપમ લાભ મળ્યો તેનો લશ્કરી
સલાહકાર મોલ્ટકે (Moltke) હતો તે તેના જમા-
નાનો નિ:શંક સૌથી વિશેષ પાવરધો લશ્કરી
યુક્તિવિધાયક લેખાતો હતો મોલ્ટકે જો કે વૃદ્ધા-
વસ્થાએ પૂગ્યો હતો છતાં પૂર્ણ રાજ્યભક્તિથી
જુવાન શાહનશાહની સેવા ઉઠાવવાનું કબૂલ કર્યું,
જો કે પાછળથી વૃદ્ધ ઉમરને લીધે તેણે સલાહ-
કાર પદનું રાજીનામુ આપ્યું હતું. તેના ગયા પછી
કાઉન્ટ વોલ્ડરની અને તેના પક્ષકારોએ બિસ્મા-
ર્કની સાવચેતી ભરી રાજ્યનીતિને કોરાણે મૂકા-
વવામાં વીલીયમ બીજાના મન ઉપર સંગીન કાબુ
મેળવ્યો.

**બે મોટી ચિંતાઓ**—વીલીયમ બીજો ગાદીએ
આવ્યો ત્યાર પછી તેને બે મોટી ચિંતાઓ ઉપ
સ્થિત હતી. ફ્રાન્સ અને રશિયાના સબંધોએ તેના
મનમાં સજ્જડ ભય ઉભો કર્યો હતો આથી
પોતાના અમલના પહેલા વર્ષમા તેણે યુરોપનાં
ઘણાં મોટા રાજ્યોની મુલાકાત લીધી તેમ એ
રાજ્યોના રાજાઓને નિમંત્રણથી બર્લિન બોલાવ્યા
તે વેળા બર્લિનમાં બ્રિટીશોના વિરૂદ્ધ પણ જર્મન
લાગણી હતી પરંતુ ૧૮૮૯ મા કૈઝરે પોતાની
નાદીમા રાણી વિક્ટોરીઆની મુલાકાત લીધી તે
વેળા એ સબંધી ગેરસમજ દૂર થઇ કહેવાતી
હતી. તે પછીથી લાગલાગટ ૫ વર્ષ સુધી કૈઝર
ઇગ્લાંડની મુલાકાતે આવ્યો હતો, અને બ્રિટન
તથા જર્મની વચ્ચેના રાજ્યદ્વારી સબંધો ઘણા
નિકટ થયા હતા. તેણે ઓસ્ટ્રિયા અને ઇટલી
સાથેના સબંધો વિશેષ ગાઢ કર્યા અને રશિયા
સાથે ભાઇચારાના સબંધો બાંધવા યત્ન પણ
કર્યો. પરંતુ રશિયા અને ફ્રાન્સે ૧૮૮૯ મા અગત
કરારો દ્વારા ગાઢતા વધારી, પણ ખરા કરારો
૧૮૯૦ માં થયા જો કે તે પછી ૧૮૯૦ મા
રશિયાના ઝાર બર્લીનની મુલાકાતે આવ્યો હતો.
૧૮૯૦ માં કૈઝર બીજી વાર રશિયાની મુલાકાતે
ગયો અને છેલ્લી વાર તે અને ઝાર એલેક્ઝાન્ડર
કીલ ફીલની નહેર આગળ ૧૮૯૧ માં મળ્યા

**બિસ્માર્કનું રાજીનામુ**—બિસ્માર્ક ઘણોજ
બુદ્ધિશાળી અને જમાનાનો ખાધેલો, પાકો મુત્સદી
હતો. તેણે ૧૮૯૦ સુધી જર્મની અને ખરૂં કહીએ
તો યુરોપની સત્તાતુલાનું ત્રાજવું કુનેહથી બરોબર
ટકાવ્યુ હતું પરંતુ કૈઝરને રાજ્યસત્તા અતિશય
પ્રિય હતી બિસ્માર્કને પોતાની મુત્સદીગીરીમાં
એટલો બધો વિશ્વાસ હતો કે કૈઝરને પોતાનું
કોઇ મુત્સદી કાર્ય પૂરૂં રચાઇ ચૂકવા પછીજ તેથી
વાકેફ કરતો કૈઝરને આ રીતિ ગમી નહીં અને
બન્ને વચ્ચે આખરે ૧૮૯૦ ના માર્ચની તા
૧૮ મીએ તૂટ્યુ છતાં કૈઝરે પોતાના ગુરૂને
પૂરતા માન અને રાજ્યવિભવ સાથે રહે તેની સોઇ
કરી આપી હતી.

**જર્મન સામ્રાજ્ય અને જર્મન નૌકા-
બલનો અતલગ સંબંધ**—કૈઝરનો એક મોટામાં
મોટા આશય, જેમ તેના દાદા વિલિયમ પહેલાએ
જર્મન લશ્કરને બેનમુન બનાવ્યું હતું તેમ કાફ-
લાને અનુપમ બનાવવાનો હતો. તેની એવી માન્યતા
હતી કે જો જર્મન સામ્રાજ્યે વિશ્વમા પોતાનો
સિક્કો બેસાડવો હોય તો તેણે એક વિશાળ અને
સર્વાંગ કાફલો તૈયાર કરવોજ જોઇએ. ૧૮૮૮ મા તે
ગાદીએ આવ્યો ત્યારે કાફલા પાછળ ૩,૭૫,૦૦,૦૦૦
ખર્ચ થતો હતો તે ૧૯૧૪ મા વધીને રૂ.
૩૬,૫૯,૫૦,૦૦૦ ખર્ચ થતો હતો આટલો ગ-
જાવર ખર્ચ કરવામાં કૈઝરને હરેક યુક્તિપ્રયુક્તિ
ખંતપૂર્વક કામે લગાડવી પડી હતી. આમા તેને
આખા જર્મન સામ્રાજ્યમાંથી વિરૂદ્ધતા નડી હતી.
તે કહેતો કે, લોકો મારૂં કહેવું સાંભળતા નથી,
પણ પાર્લામેન્ટની કે પ્રજાની વિરૂદ્ધતાથી હું
લેશમાત્ર નિરાશ થનાર નથી મારી ધારણા હું
પાર લાવીશ, અને તેમને બતાવીશ કે એ મારો
ખમેલા મગજનો ખ્યાલ નથી. મારી એ ગંભીર
ઇચ્છા છે કે જર્મન સામ્રાજ્યને પ્રજાઓમાં તેના
સ્થાનને યોગ્ય નૌકાબળ હોવું જોઇએ "

તેણે ૧૮૯૬ માં પોતાના ૨૫મા રાજ્યઅમ
લની વર્ષગાંઠે કહ્યું હતું કે, " જર્મન સામ્રાજ્ય
એ વિશ્વમાંનું એક સામ્રાજ્ય થયુ છે. આપણા
હજારો જર્મનો દુનિયાના સઘળા ભાગોમાં વસે

છે, જર્મન માલ, જર્મન જ્ઞાન, જર્મન સાહસ દરિયાપાર ફેલાયું છે. જર્મની જે માલ દરિયાપાર લઇ જાય છે અને લાવે છે તે હજારોને લાખોની કીમતનો છે. આ વિશેષ મહાન બાહ્ય જર્મન સામ્રાજ્યની ઘટના સ્વદેશના જર્મન સામ્રાજ્ય સાથે ઘટાવવી, એ તમારૂં કામ છે. શહેનશાહી સત્તા એટલે સમુદ્રની સત્તા. સમુદ્રની સત્તા વિના શહેનશાહી સત્તા ટકી શકે નહિ."

**દુનીયામાં જર્મનીનો 'શકો' પાડવાની ભાવના**—કયઝરની ભાવના જર્મની નૌકાબળ ખીલવવા સાથે જર્મનીનો પરદેશ સાથેનો વ્યાપાર ખીલવવાની અને જર્મન સંસ્થાનિક સામ્રાજ્ય સ્થાપવાની પણ ઉત્કટ ભાવના હતી આથી તેણે ૧૯૦૦ માં કહ્યું હતું કે " આ દીલતો મજબુત રીતે આપણા દરવાજા ઠોકી રહ્યા છે અને એક મહાન પ્રજા તરીકે દુનીયામાં આપણું સ્થાન નિભાવવાને અર્થાત્ દુનીયાને દોરમોર ચલાવવાની રાજ્યનીતિ અનુસરવાને આપણને નિમંત્રણ કરી રહ્યાં છે. જર્મનીની મહત્તા માટે મહાસાગરની સત્તા અટલ છે, પરંતુ મહાસાગર એ વાતનું પણ આપણને સ્મરણ કરાવે છે કે તેની ઉપર કે તેની પાર જર્મની સિવાય અને જર્મન શહેનશાહ સિવાય કોઇ મોટો નિર્ણય થઇ શકે નહિ મારો એવો મત નથી કે આપણી જર્મન પ્રજાએ ૩૦ વર્ષ ઉપર પોતાના નાયકની પ્રેરણાથી, એક યા બીજા પરદેશી નિર્ણયોના આઘાતો વચ્ચે લોહી ખાવાને જીત મેળવી હતી, અને લોહી રેડ્યું હતું જો એમ હતું તો જર્મન પ્રજાનો વિશ્વ ઉપરની સત્તાનો અંત એજ વેળાએ આવી જવો જોઇતો હતો અને હું એમ થવા દેવા માગતો પણ નથી અને તેમ ન થવા દેવું, એ મારો ઉમદામાં ઉમદા ખાસ રાજ્ય અધિકાર છે."

કયઝરે આ હેતુથી જર્મન નૌકાબળ અનુપમ રીતે ખીલવવા સાથે સૈનિક બળને પણ ઘણીજ વ્યવસ્થાસર ખીલવ્યું છે. તે યુરોપના તેમજ એશિયાના ઇતિહાસમાં અવરનવર પ્રસંગ પ્રાપ્ત થતાં સુલેહના હીમાયતી તરીકે બહાર પડેલો છે. પરંતુ જર્મન સામ્રાજ્યના સ્થાપક થવાની તેની મહત્વાકાંક્ષા અને તેના લશ્કરી મહાઅંકારોની મનોવૃત્તિ વર્તમાન વિગ્રહમાં ખુલ્લી થયલી છે.

કયઝર મોટે ભાગે પોતાના દાદા વિલીયમ પહેલાએ પ્રાપ્ત કરેલી પ્રજા વિશ્વાસરૂપ તેમજ પ્રજા પ્રેમરૂપ થાપણ ઉપર જીવ્યો છે, એમ કેટલાક કહે છે તે ગમે તેમ હો, પણ તેની અસર. હેઠળનું જર્મની તેની પૂર્વના જર્મની કરતાં તદ્દન જુદીજ ભાતિનું થયું છે અને તેની ઔદ્યોગિક પ્રવૃત્તિ તથા કેળવણી અને વિજ્ઞાનની પ્રવૃત્તિઓ કંઇ નહિ તો વ્યવસ્થા અને પરિણામમાં તો ઉંચી પંક્તિની ગણાઇ છે.

**યુરોપી રાજ્યો સામે ચીટવાટની અખત્યાર કરેલી રાજ્યનીતિ**—યુરોપી રાજ્યોના સંબંધમાં બિસ્માર્કે જે રાજ્યનીતિ અને ખુબી દુરઅંદેશીથી ચલાવી હતી, તેને કયઝરે દૂર ફેંકી દીધી હતી. અમલની શરુઆતમાં તેણે રશિયા સાથે મિત્રાચારીના સંબંધો બાંધવાનું મથન કીધું હતું, પરંતુ જર્મનના પ્રુશીયન 'જકરો' તે વલણથી વિરૂદ્ધ હતા રશિયાને એક મિત્રરાજ્યના નિકટ સંબંધીની અપેક્ષા હતી અને તે માટે ફ્રાન્સમાં તેણે વિશેષ શ્રદ્ધા રાખી. સને ૧૮૯૧ માં પૂર્વ તરફના આપખુદ રાજ્ય રૂશિયાએ પશ્ચિમના પ્રજાસત્તાક રાજ્ય ફ્રાન્સ સાથે તેવા કોલકરાર કર્યા. કયઝરને આ પસંદ ન પડયું. તેણે તે દિનથી ફ્રાન્સ અને રૂશિયા ઉપર કીનો રાખ્યો, કારણ કે એવો સંબંધ કયઝરને જર્મન સામ્રાજ્યની તેની ભાવનાની સિદ્ધિઓ આડે આવતો લાગ્યો ફ્રાન્સ અને રૂશિયા તેનો આ હાલ સમજી ગયાં હતાં. તે પછી અમને જ્યારે જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે ત્યારે રૂશિયા, ફ્રાન્સ અને ઈંગ્લાંડને દબાવવાને ચૂકયો ન હતો.

કયઝરે જો યુરોપની સત્તાતુલાનું ધારણ ટકાવવામાં અને સુલેહગીરીથી કામ લેવામાં ઉંડી સમજ વાપરી હત તો જે બીજી પ્રજાઓની શુભ નિષ્ઠા પોતાને અમૂલ્ય થઇ પડે એમ હતું, તે પ્રજાઓને પણ ખોટું લાગે એવા કામ કર્યાં ન હત પણ જર્મન સામ્રાજ્યની ભાવનાની આડે આવનારા, રાજ્યસંબંધોને તોડવાની મનોવૃત્તિ તે ખાળી ન શકયો. તેણે ૧૮૯૮ બોર વિગ્રહ વેળા તેમના પ્રમુખ ક્રુગરને સમભાવભર્યો તાર મોકલ્યો. તેમ બોર વિગ્રહમાં પણ કેટલીક સાજવારી આદિની મદદ પણ સંગીન કરી હતી. આથી બ્રિટીશ પ્રજાની અભિમાનની લાગણી કુદરતી રીતે દુઃખાઇ.

વળી તેણે આ જાણે ઓછું હોય તેમ ફ્રાન્સ અને બ્રિટનને પોતાની સામે ઉશ્કેરવાનું પગલું ભર્યું ૧૯૦૦ માં તે પેલેસ્ટાઇન ગયો, અને ત્યાં તેણે નાટકી રીતે જો કે તેના રાજ્યમાં એક પણ મુસલમાન પ્રજા ન હતી, છતાં એમ જાહેર કર્યું કે "હું ખ્રીસ્તિ ધર્મવાદીઓ તેમજ મુસ્લીમોનો રક્ષક છું. સુલ્તાન (તુર્કીના) અને દુનીયા ઉપર વિખરાયલા ૩૦ કરોડ મુસલમાનોએ એટલી ખાત્રી રાખવી કે જર્મન શહેનશાહ હમેશાં તેમના મિત્ર તરીકે વર્તશે." જે ૩૦ કરોડ મુસલમાનોને ઉદ્દેશીને તેણે આ વચન કહ્યું હતું તેમાના ઘણાખરા બ્રિટીશ અમલ હેઠળ હતા. બોર પ્રજાને તેણે મોકલેલા સંદેશા કરતા પણ, તેનું આ જાહેરનામું બ્રિટિશોને ખાસ કરીને વિશેષ વાંધાભર્યું હતું ફ્રાન્સને પણ આફ્રિકન રાજ્યને લીધે આમાં પોતાની સામે ભય થતો જણાયો, તેમ રૂશિયાને પણ પોતાના અમલ હેઠળ મુસલમાન પ્રજા હોવાથી ભય લાગ્યો. તેમને સર્વને જણાયું કે કયઝર તુર્કીને લુંટશે અને દક્ષિણ મહાસાગરમાં એક બંદરરૂપ માર્ગ મેળવી જર્મન સામ્રાજ્યની મહત્વાકાંક્ષા પૂર્ણ કરશે. તેણે આ હેતુથી બગદાદ-બાયઝેન્ટાઇન રેલ્વે તુર્કીમાં સ્થાપવી. એશિયા અને હિન્દની છાતી ઉપર પ્રહાર કરવાનો માર્ગ મોકળો કર્યો.

વળી ૧૯૦૮ થી તેણે આ રાજ્યો પ્રત્યેની ચીઢવનારી રાજ્યનીતિ શરૂ કરી, ૧૯૦૮ ના ઓક્ટોબરમાં તેણે ઓસ્ટ્રીયાનો પક્ષ લેઇને રૂશિયાનું ઉઘાડું અપમાન કર્યું. તેણે બોઝનીઆ પ્રાંત ઓસ્ટ્રીયાને કબજે કરવા દીધો તે પછી હાલનો વિગ્રહ શરૂ થયો તે દરમ્યાન છ વર્ષમાં તેણે બે વાર યુરોપની સુલેહશાંતિ ભયમા આવે એવાં પણ પગલાં ભર્યા હતાં તેણે ફ્રાન્સનું આફ્રિકન સંસ્થાન મોરોક્કો લેવા યત્ન કીધું હતું. પણ બ્રિટિશની સમયસરની, મક્કમ નૌકાબલની સ્થિતિથી તે એમાં ફાવ્યો નહોતો

**હાલના યુદ્ધની તૈયારી**—ઇંગ્લાંડ સાથે મિત્રાચારી તુટે એવાં પગલાં પણ તે અવારનવાર ભરતો ગયો હતોજ. જર્મનીના લેખકો બર્નહાર્ડી આદિએ ઇંગ્લાંડ ફ્રાન્સ આદિ સાથે ઘોર યુદ્ધ મચશે એથી આગાહી કરી જર્મન પ્રજાને ભારે ઉશ્કેરી હતી

આ સર્વથી જણાશે કે વર્તમાન વિગ્રહ-યુરોપી યાદવાસ્થળી માટે જર્મન સમ્રાટ્ કયઝર, તેના "જંકર" લશ્કરી સલાહકારો વર્ષો થયાં તૈયારી કરી રહ્યા હતાજ અને જર્મન પ્રજા પણ કટિબદ્ધ થઇ હતી.

**ઓડનું ચોડ વેતરવાની પ્રકૃતિ**—જર્મન કયઝર યુરોપના રાજકર્ત્તાઓમાં એક અનન્ય વ્યક્તિ લેખાય છે. તેની જોડી અન્ય રાજકર્ત્તાઓમાં મળવી મુશ્કેલ છે. યુરોપના કેટલાક ભાગમાં અને યુરોપની બહાર કયઝરના સંબંધમાં ઘણી ગેરસમજુતી પ્રચલિત છે. કેટલાકનું એવું માનવું છે કે કયઝર એક ઉચ્છૃંખલ, લાગણીના પ્રબળ વેગમાં ગમે તે કરી બેસે એવો, ઉતાવળીયો રાજ્યકર્તા છે જર્મનોના વિશિષ્ટ ગુણ કયઝરમા છે અને તે જર્મનત્વનો વાસ્તવિક પ્રતિનિધી છે જર્મન પ્રજામા જે કંઇ ઉન્નત છે તે સર્વ તેનામા છે, તેમ જર્મનોમાં જે કંઈ ન્યૂનતા, તેમ અવગુણો છે તે પણ કયઝરમાં છે. યુરોપમાં અને વિશેષે કરીને ઇંગ્લાંડમાં કયઝરના સંબંધમાં જે માન્યતા છે તે ભ્રમજનક છે, એમ જર્મનીથી પરિચિત અને જર્મન વિષયોના અભ્યાસકોનું કહેવુ છે. જો કે જર્મન સમ્રાટ્ ઘણોજ પ્રવીણ, પાકટ વિચારનો, અનુભવી અને કુનેહબાજ છે, છતાં એટલું તો નક્કી છે કે તેનો સ્વભાવ ઘણો ઉતાવળીઓ છે, અને દુર્વાસાની માફક ઓડનું ચોડ ઘણી વાર વેતરી બેસે છે, કે જેમ તેણે વર્તમાન વિગ્રહમા વેતર્યું છે

**કયઝરની સર્વગ્રાહી બુદ્ધિશક્તિ**—મનુષ્ય એ દેવ નથી, અને મનુષ્યને હાથે ભૂલ થવી એ તો સાહજીક છે. એ વાત તો નિશ્ચિત છે કે યુરોપના સર્વ રાજકર્ત્તાઓમા કયઝર યુરોપની રાજનીતિથી વિશેષ જાણીતા છે જર્મનીના કટ્ટા શત્રુ અને પ્રખ્યાત ઇતિહાસવેત્તા સ્વ ડૉ. એમીલરીયકના શબ્દોમાં કહીએ, તો "યુરોપિયન રાજનીતિના ભવિષ્યમા બનવા યોગ પ્રશ્નોથી, તે સમસ્ત યુરોપમાં ઉત્તમ રીતે માહીતગાર મનુષ્ય છે." તે જાતિ અનુભવથી યુરોપનાં મોટાં રાજ્યોથી માહીતગાર છે. તે સર્વ મોટાં રાજ્યોની ભાષા બોલી શકે છે, અને તે રાજ્યોના ઇતિહાસ તો કયઝરને લગભગ પાઠ છે, એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ

નથી. યુરોપના રાજકીય વાતાવરણમાં ઉપસ્થિત થતા બનાવો ઉપર તેનું ધ્યાન સતત જતું અને તેના પ્રધાનમંડળના અંદર સભ્યો આવા વિષયની પીગત કયઝર સમક્ષ રજુ કરતા હતા જનહિતના ઘણા વિષયોથી તે અચ્છી રીતે વાકિફગાર છે. દેશનું મંથન કરતાં પ્રશ્નોનું તેણે આતુરતાથી અધ્યયન કરેલું છે તેની આહકતા સબળ છે. જે વિષે કયઝરને કંઇ કહેવાનું ન હોય એવો ભાગ્યેજ કોઇ પણ વિષય હશે! અરાજકતા, મજુર વર્ગોના રહેવાનાં ઘર, રણસામગ્રી, કળામંદિર, કાયદા, શાસ્ત્ર, વ્યાપારને અંગે કરવામાં આવતી તહ, નહેર, ટેલીફોન, નૌકાસૈન્ય, કેળવણી, વહાણ બાંધવાની વિદ્યા, પ્રાચીન શોધખોળ, જર્મન ધર્મપ્રસારક સંસ્થા આદિ અનેક વિષય ઉપર તેણે અવરનવર ભાષણો આપ્યા છે

આ સિવાય એની અનેક બાબતો ઉપર પ્રસંગાનુસાર કથન કથ્યા છે. કયઝરમાં વક્તૃત્વશક્તિ ઈશ્વરદત્ત છે. તે છટ્ટાદાર રીતે બોલી શકે છે કયઝર લડાયક જહાજ ઉપર ભાષણ આપતો હતો, વા બોન યુનિવર્સીટીના વિદ્યાર્થીઓને સંબોધતો હતો, વા સૈનિકો સમક્ષ ઉપસ્થિત હતો વા વિજ્ઞાન મંડળના પ્રમુખસ્થાને હતો, વા ઇતર રાજ્યપ્રતિનિધિ મંડળમાં બોલતો હતો તે સર્વ સ્થળે પોતાની કહેવાની મતલબ સુદાસર અને સચોટ રીતે કહી જતો હતો. આ કાંઇ રમતનું કામ ન હતુ ખરેખર કયઝરની આહક બુદ્ધિ અપૂર્વ છે. ટેરેન્સનો જે સુદ્રાલેખ હતો તે કયઝરનો પણ ભાસે છે. "Nihil humni a me alienum puto" એટલે "સર્વ ક્ષેત્રીનું જીવન એ મારૂં ક્ષેત્ર છે, લીલા ભૂમિ છે." સર્વ વિષયનું તેને થોડું ઘણું જ્ઞાન છે, અથવા તો એક અમેરીકન કહે છે તેમ "કયઝર એક સંપૂર્ણ અખબાર નવેશ છે." કયઝરે જર્મનીનું હીત સાધે એવાં કાર્યો કર્યાં છે, જર્મનીને કયઝરે આગળ વધાર્યું છે.

જર્મન રાષ્ટ્રીયતાનો ઉચ્ચ આદર્શ—કયઝરનાં ભાષણો ઉપરથી એક વાત સ્પષ્ટ જણાઇ આવે છે અને તે એ છે કે કયઝરનું જર્મનીને માટે આંકેલુ આદર્શ ઘણુંજ ઉન્નત હતું. ઈ સ ૧૮૬૬ પછી જર્મનીનાં નાના નાના રાજ્યોમાંથી જે એક સંયુક્ત મહારાજ્ય ઉભુ થયું છે તેને એકત્ર અને વધારે પુષ્ટ કરવામાં કયઝરે પ્રાણતોડ યત્ન કર્યો છે. જર્મનીમાં એક રાજા, એક પ્રજા, એક ધર્મ અને એક સામ્રાજ્ય હોવુ જોઇએ, જ્યાં ધર્મના જુદા જુદા પંથો વચ્ચે નકામો વિરોધ ન રહે અને એકજ ધર્મના વિશિષ્ટ સિદ્ધાંતોને વળગી એક ધર્માધ્યક્ષ નીચે ધર્મ સેવા કરે, પ્રજાજનો પ્રાંતના ભેદને વીસારી મુકી, ભાષાના ભેદને ત્યાગી, પરસ્પરનો ભેદભાવ ભૂલી જઇ, જર્મન—ઐક્યમાં યોજાઇ પરસ્પર હળીમળી સામ્રાજ્યના હિતના કાર્યમા જોડાય અને એક અંગ સમાન થઇ કામ કરે, જર્મન વેપાર—જર્મન વિચાર—જર્મન વિજ્ઞાન દુનિયામાં ફતેહ મેળવે, અને 'ટયુટનીઝમ'નો સંદેશ અને પ્રચાર સમસ્ત દુનીયામાં પ્રસરે, એ કયઝરનો ઉન્નત આદર્શ હતો આવા વિચાર એક વખત નહિ પણ ઘણી વખત કયઝરે પોતાના ભાષણોમાં વ્યક્ત કર્યા છે. મુન્સટરમાં એક મ્યુઝિયમ ખુલ્લુ મુક્તી વખતે કયઝરે કહ્યુ છે કે—"હું મારા પ્રજાજનોને વેસ્ટફાલિયાના રહેનારાઓનું અનુસરણ કરવા ઇચ્છુ છુ. અહીં કૃષિકાર અને વ્યાપારી પ્રોટેસ્ટન્ટ અને રોમન કેથોલીક સલાહસંપથી હળીમળી રહે છે. પ્રશિયાની સાથે કોઇપણ જાતની હરીફાઈ નથી. સ્પર્ધા માત્ર રાજ્યભક્તિમાંજ તેઓ ઇચ્છે છે. અહીંના ભોળા, દૃઢ બાંધાના કૃષિકારો રાજ્યની આબાદાનીનો પાયો છે. અહીંનો વેપાર એ માતૃભૂમિને માટે ગર્વનું અને દુનિયાને ઈર્ષ્યાનું કારણ છે અત્રેના લોકો શરીરે દૃઢ અને સંતોષી છે" એ ભાષણના અંતમા વળી કયઝરે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે જો "ટયુટનીઝમની ભાવના સર્વત્ર વિજય મેળવે તો જર્મનીના વેપાર ઉદ્યોગની ખીલવણીને માટે જે શાંતિની આવશ્યકતા છે તે પ્રાપ્ત થાય."

જર્મન પત્રકારો આ ભાષણને જર્મનનું સમ્રાટનું 'Confession of faith' કહેતા કંઇ નહીં તો જર્મનીનુ અંતિમ લક્ષ્ય કેવા પ્રકારનું હોવુ જોઇએ એની એમાં સૂચના તો છેજ.

મ્યુનિચના સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો૦ લુડવીગ ગોંગોફરની સાથે વાર્તાલાપમાં કયઝરે જણાવ્યુ હતુ કે "જર્મન પ્રજા મારો કહેવાનો મર્મ ગ્રહણ કરી શકતી નથી." એ વાત ખરેખર વાસ્તવિક જણાય છે. કયઝરે કહ્યું હતુ કે "જર્મનીને નિરાં-

શાવાદીઓ (pessimists)ની જરૂર નથી એની કહેવાની મતલબ એ હતી કે જર્મનીમાં માત્ર આ સારું છે, આ ઉન્નત છે, વા આમ થવુ જોઇએ અને આમ થતું નથી, અથવા તો અમુક થયુ તેમ આ—બરાબર નથી. ઠીકરું બાકી રહી ગયું એવુ કહેનારા માણસો માત્ર કૃતકાર્ય થઇ શકતા નથી. જેઓ માત્ર ખાલી વાત કર્યા કરે છે, અને બીજાને સુધારવા કે સુધારણામાં ભાગ લેતા નથી એવા માણસો નકામા છે. તેમનું જીવન વ્યર્થ છે. તેમણે પોતાથી બને તે કાર્યમાં થોડો ઘણો ભાગ લેવો જોઇએ. માત્ર ધ્વસ કરનારી બુદ્ધિ નહીં, પરંતુ કંઇ કાર્ય કરી બતાવનારી શક્તિ પણ જરૂરની છે."

**આત્મશ્રદ્ધામાં અતિ વિશ્વાસ**—કયઝર અતિ શ્રદ્ધાળુ છે, પોતાનામાં શ્રદ્ધા અને એ ઉપરાંત "ટયુટેનીઝમ"ના સંદેશપ્રચારમાં તેને મહત શ્રદ્ધા છે. તેની આત્મશ્રદ્ધા અતિ બળવાન હોવાને લીધે તેણે કેટલીક વખત ઓડતું ચોડ વેતરેલુ છે. માજી જર્મન સમ્રાટ રણકીર્તિનો લોભી હતો. રણસંગ્રામમા લશ્કરને દોરવવાની તેને પ્રબળ લાલસા હતી. પરંતુ પ્રજામાં શાંતિસ્થાપક તરીકે જાહેર થવાનું તે વધારે પસંદ કરતો હતો હાલના યુદ્ધમાં પણ અમુક સંજોગોનો ભોગ થઇ લડાઇમાં તેને ઉતરવુ પડ્યું હતું. કયસરને દરેક બાબતનું થોડું ઘણું જ્ઞાન છે સર્વ જનને પ્રિય થવા તેની ઉલટ હતી, અને એમ કરવા જતા તે ઘણાને પ્રિય નહિ પણ અપ્રિય નીવડયો છે અને જર્મનો તેને જુવેનાલના 'હગ્રી ગ્રક' જેવો ધારે છે, એટલે કે—"A man so various that he seemed to be, Not one but all mankind's epitome, Stiff in opinions, always in the wrong, Was everything by starts and nothing long."

**કયઝરનાં હોંસ અને શોખ**—કયઝરની પ્રકૃતિના સ્વરૂપને સમજવાને એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે કયઝર જર્મનીની આધુનિક ભાવનાનો પ્રતિનિધિ છે, અને જર્મની એ ટયુટેનીક ભાવનાનુ મંદિર છે, વર્તમાન પત્રકારો કયઝરને વિલીયમ—ભાષણ કર્તા William the Speech maker કહે છે કંઇ નહીં તો ૪૦૦ થી વધારે ભાષણો કયઝરે કર્યાં છે. જર્મનીમા વિલીયમને 'Reise Kaiser' એટલે મુસાફરી કરતો કયઝર કહેતા, અને ખરેખર વર્ષમાં છ મહીના તે મુસાફરીમાંજ ગાળતો. કયઝરને પોતાનો જર્મન વાવટો જ્યાં ત્યા ફરકતો જોવાની હોંશ હતી. એમ કરવામાં તેનો હેતુ અંગ્રેજ પ્રજા એટલે કે 'વાવટાની પાછળ વેપાર ચાલે છે' એને અનુસરવાને લીધે પણ હોય' કારણ કે જર્મનોની એથી ઉલટી માન્યતા છે કે જે વેપારની પુઠે વાવટો જાય છે, પોતાને જર્મનીના પ્રતિનિધિ રૂપ લેખવાને લીધે તે વારંવાર એક સ્થળથી બીજે સ્થળે લોકોની નજરમાં રહ્યા કરતો

તેની સૈનિક અભિલાષા વિષે એમ કહેવાય છે કે કયઝરને ભપકો અને લડાઇની ભવ્યતાને જોવાનો અને જોવરાવવાનો શોખ હતો. તેનો પોતાનો માનીતો ફોટો પણ સૈનિકના વેષમાં છે. એ ચિત્રમા કયઝરને પોતાની રીજમીટના સૈનિકના પોષાકમાં તરવાર પર હાથ રાખી, માથાપરના યુદ્ધની ટોપીપર સામ્રાજ્યના ચિન્હ ગરૂડ સાથે મહેલમાથી ઉતરતો દર્શાવવામાં આવ્યો છે. કયઝરને ખરેખર સૈન્યનો વિશેષ શોખ હતો અને સૈન્ય અને સૈનિકોના હક્કનું રક્ષણ કરવા તે સદૈવ તત્પર રહેતો. પ્રશીયન સૈન્ય યુરોપી સૈન્યોમાં ઉત્તમ લેખાય છે કયઝરના સૈન્યપરના પક્ષપાતને લીધે કેટલીક વાર પ્રજામાં બડબડાટ પણ થતો કયઝરનુ સૈન્ય જે વખતે વાર્ષિક યુદ્ધક્ષેત્ર અજમાયશને માટે યોજાતું તે વખતે ઘોડેસ્વારની પલટણમાં પૂર્વે થતી હતી તેવી (Masked-) બુરખો નાખી લડાઇ થતી. આમા ઘણી જાતની ખુવારી પણ થતી. પરંતુ આ રીતે સૈન્યોમા શૌર્ય સતેજ રાખતો. દેશમાં આના વિરૂદ્ધમા ઘણુ લખવામાં આવતું હતુ. છતા તે બંધ પાડયુ ન હતું જર્મન સૈન્યનું બીજું કાર્ય અને તાલીમ ચુપચુપ થતુ હતું અને તેની ઝાઝી ખબર બહાર પડતી ન હતી. સૈન્યના માણસોમાં કયઝર ઘણો પ્રિય છે. તેઓ તેને શ્રેષ્ઠાધિકારી સૈનિક લેખે ચહાતા એટલુંજ નહીં પરંતુ સૈનિકોના હક્કનુ સંરક્ષણ કરનાર તરીકે વિશેષ ચહાતા હતા. જર્મન શહેનશાહને તેના સૈન્યમા જુદાજ નામથી

ઓળખતા. તેઓ તેને લાડમાં હર સેહમત કહેતા. થોડાક વખત ઉપર પોસ્ટડેમથી જતાં કયઝર પોતાના મહેલની પાસે થોભ્યો અને પહેરો ભરતા સંત્રીને બોલાવી તેને તેનું નામ પૂછ્યું. સંત્રી શહેનશાહના રહાસ્યું જોઇજ રહ્યો પછી જવાબ દીધો કે "કહાય હું નહિ કહું" કયઝરે બીજી વાર પૂછ્યું—"આમ કરવાનું કારણ?" સંત્રીએ ફરીથી જવાબ આપ્યો—"હું હિંમતભેર આપને કહી શકતો નથી કે મારૂં—" ત્રીજી વાર ગુસ્સામાં શહેનશાહે પુછયુ ત્યારે તેણે ધ્રુજતાં ધ્રુજતાં જવાબ આપ્યો કે "નામવર! મારૂં નામ પણ હર સેહમેન છે" શહેનશાહ ખડખડ હસ્યો અને તે સંત્રીને બક્ષીસ આપી.

નૌકાસૈન્ય તરફ જર્મન શાહની વલણ ઘણાક ને વખાણુપાત્ર જણાતી ન હતી એવું કહેવાય છે કે જેમ નાનાં બાળકને પોતાના રમકડાં પ્રતિ ચાહ હોય તેવો કયઝરનો તે માટે ચાહ હતો વળી જરમનીને નૌકાસૈન્યની આવશ્યકતા નથી એ વાત મિથ્યા છે, એમ તે કહેતો કોઇ કોઇ વખત કયઝર નાદાન બાળક જેવી વૃત્તિ દર્શાવતો હશે, પરંતુ કયઝરને નૌકાસૈન્યની આવશ્યકતા નથી, એ સિદ્ધાંત અસ્વીકાર્ય હતો આ સિવાય બીજી એક વાત પણ લક્ષમાં રાખવા જેવી છે, અને તે એ કે કયઝરની નસોમાં તેની માતા તરફનું ઈંગ્લીશ લોહી વહે છે અને દરિયાનો શોખ એનું કારણ પણ એજ સંભવે છે, કારણ કે અંગ્રેજોમાં દરિયાનો શોખ વંશપરંપરાથી ચાલતો આવે છે.

કયઝર વિદ્યાકળાનો ઘણો શોખીન છે બર્લિન સુધારવામાં અને તેને શણગારવાને તેણે બનતુ કર્યું છે તે પોતે ઉત્તમ ચિત્રકાર છે, અને તેને જે ચિતારાને કહેવાનું તે શબ્દથી નહીં પણ પેન્સીલથી આંકી બતાવતો.

નાટકના સુધારાને માટે તે ઘણીજ કાળજી ધરાવતો એટલુંજ નહિ પણ 'વારેન્જ' નામનુ નાટક તેણે લખ્યું છે વળી કોઇ કોઇ વાર ઓપેરા પણ જોડી કાઢતો. નાટક કંપનીઓના ડીરેકટરોને તેણે ખીતાબથી નવાજ્યા હતા. ઈંગ્લાંડના સર બિરબોન ટ્રીની કંપની ત્યાં ગઇ ત્યારે તેણે તેને માન આપ્યુ હતું આ ઉપરાત તે ઉત્તમ શિલ્પી છે પરંતુ તેના વિચાર કોઇક વખતે ઘણા વિચિત્ર હોય છે. અને તેની આત્મશ્રદ્ધા બળવાન હોવાથી ઘણી વાર કોઇના કહેવાપર લક્ષ્ય ન આપવાની ગંભીર ભુલ પણ કરી બેસતો. એ આત્મશ્રદ્ધાને લીધેજ. એણે રાજનીતિ નિષ્ણાત બીસ્માર્ક જેવાને રજા આપી હતી એ આત્મશ્રદ્ધાથીજ. તેણે યુરોપની સત્તાતુલાનું ધારણ હચમચાવ્યું અને વર્તમાન યાદવાસ્થળી ચાલી. કરોડોનાં લોહી રેડાયાં, અને આખરે હોલાંડમાં નજરકેદ થવા જેવી સ્થિતિએ આવ્યો જોઇએ છીએ કે મહાન નેપોલીયન બોનાપાર્ટની પેઠે કેદીનો એકાતવાસ ભોગવવા જેવી સ્થિતિમાં તેનું ભાગ્ય તેને મૂકે છે કે નહીં.*

* ગુજરાતીમાંથી.

---




(અનુસંધાન ગતાંકથી.)

## પ્રકરણ ત્રીજું.

દિવાળી વિધવા બની, તેના ઉપર હવે દુઃખનું વાદળ તૂટી પડ્યું વાઘજીભાઇને કાંઇ એવી મિલ્કત નહોતી કે જે ઉપર દિવાળી પોતાનું ગુજરાન નિભાવી શકે જે થોડી ઘણી પુંજી હતી તે વાઘજીભાઇના મંદવાડમા ખપી ગઇ હતી. વાઘજીભાઇના મરી ગયા પછી દિવાળી એકલી ઘેર રહી. કિશોર અને કમળા પણ ત્યા કાણુ કરી પાછાં ગયા. વાઘજીભાઇને મરી ગયે બેએક માસ થયા હશે તેવામાં દીવાળીનો નાનો છોકરો માંદો પડયો અને તે પણ પંદરેક દિવસ પછી મરી ગયો આથી દિવાળીના દુઃખનો પાર રહ્યો નહિ, તેના ભવિષ્યના સુખનો આધાર નષ્ટ થયો હવે શું કરવું તેના વિચારમાં તે અમુઝાવા લાગી. બાળવિધવા, વિધવાપણું શી રીતે ગાળવુ, ગુજરાન શા ઉપર નિભાવવુ અને કેવી રીતે રહેવુ તેના વિચારો તેને આવવા લાગ્યા બાર મહિના તો ખૂણો પાળવો જોઇએ.

કમળાને પણ દિવાળીને માટે ચિંતા થયા કરતી હતી કિશોરને તે વારંવાર દિવાળીને માટે પોતાના વિચારો જણાવતી હતી. હવે તેને સગામા, વ્હાલામાં, જેમાં ગણો તેમાં કમળાજ હતી. પાટીદારની નાતમા પુનર્વિવાહ યાને નાતરા તો થાય છે, પણ બાર ગામના પાટીદારો કુળવાનમાં ગણાય છે જેથી તેમનામાં નાતરાં કરવાનો રિવાજ હોતો નથી. તેથી દિવાળીને કોઇ પણ ઉપાયે વિધવાપણામાં જીંદગી વીતાવ્યા વગર છુટકો નહોતો વહુનો ધંધો તેમનામાં ઓછો મણાતો હતો તેમાં વિધવા થાય એટલે તો તેની કિંમત ઘણીજ ઘટી, એથી દિવાળીને હવે શી રીતે ગુજરાન નિભાવવુ એ મુશ્કેલ થઈ પડયુ, મહેનત મજુરી થાય નહિ, ઘરમાં પૈસા મળે નહિ, આવક નહિ કે કોઈ કમાનાર નહિ, પછી વિધવા દિવાળીએ પોતાનુ ગુજરાન શી રીતે નિભાવવુ? પીયેરમાં જાય પણ ત્યાં તો ભીડું, એટલે હવે શું કરવું તેની ચિંતામાં ને ચિંતામાં તે દિવસે દિવસે સુકાવા લાગી.

વાઘજીભાઇને હવે બાર મહિના થવા આવ્યાં છે, જેથી કમળાએ દિવાળીને પોતાની પાસે રાખવાનો વિચાર કર્યો. જો કે બાર મહિના સુધી તો તે તેને દર માસે ગુજરાન જેટલી રકમ મોકલતી હતી અને તેથી દિવાળી ગમે તેમ દહાડા કહાડતી હતી, પણ હવે કાંઇ તેમ જન્મારો જાય નહિ, અને બાળકબુદ્ધિની, ભરયુવાન દિવાળીને એમ વસો ગામમાં એકલી મુકવી એ પણ ઠીક નહિ. એમ ધારી કમળાએ કિશોરભાઇને પૂછી દીવાળીને મુંબાઈ તેડાવવાનો નિશ્ચય કર્યો.

કિશોરે કહ્યું કે, દીવાળી વસો રહે તેમાંજ સારૂં, તેને આપણે ભલે કાંઈક ગુજરાનનું સાધન ત્યાં થાય તેવી ગોઠવણ કરીએ, વળી તેની દેખરેખ રહે તેવો બંદોબસ્ત કરીએ પણ અહીં લાવવી એ ઠીક નહિ, આજે લોકો એવા છે કે તેને અહીં લાવીએ તો ગમે તે કહે, અને વખતે આપણને અપયશ મળે, પછી તારી મરજી આથી દીવાળીએ કહ્યું કે, ભલેને લોક ગમે તે કહે પણ આપણે તે ગરીબની દયા નહિ લાવીએ તો કોણ લાવશે? અહીં આવશે તો મને પણ કામકાજમા મદદરૂપ થઇ પડશે અને તે પણ દુઃખને ભૂલતી જશે માટે જો આપ કહો તો હું અહીં તેડી લાવું."

કીશોરે કમળાનો ઘણો આગ્રહ જોઇ તેને તેડી લાવવાનુ કહ્યું, તે પછી થોડેક દિવસે કમળા વસો ગઇ

અને સાંઝી દીવાળીને મુંબાઇ તેડી લાવી તેને મુંબાઇ આવવાથી કાંઇક સારૂં લાગ્યું બ્હેનના સહવાસમા દુઃખ ઓછું થવા માંડ્યુ અને દિવસે દિવસે ચિંતા મટવા લાગી.

આ વખતે કીશોરનું વકીલાતનું કામ ધમધોકાર ચાલતું હતુ, નવરાશ મળતી નહી તેમ આવક પણ વધવા માંડી. જેમ જેમ આવક વધવા લાગી તેમ તેમ કિશોર અહોળા હાથે પૈસા ખર્ચવા લાગ્યો. કમળા માટે સારાં સારાં વસ્ત્રો, દાગીના અને તેને જે જોઇએ તે ઉદાર દીલે લાવી આપતો. કમળાને એક પુત્ર પણ થયો હતો તેને રમાડવામાં અને આનંદ વિનોદમા કમળાના દહાડા સુખમા જતા હતા તેને માત્ર દીવાળીનુ વિધવાપણુંજ કાંઇક દુખી કરતું હતું. તે દીવાળીને કોઇ રીતે ઓછુ આવવા દેતી નહિ, અને વખતે દીવાળીને મારે લીધે કંઇ પાછલું સુખ સાંભળી આવી પોતાની સુખી દશાનું ભાન થતાં દુઃખી ન થાય, તેમ તે વર્તતી તેને કદી ઓછુ આવવા દેતી નહિ, પોતે જેવાં કપડાંલત્તાં ને ઘરેણા પહેરતી તેવા તેને માટે કરાવતી, અને પોતાના જેટલુંજ સુખ આપતી. દીવાળીની ઉમર હાલ સત્તર વર્ષની થઈ હતી છતાં તે ઘણી સમજુ હતી. તે પોતાની મોટી બ્હેનની આજ્ઞામાં રહેતી, છતાં તેને ઘણીવાર પોતાના પતિ અને પુત્ર સાંભળી આવતાં, એકાન્તમા જઈ તે રડી, પોતાનું મન ખાલી કરતી હતી. કીશોરભાઇના નાના પુત્રનું પાલણપોષણ કરી તેને ઉછેરવામા ને રમાડવામાં આખો દિવસ તે ગાળતી તેને લઇ તે વારંવાર બહાર ફરવા જતી. કમળા તેને એકલી કઇ જવા દેતી નહિ; તે જ્યાં જાય ત્યાં તેને પોતાની પાસે રાખતી હતી.

કિશોરના મકાનની પાસેજ એક નાનો સરખો બાગ હતો, અને બાગમા એક નાનુ સરખું સુંદર તળાવ હતું દીવાળી ઘણીવાર નવરી પડતી ત્યારે એકલી અથવા તો કમળાના પુત્રને લઇ અહીં બાગમાં આવતી હતી અને તળાવને કિનારે બેસી અથમની વાતો યાદ આવતા રડીને મન ખાલી કરતી હતી. એક વખત દીવાળી કામથી પરવારી તે બાગમા આવી તળાવને કિનારે બેસી પાછલી વાતો સંભાળતી હતી ત્યા તેને એક પછી એક પાછલી વાતો યાદ આવતાં દુઃખના વિચારમાં ગરક થઈ ગઇ હતી. સૂર્ય અસ્ત થયો, ચંદ્રનો પ્રકાશ ખીલી નીકળ્યો, છતાં તેને પોતાની પાછલી વાતોના ધ્યાનમા રાત પડી છતાં ઘેર જવાનું પણ સાંભર્યું નહિ. તે વિચાર કરતી હતી કે કયા પાપકર્મથી સ્ત્રીયો વિધવા થતી હશે! કયા કુકર્મનું આ ફળ મળતું હશે, પરમાત્માએ એકજ માબાપની અમે બે છોકરીઓ છતાં એકને સુખસાગરમાં અને બીજીને દુઃખના ઉંડા કુવામા કેમ ધકેલી દીધી હશે, મે ગયે અવતાર શુ પાપ કર્યું હશે, કે જેથી ભર યુવાનીમાં પતિ અને પુત્રનો વિયોગ થતાં હું અનાથ અને દુખી બની ગઇ હઈશ. મને મળેલુ સુખ હું કેમ ન ભોગવી શકી! આવી અવસ્થામાં જીવવુ તેના કરતાં તો મરવુ સારૂં! શું યમરાજા પણ મને ભૂલી ગયા હશે! હશે હવે તો ગમે તેમ કરી પ્રભુ મારા દહાડા કઢાવજો! હે પ્રભુ! આ દીન અને દુઃખી બાળાના દુખનો જલ્દી અંત આવે તેમ મને તારી પાસે ખેંચી લેજે." આવા વિચારોમાં દીવાળી ગરક થઇ ગઈ હતી અને પાછલી વાત યાદ આવતાં દુઃખથી રડી પોતાનું હૈયું ખાલી કરતી હતી.

કિશોર કોર્ટમાથી ઘેર આવી પાણી પી જરા બહાર અગાશીમાં જઇ આરામ ખુરશી ઉપર પડ્યો. અહીથી બાગ સામેજ હતો જેથી શીતળ પવન આવતો હતો, તેની અંદરના તળાવની રમણિયતા આંખને આનંદ આપતી હતી. ત્યાં બેઠા પછી તળાવને કીનારે બેસી વીચારમાં ગરક થઇ ગયેલી દીવાળીના સામી કિશોરની દૃષ્ટિ પડી આ વખતે કિશોરને દીવાળીના મુખની સૌંદર્યતાનું ખરૂં રૂપ જણાયુ. તેના ચિત્તની વૃત્તિ બદલાઇ ગઇ તે એક બે મિનીટ સુધી તો બરોબર તેની સામે તાકી રહી તેની સૌંદર્યતા જોવા લાગ્યો. કિશોરના ઘરમાંજ દીવાળી રહેતી હતી, તેને તે દરરોજ જોતો હતો, તે ઘણીવાર તેના પરિચયમાં પણ આવતી હતી છતાં પણ કિશોરનું લક્ષ તેની સુંદરતા તરફ જતું નહિ, તેને દીવાળી આવી સુંદર હશે તેની ખબર ન પડી. રૂપસૌંદર્યનો મોહ તેને પહેલા કોઇ વખતે જણાતો નહિ સ્ત્રીનાં રૂપે ભલભલાને ડગાવી નાખ્યા છે, દૃષ્ટિ પડતાં ઘણાને આંજી નાખ્યાં છે, અને ઘણા તપસ્વીઓના તપ સ્ત્રીના સૌંદર્યે છોડાવી દીધા છે. રૂપનો

મોહ આવો છે, તે કિશોરને પણ વળગ્યો, રાત દિવસ પોતાના ઘરમાં રહેતી દીવાળીના મુખ સૌંદર્યને આજે તેણે બરોબર નીહાળ્યું જે તેને ઘણીવાર જોઇ રહેવા છતાં પણ તૃપ્તિ થઇ નહિ. તે દીવાળીના સામે ટગર ટગર જોઇ રહ્યો હતો ત્યાં દીવાળીની નજર તેની સામે પડી, તેણે જોયુ કે પોતાના સામે એકી નજરે કિશોર પટેલ જોઇ રહ્યા છે આથી તેણે શરમાઇ, સંકોચાઇ નીચું જોયુ અને ત્યાંથી ઉઠી તુરત ઘેર આવી. કિશોરના મનમાં થયું કે કમળા અને દીવાળી બન્ને બ્હેનો છે પણ દીવાળીના રૂપની તો અવધિ, એની મનોવૃત્તિ બદલાઇ, તેને હવે કમળા કરતાં દીવાળીના સૌંદર્યની કીંમત વધુ જણાવા લાગી. દીવાળી બાગમાંથી ઘેર આવી કમળાના પુત્રને લઇ રમાડવા લાગી.

સૌંદર્યમા કેવી વિશ્વમોહિની શક્તિ છે! અજ્ઞાન બાળક જે હાલી ચાલી શકતુ નથી, સારી રીતે બોલી શકતું નથી, તે પણ ગુલાબના ફુલને તોડવા માટે હાથ લાંબા કરે છે. આકાશમા પૂર્ણચંદ્રની શોભા જોઇ રડવું છોડી દે છે સારાં રૂપકલિત્તા અને અલંકારો ધારણ કરવાથી ખુશી ખુશી થઇ જાય છે, અને ચકચકિત રૂપિયો જોઇ તેને લેવા દોડે છે, જ્યારે અજ્ઞાન બાળકો પણ આ પ્રમાણે સૌંદર્યને જોઇ મોહિત થતા શીખે છે તો પુખ્ત વયના માણસો મોહિત થઇ જાય તેમા શી નવાઈ! પવિત્ર બુદ્ધિવાળો કિશોર આજે તેજ પ્રમાણે દીવાળીના રૂપ ઉપર મોહિ પડયો અને પોતાની વિદ્યા, બળ, વિચાર બુદ્ધિ, અને વિવેક સર્વ ખોઇ બેઠો તે પછી તેણે ઘણો વિચાર કર્યો, અવળા માર્ગે ન જવા પોતાના મનને ઘણું સમજાવ્યું તો પણ તે દિવસે સન્ધ્યાકાળે બાગમાં જોયેલી દીવાળીની મનોહર મૂર્તિને હૃદયમાંથી દુર કરી શકયો નહિ, પણ તે દિવસે પૂર્ણિમાના પૂર્ણચંદ્રના પ્રકાશમાં સરોવરને કિનારે એકલી બેઠેલી દીવાળીને એકાગ્ર જોતાંજ કિશોરની ચિત્ત વૃત્તિ બદલાઇ ગઈ તેના હૃદય સાગરમા પાપ વાસનાની લ્હેરો ઉઠવા લાગી.

તે પછી કિશોરભાઇ કમળા ઉપરના પોતાના અપાર પ્રેમ અને પોતાના મદ અને મર્યાદાને પણ ભૂલી જઇ દીવાળીના ચિત્તને પોતાના તરફ ખેંચવાનો યત્ન કરવા લાગ્યો. દીવાળીનુ હૃદય નિર્મળ હતું, તેના પવિત્ર અંતઃકરણમાં કિશોરના અનુચિત ભાવની છાયા પણ પડી નહોતી. અહીં આવ્યા પછી પોતાની બ્હેનને મા બરોબ અને કિશોરને બાપ તુલ્ય માનતી હતી. દીવાળી કમળાના સુખે પોતાને સુખી સમજતી હતી કમળાને માટે પ્રાણ પણ આપવા માટે તે તૈયાર થઇ જતી હતી. કમળાના કહ્યા વગર તે દરેક કામ પોતાની મેળે કરતી હતી. તે ત્યાં આવ્યા પછી કિશોરના સંસર્ગમાં ઘણીવાર આવતી, તેને જોઇતી વસ્તુઓ, પાણી, પાન વિગેરે દીવાળી જ આપવા જતી આવતી. તેના મનમાં કિશોર પોતાની પાપ વાસનાથી પોતાની સાથે વધુ સબંધમા આવે છે તે સમજવામાં આવ્યુ નહોતુ દીવાળી કિશોરને પાસે કાંઈ આપવા કે લેવા જાય ત્યારે માથે આખુ ઓઢીને જતી આવતી, તેની નજર જમીન સામે રહેતી અને નજરે નજર મેળવી તે કદી કિશોરની સાથે વાર્તાચિત કરતી નહિ. કિશોરથી દીવાળી શરમાતી તેથી ઘણુ વખત વાર્તાચિત તે તેની સાથે એકાંતમા કરતી નહિ, ખપ જેટલી જ વાત; પણ કિશોર તે પછી તેની સાથે, જાણી જોઇને વધુ વાતો કરવા લાગતો, અને જે રીતે તે પોતાની પાસે વધુ વખત ઉભી રહી વાર્તાચિત કરે તેમ કરતો દીવાળીની સાથે ઘડી બે ઘડી વાતો કરવામા પણ હવે તેને આનંદ થતો હતો. અને ઘણી વાર તો તે દીવાળીને વગર કામે પણ બોલાવી આડી અવળી વાતો પૂછી રોકી રાખતો છતાં પણ દીવાળી તો જે પૂછે તેનો જ ઉત્તર આપી ચાલી જતી. જો દીવાળી કિશોરની પાસે દિવાનખાનામાં કંઈ વાર્તાચિત કરતી ઉભી હોય અને તે વખતે જોગાનુજોગે કમળા આવતી તો તેથી કિશોર ગુસ્સે થઇ જતો, અને કાંઇક કામનું બ્હાનું સોંપી તેને તરત જ બહાર કાઢતો પણ તે વખતે કમળાની સાથે દીવાળી પણ ત્યાંથી બીજા ખંડમાં ચાલી જતી. હવે કિશોરને દીવાળી સાથે વધુ પ્રસંગ આવતાં, મજાના કે વાર્તાચિત કરતાં જો કોઇ વચમાં આવી વિઘ્ન કરતુ તો તે, તેને ગમતું નહિ આમ જેમ તેમ કરી તે દીવાળીના ચિત્તને પોતાની તરફ આકર્ષવા પ્રયત્ન કરતે.

કમળા દિવાળી ઉપર ઘણુ હેત રાખતી.

પોતાનાં કપડાંલત્તાં, ઘરેણાંગાંઠાં આગ્રહથી દીવાળીને પહેરવા આપતી. હવે કમળા કરતાં દીવાળી તરફ કિશોરનું મન વધુ લાગેલું હોવાથી તે હવે કમળા કરતાં પણ દીવાળીને માટે કાંઇ વધુ વસ્રાલંકારો કરાવતો, તે માત્ર તેના હૃદયને પોતાના તરફ આકર્ષવાના હેતુથી જ. ઘણીવાર તે કમળાને કઠોર વચનોથી સતાવવા લાગ્યો અને દીવાળીને પ્રેમ વચનોથી પોતાની કરવા મથતો, છતાં પણ તેની આશા ફળીભૂત થઇ નહિ.

હવે તે વારવાર કમળાના દોષ જોયા કરતો, અને ખોટા કહાડી, વાંક કહાડી તેને સતાવતો હતો. અને દીવાળીનાં વખાણ કરતો હતો. આ બધાનું કારણ સુશીલ ને બુદ્ધિમાન કમળા અને બાળુવતી દીવાળી પણ સમજી ગઇ હતી

આ પ્રકારે કિશોરની વૃત્તિ ફરી, તેનામાં પાપવાસના જાગ્રત થઇ, આખો દિવસ તેને દિવાળીના વિચાર આવતી, કોર્ટમાં જાય તો ત્યાં પણ દીવાળી સાંભળી આવતી, મન ચિંતાયુક્ત રહેતું. ઘણીવાર બ્હાનાં કાઢી, પોતાના કેસ બીજા વકીલોને સોંપણી કરી ઘેર રહેતો અને વારંવાર દીવાળીને અમુક કામના બ્હાને બોલાવી તેના સંબંધમાં આવવાનું ઇચ્છતો. તે રાત દિવસ વિચાર કરતો કે શી રીતે દીવાળીનું મન પોતાના તરફ વળે, તેના મનમાં શી રીતે વિકાર પેદા થાય; પણ બુદ્ધિમાન ને સમજુ દીવાળી આ પાપમય કૃત્યથી ડરતી હતી. તે જાણતી કે આ ભવે તો આવું દુઃખ પડ્યું છે અને વળી જો નીચ વાસનાને વશ કરવા પાપકર્મો કરીશ તો વળી આવતા ભવે કેવુંય દુઃખ આવશે, માટે હવે પાપ કર્મથી ડરી તેનાથી બચવા સાવધાન રહેતી.

મહાત્મા તુલસીદાસે કહ્યું છે કે—

ડીગેં ન શંભુ–શરાસન કૈસે,
કામી–વચન સતી–મન જૈસે,

તેમ દીવાળીનું મન અનેક લાલચો મળ્યા છતાં, કિશોરે વધુ પ્રેમ અને સ્નેહ બતાવ્યા છતાં પણ ડગ્યું નહિ. કિશોર વિદ્વાન થયો છતાં પણ પાપવાસનાને જીતી શક્યો નહિ, હવે તેના મનમાં જેટલી દીવાળીને માટે ચિંતા થવા લાગી તેટલોજ કમળા પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થવા માંડ્યો. તેને હવે કમળા કડવી ઝેર જેવી લાગતી, તે જાણતો કે દીવાળીને પોતાના તરફ આકર્ષવામાં કમળા વિઘ્ન રૂપ થઈ પડે છે. દીવાળીના મનમાં સમજાયું કે કિશોરની વૃત્તિ બદલાઇ છે, ત્યારથી તે હવે કિશોરની પાસે વધુ જતી આવતી નહિ, અને તેનાથી દૂરને દૂર રહેતી. ઘણીવાર તે બોલાવે તો પણ બીજું બ્હાનું કાઢી જતી નહિ અને પોતાને બદલે કમળાને મોકલતી. આથી કિશોરને કમળા હવે અકારી પડી, તેથી હવે તેને પોતાની પાસેથી દૂર કરવાનો વિચાર કરવા લાગ્યો.

તે પછી તે કમળાને વધુ બોલાવતો નહિ, તેના સંસર્ગમાં આવવાનું પણ હવે તેણે છોડી દીધું. પોતાના ખાનગી રૂમમાં, દીવાનખાનામાં અને શયનગૃહમાં હવે કમળાને આવવાનું બંધ કરી દીધું. પ્રેમાળ હૃદયનો કિશોર હવે ક્રૂર બન્યો. જેને જોઇ તેના નેત્રોને તૃપ્તિ થતી નહોતી, તેજ કમળાને જોવા પણ હવે તે ઇચ્છતો નહિ. તે સર્વ માત્ર પ્રબળ પાપવાસનાનું જ કારણ હતું. મનુષ્ય ગમે તેવો ડાહ્યો હોય છે, સમજુ હોય છે, બુદ્ધિમાન હોય છે, પ્રતિષ્ઠિત હોય છે, અને વિદ્વાન હોય છે છતાં પણ જો તે કામવાસનાને જીતી શકતો નથી, સૌંદર્યના મોહમાં અંજાઈ જાય છે, તો તેની વૃત્તિ બ્હેર મારી જાય છે, તેનાં ડહાપણ, પ્રતિષ્ઠા અને વિદ્વતા ઉપર પાણી ફરી વળે છે અને લાખનો માણસ કોડીનો થઇ ફટફટ થઇ સર્વત્ર અકારો બની જાય છે.

કિશોરની પણ તેજ બ્હલે થઇ, યુવાન કિશોર સ્વરૂપવતિ ને સુગુણા કમળા જેવી પત્નિ મળ્યા છતાં પણ પોતાની પાપવાસનાને જીતી શક્યો નહિ, રૂપસૌંદર્યના મોહને જીતી શક્યો નહિ અને પોતાની વિદ્વતા અને ડહાપણનો ઉપયોગ કરી શક્યો નહિ. તે ક્ષણિક આનંદ મેળવવા અન્યને અધોગતિના ખાડામાં ઉતારી પોતાનું તમામ ગૌરવ, વિદ્વતા અને પ્રતિષ્ઠા કુવામાં નાંખવા તૈયાર થયો.

કમળા કિશોરનું મન જાણી ગઇ હતી. તે સમજતી કે હવે તેમની બુદ્ધિ બગડી છે. દીવાળીને અહીં લાવી હવે તેને પસ્તાવો થવા માંડ્યો પણ શું કરે એક ઉપાય ન્હોતો, હવે તેને મોકલાવી પણ શ્યાં; વિધવા સ્રી સાપના ભારા જેવી

છે એમ જે કહ્યુ છે તે હવે તેને સત્ય જણાયું, છતાં પણ તે પોતાના પતિના આવા વર્તનથી ક્રોધિત ન થઈ, તેના હૃદયમાંથી પતિભક્તિનો ભાવ ઓછો થયો નહિ, પણ તે સમજતી કે તેમની બુદ્ધિ અવળી દીશામા વળી છે જેને મારે પાછી વાળી કુમાર્ગમાં પડતા બચાવી સુમાર્ગમાં સ્થાપવા જોઇએ

એક દિવસ કમળાએ દીવાળીને સર્વ હકીકત કહી, દીવાળીએ પણ સાચેસાચી વાત કમળાને કરી દીધી. તે પછી બન્નેએ મળી કિશોરને સુધારવાનો રસ્તો લીધો કમળા અને દિવાળી સગી બ્હેનો હોવાથી ઘણે ભાગે રૂપરંગમાં પણ મળતી હતી, કંઇક અવાજ પણ સરખો હતો તેથી કમળાને પોતાને સફળતા મળવાની ખાત્રી થઈ કમળા જે કપડાં રાત્રે પહેરતી હતી તે હવે તેણે દીવાળીને પહેરાવવા માંડયાં અને દીવાળીનાં કપડાં પોતે પહેરવા માંડયાં. દીવાળી વિધવા થઇ આવ્યા પછી કિશોર પાસે જતી તો આધું ઓઢી જતી ને નીચું જોઇ આડું મ્હોં રાખી વાત કરતી તેથી, તેની નજરે નજર કદી મળતી નહિ. હવે દીવાળીને બદલે રાત્રે કઇ આપવું લેવુ હોય તો કમળા દીવાળીનાં કપડાં પહેરી, દીવાળીની માફક આધુ ઓઢી નીચી નજર રાખી જતી, અને આડું જોઇ દીવાળીના જેવા સાદ કહાડી વાત કરતી. જોકે કમળાને તો કિશોર પાસે જવાનું બંધ કર્યું હતું પણ તે હવે દીવાળીનાં કપડાં પહેરી જતી જેથી કિશોર તેને દીવાળી છે એમ માનતો એક વખતે સંધ્યાકાળે કમળા દીવાળીનાં લુગડાં પહેરી કિશોરના સુવાના ખંડમાં પાણીનો લોટો મૂકવા અને પાન આપવા ગઇ, તે વખતે કિશોરે તેને દીવાળી હશે એમ માનીને પોતાના મનની સર્વ હકીકત કહી દીધી; અને કમળાએ પણ દીવાળીના રૂપમાં તેની કાંઇક મરજી સંપાદન કરવાનો ભાવ જણાવી પ્રેમ ચેષ્ટાથી સર્વ વાત કહડાવવા માંડી, કિશોરે ધાર્યું કે દીવાળી પણ મારા પ્રેમને ઇચ્છે છે. જેથી તેણે કાંઈ પણ શરમ રાખ્યા વગર સર્વ જણાવી દેઇ પોતાનો પ્રેમ જણાવી, હમેશાં તેને કમળા કરતા પણ વધુ ચ્હાવાની પ્રતિજ્ઞા જણાવી. કમળાએ જોયું કે કામ સિદ્ધ થશે તથી તેણે દીવાળીના વેષમાં કહ્યું, 'વાહ! પટેલ, આ શું બોલો છો, હું વિધવા છુ, કંઈ વાત બ્હાર જણાઈ જાય તો મારી ને તમારી શી વલે!"

કિશોરે પોતાની ઇચ્છા તૃપ્ત થવાની આશામાં ને આશામાં જણાવ્યું કે, વ્હાલી દીવાળી, હું તારા રૂપ, ગુણ અને હાવભાવ ઉપર મોહિત થઇ ગયો છું. તું મને તારા હૃદયમાં સ્થાન આપ, નહિ તો હું જીવી શકીશ નહિ, તારે બીજી કાંઇ ચિંતા રાખવાની નથી. કમળાની ફ્રાસ તને નડતી હશે તો તેનો પણ હું ઉપાય કરી દઇશ, છતાં કંઇક વાત બહાર પડશે તો હું તારી સાથે નાતરૂં કરીશ, આપણી નાતમાં ક્યાં થતું નથી, બાળવિધવા સાથે પુનર્વિવાહ કરી હું તારો ઉદ્ધાર કરી નાતના રીવાજોને પણ પાટુ મારીશ. માટે તારે બીજી કાંઇ ચિંતા કરવી નહિ, તું હા કહે અને મારી મરજી સંપાદન કરી સુખી થા "

કમળાએ દીવાળીના વેષમાં પતિની સર્વ વાત જાણી લીધી અને દીવાળીના જેવો સાદ કાઢી કહ્યું–" જાવ, જાવ, બળ્યું, પટેલ તમે આમ ગાંડા શાં કાઢો છો ! એવું તે થતું હશે, મને જવા દો, મારી મોટી બેન આવશે તો શું કહેશે. "

માત્ર પાપવાસનાનેજ તૃપ્ત કરવાની ઇચ્છા રાખનાર, કર્તવ્યાકર્તવ્યના જ્ઞાનથી શુન્ય થઇ ગયેલા કિશોરની, બુદ્ધિ બ્હેર મારી ગઇ, તેને અત્યારે સર્વત્ર અંધકારજ જણાતો હતો. તેણે ઉભા થઇ ધડકતા હૃદયે, કમળાની પાસે આવી, તે દીવાળી છે એમ માની તેનો હાથ ઝાલ્યો, કમળા પણ ત્યાં જાણે પોતાની મરજી જણાવતી હોય તેમ ત્યાં ઉભી રહી અને કિશોરને હાથ ઝાલવા દીધો, પણ મો ઉપર કાંઇક વધુ ઘુંમટો તાણ્યો, પછી કિશોરે કહ્યું, " તું હા કહેને, કમળા કાંઇ નહિ જાણે, અને જાણશે તોપણ મારી તારા ઉપર પ્રીતિ છે તો તે શું કરવાની છે? હું તેના કરતાં પણ તને વધુ ચાહુ છું, આંવ, મારી પાસે તો આવ, મારા હૃદયને શાંત કર. "

આ પછી કમળાએ ખોંખારો કરી તેણે દીવાળીના જેવો સાદ કાઢી કહ્યું; " નો, બળ્યું આમ શું કરો છો, તમે મોટા વકીલ કહેવાવ, આબરૂદાર કુટુંબનો માણસ, વળી એલ. એલ. બી. પણ કહેવાવ, લોકો શું કહેશે। તમે મને

ભ્રષ્ટ કરવાની ઇચ્છા ન રાખો, હું વિધવા છું તેનો વિચાર કરો વળી મારી બેન મારા ઉપર ગુસ્સે થાય, માટે એવી વાત શું બોલો છો, કમળા છે જતો, તે શું મારા કરતાં ઓછી રૂપાળી છે, આમ ડાહ્યા થઇ બુદ્ધિ બગાડોય, પાપ લાગે, પરમેશ્વર નરકમાં નાંખે, બનેવી જવા દો ને!"

કિશોરે કહ્યું—"ના, ના, હવે તો નહિ જવા દઉં, તું મારી થા, અને મારી ઇચ્છા પુરી કર; હું તારા પ્રેમ આગળ સર્વ નકામું માનું છું. માટે ચાલ." આમ કહી તેને કંઇક પોતાના તરફ ખેંચવા લાગ્યો.

આ જોઇ વળી કમળાએ કાંઇક હા જેવો ભાવ જણાવી, જરા તેના તરફ આવી ખસી અને કહ્યું, બનેવી, આમ શું કરો છો, ના, આજ નહિ, આજ નહિ, મારી બેન આવશે, મને જવા દો, પછી આવીશ" આમ કહી, કિશોરના હાથમાંથી પોતાનો હાથ છોડાવી ત્યાંથી એકદમ સટકી બહાર ચાલી ગઇ.

અપૂર્ણ.

# प्रासंगिक-नोंध.

જે સત્તાથી ભાગ્યોદયનો જન્મ થયો છે, તે જ સત્તાએ આજે તેનું છઠ્ઠું વર્ષ પૂર્ણ કર્યું છે આ અંક પછી ભાગ્યોદયનો સાતમા વર્ષમા પ્રવેશ થશે. બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ તેનામા વધુ શક્તિ આવતી જાય છે. સૂર્ય જેમ જેમ ઉગતો જાય છે તેમ તેમ વધુ તેજનો પ્રકાશ પાડી શકે છે તેમ ભાગ્યોદય પણ પોતાના સાતમા વર્ષમા કંઇક નવો ચમત્કાર બતાવશે.

તેનો જન્મ થયા પછી, ત્રીજા વર્ષથી લડાઇની મોંઘવારીની હાડમારી તેને ભોગવવી પડી છે. ઘણા પત્રોએ લવાજમ વધાર્યું, પણ ભાગ્યોદયે તેજ લવાજમમા ખોટમાં પણ આહકોની સેવા બજાવી છે, હજુ પણ કાગળોની અને છપાવવાનાં સાધનોની મોંઘવારી તેને સહન કરવી પડે છે. અને તેથી હવે તેને લવાજમ વધાર્યા વગર છૂટકો થતો નથી.

આવતા વર્ષથી–એટલે આ અંક પછીના અંકથી ભાગ્યોદય સાતમા વર્ષમાં પ્રવેશ કરશે. સાતમા વર્ષથી ભાગ્યોદયનું લવાજમ રૂ. ૨–૦ નહિ પણ રૂ. ૩–૦ રાખવામાં આવ્યુ છે. આ રીતે લવાજમમાં જો કે વધારો થએલો તમને જણાશે તોપણ લવાજમ જેટલું વધ્યુ છે તેના કરતાં માસીકમા વધુ વધારો અને સંગીનતા કરવામાં આવશે. આવતા વર્ષથી તેના કદમાં વધારો થશે, તેમજ તેને સચિત્ર બનાવવામાં આવશે અને દરેક અંકમા સુંદર ચિત્રો આપવામાં આવશે લેખો પણ સંગીન અને સગ્રહ કરી મનન કરવા લાયક આવશે.

આવતા વર્ષથી શારદાપીઠના શ્રીમચ્છંકરાચાર્યશ્રી, શ્રીશ્રેય.સાધક વર્ગના સદ્ગુરૂ શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનશ્રી, શ્રીમન્નથુરામ શર્મા, શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મ્હેતા, શ્રીયુત નગીનદાસ સંઘવી વિગેરે ગુજરાતના સમર્થ મહાપુરુષો અને વિદ્વદ્રત્નોના વિદ્વતાયુક્ત અધ્યાત્મજ્ઞાનના અત્યુત્તમ લેખો આવશે. તે ઉપરાંત શ્રીયુત પદ્મિયારના શોધખોળના લેખો આવશે અને બીજા અન્ય વિદ્વાનોના ઉપયોગી લેખો–વૈદકના અનુભવ સિદ્ધ ઉપચારો, ઘરગથુ હુન્નરોના ટુચકાઓના, ખેતીવાડીના અને બીજા અનેક લેખો તેમાં આપવામાં આવશે.

તે ઉપરાંત આવતા વર્ષમા દિવ્યાંગના નામની અદ્ભુત રસમય વાર્તા, અને યોગીરાજ નામનો સરળ મોક્ષમાર્ગનો લેખ શરૂ થશે. તેમજ એક સમર્થ મહાપુરુષના જીવન ચરિત્રનો લેખ શરૂ થશે. તે ઉપરાંત આયુર્વેદના પ્રાચીન ગ્રંથ श्रीचरकसंहिता નો બીજો ભાગ–ચિકિત્સાસ્થાન–આવતા અંકથી અક્ષરશઃ શરૂ થશે. જેમાં આયુર્વેદાનુસાર ઉપચાર પદ્ધતિ નવા જમાનામાં જુની વિદ્યાની શોધખોળનો પ્રકાશ પાડશે. તે ઉપરાંત વનસ્પતિ–વિજ્ઞાન નામનો વનસ્પતિ શાસ્ત્રનો ઉત્તમ લેખ શરૂ થશે અને તે ઉપરાંત રસાયન

શાસ્ત્રનો એક વિદ્વતા ભરેલો લેખ શરૂ થશે.

આ ઉપરાંત '**સ્ત્રીઓની વાતો**' નામનો સ્ત્રી વિષયક એક અત્યુત્તમ સ્ત્રીઓને અને બાળકોને સુધારનાર અને તેમને વાંચવામા રસ પડે તેવો લેખ તેમાં શરૂ થશે.

આ વિગેરે અનેક લેખો તેમાં શરૂ થશે અને તેથી તેનું લવાજમ રૂ. ૩—૦ આપને યોગ્ય જણાયા વગર નહિ જ રહે.

આ વર્ષથી જે ભાગ્યોદયનો સંબંધ જારી રાખશે, જે તેના ગ્રાહક કાયમ રહેશે અને જેઓ નવીન ગ્રાહકો થઇ ભાગ્યોદય સાથે પોતાનો સંબંધ બાંધશે તેમનો આ ચાલુ વર્ષથી દરેક કાર્યમાં વિજય થાય, શરીર, મન અને આત્માની ઉન્નતિ થાય અને આર્થિક ઉન્નતિ થાય તેવી અમે ભાવના કરનાર હોવાથી તેમની પોતાની ઉન્નતિ થયા વગર રહેશે નહિ.

ભાગ્યોદયના જે જે ગ્રાહકો થયા છે તે સર્વ સુખી થયા છે, તેઓ વિચાર કરશે તો ગ્રાહક થયા પછી પોતાની સ્થિતિ સુધરેલી જણાશે.અને હવે પછી તેઓ જો ગ્રાહક કાયમ રહી અમારી સાથેનો સંબંધ ચાલુ રાખશે તો તેમને ભવિષ્યમાં અનેક પ્રકારે સુખ, શાંતિ અને આનંદનો અનુભવ થયા વગર રહેશે જ નહિ

ભાગ્યોદયદ્વારા જનસમુહનું કલ્યાણ થાય, જગતમાં સુખ, શાંતિ અને આનંદ સ્થપાય, સદ્વિચારોનો ફેલાવો થાય, મનુષ્યો મનુષ્ય મટી દેવ થાય, પોતાના આત્મા સાથે સબંધમાં આવતા થાય અને અંતે આત્મસ્વરુપનો અનુભવ કરે તેવા લેખોનો અને વિચારોનો ફેલાવો કરવામાં આવે છે

તે ઉપરાંત.તેઓ પોતાની આર્થિક ઉન્નતિ કરી શકે, શારીરિક ઉન્નતિ સાધી શકે અને પોતાના ને પારકા કલ્યાણને સાધી શકે તેવા વિષયો પણ આપવામાં આવે છે.

આથી જનસમુહને જે ફાયદો મળે, જે જ્ઞાન મળે અને સદ્વિચારથી તેમનું જે કલ્યાણ સધાય તેમાં ભાગ્યોદયના ગ્રાહકનો પણ અંશ છે, કારણ કે ભાગ્યોદયને ટકાવી રાખનાર તેને ગ્રાહકો વધારી ચલાવવામાં અને જ્ઞાનનો ફેલાવો કરવામાં તે મદદગાર છે. અને તેથી તેમને આવા સદ્વિચારો ફેલાવવાનું ફળ ઇશ્વર આપ્યા વગર રહેતા નથી.

ભાગ્યોદયના ગ્રાહક રહેવામાં સ્વાર્થ સાથે પરમાર્થ સધાય છે. જો કે તેના લાભ જોતાં લવાજમ રૂ. ૩—૦ કાંઇ લેખામાં નથી. નાટક ચેટકમાં કે ગાડીભાડામાં મનુષ્યો સેંકડો રૂપિયાનું પાણી કરે છે, તો આ તો વર્ષ દિવસે માત્ર રૂપિયા ૩—૦ મહિને દિવસે રૂ ૦—૪ એટલે રોજનો અર્ધો પૈસો—પોતાના અને જનસમૂહના કલ્યાણ માટે ખર્ચવો, આપને ભારે નહિ જણાય અને આશા છે કે દરવર્ષ ગ્રાહક આપ આ વર્ષે પણ ભાગ્યોદયના ગ્રાહક કાયમ રહેશો. અને આ નવા વર્ષમાં આપનાથી બને તેટલાં એક, બે કે પાંચ ગ્રાહકો વધારી અમને અમારા કાર્યમાં મદદ કરશો.

ભાગ્યોદયનો નવો ગ્રાહક કરવો એટલે તેની અને તેના કુટુંબની સ્થિતિ સુધારવી એ બરોબર છે. જે માણસ ભાગ્યોદયનો ગ્રાહક બને છે તે ભાગ્યોદયના સંબંધમાં આવતાં કંઇક ઉચ્ચ સ્થિતિનો અનુભવ કરે છે. પોતાની આર્થિક અને પારમાર્થિક ઉન્નતિ સાધી શકે છે. અને તે માટે તેને રૂ ૩—૦ ખર્ચવા એ તેનું કલ્યાણ સાધવા બરાબર છે. માટે આશા છે કે આપ આપના મિત્ર મંડળ, અને સ્નેહિ સબંધી સર્વને ભાગ્યોદયના ગ્રાહક થવા ભલામણ કરશો.

ભાગ્યોદયના—સાતમા વર્ષમાં

# नोंध पोथी

यानें

# वैदक टुचका संग्रह

નામનું ઘરગતુ-ઉપચારોનું પુસ્તક ભેટ તરીકે આપવામાં આવશે. આ પુસ્તક તમારા દવા દારૂમા ખર્ચાતા સેંકડો રૂપિયાનો બચાવ કરશે. અને આજકાલ વૈદો અને ડાકટરો જે સ્હેજમા મટી જાય તેવા રોગોને મહાન વ્યાધિનું રૂપ આપતા જોવામાં આવે છે અને દરદીને-મોટું કટાણું રાખી

"રોગ અસાધ્ય છે, ભાગ્યે જ મટે, ખર્ચ વધારે કરવું પડશે." આમ કહી ગભરાવી પૈસા કઢાવવા માટે રોગને મોટું રૂપ આપી શું થશે તેની ચિંતામાં દરદીને અમુઝાવી નાંખે છે, તેવા ત્રાસથી, ચિંતાથી અને સેંકડો રૂપિયાના નાહક ખર્ચથી મનુષ્યો બચી શકશે.

આગળ જ્યારે દવાખાનાં કે ડાકટરોની સંખ્યા ઓછી હતી ત્યારે રોગ ઓછા હતા અને સાધારણ થતા દરદો તો ઘરની ડોશીઓ જ ઘરગતુ ઉપચારોથી મટાડતી. આજે પણ શહેરમાં ડાકટરોની દવાનો ઉપયોગ જ્યારે ઘેર ઘેર થવા લાગ્યો છે ત્યારે ગામડામાં જ્યાં દવાખાનાં, ડાકટરો કે વૈદ્યો પણ નથી ત્યાં માણસોને દવા, વૈદ કે ડાકટરો વગર ચાલે છે, અને તેમને રોગો પણ થતા નથી. કદાચ સાધારણ તાવ, ઝાડો, ઉલ્ટી કે ખાંસી થતી હશે, તો તે ઘરગતુ વનસ્પતિની દવાઓથી જ તેમની વૃદ્ધ ડોશી વૈદ્યો મટાડી શકે છે અને વધુ તો તેમના રોગને ભારે રૂપ આપનાર કોઇ હોતું નથી.

આવી રીતે સાધારણ થતા દરદો-ઘેર-દેશી વનસ્પતિની દવાઓથી મટી શકે તેવા અનેક અનુભવસિદ્ધ-ગામડામાં કે શહેરમા પણ બની શકે તેવા ઉપચારો, કેટલીક અસરકારક વનસ્પતિના ચમત્કારીક ગુણો, દરદો અને તેનાં લક્ષણ, ઓળખાણ અને તે મટાડવાના ઉપચારો, વિગેરે અનેક વિષયોથી ભરપુર, માણસ માત્રને ઉપયોગી ને ઘરમાં સાચવી રાખી ઉપયોગ કરવા જેવું ઉત્તમ પુસ્તક ભેટ તરીકે મળશે.

આ વર્ષે લવાજમ વધારવાના અમારા વિચારને અમારા ઘણા ગ્રાહક બંધુઓએ અનુમોદન આપવાથી અમે ખુશી થયા છીએ, તેમજ કેટલાક બંધુએ અમને આ વર્ષે નવલકથાને બદલે કોઇ ઉપયોગી પુસ્તક ભેટ આપવાની માગણી કર્યાથી આ વર્ષે ઉપરનું ઉપયોગી પુસ્તક ભેટ આપવાનો અમે વિચાર કર્યો છે.

કાગળો વિગેરેના બેત્રણ ઘણા ભાવ થઇ જવાથી અમારે ન ચાલેજ અમે લવાજમ કાંઇક વધાર્યું છે, પણ તે વધારાના બદલામાં કદનો વધારો કરી ચિત્રો પણ આપવાનો ઠરાવ કર્યો છે. તેથી આશા છે કે દરેક બંધુ આ વર્ષે પણ ગ્રાહકમાં રહી અમારા ઉત્સાહને વધારશે.

ભેટનું પુસ્તક આ અંક તમને મળ્યા પછી પંદરેક દિવસે વી. પી રૂ ૩-૦ નું કરી મોકલવામાં આવશે. જેનો સ્વિકાર કરવા દરેક બંધુને વિનંતિ છે. છતાં ગ્રાહક નજ રહેવાનો વિચાર હોય તો આ અંક મળ્યા પછી અગાઉથી લખી જણાવી નામ કમી કરાવવા ભલામણ છે. વી. પી. મળ્યા પછી પાછું ફેરવવું એ અમને નુકશાનમાં ઉતારવા જેવું છે માટે તેમ નહિ કરવા અમારી ભલામણ છે.

છતાં લવાજમ વધાર્યાને લીધે ગ્રાહકમાંથી કમી ન થવા ભલામણ છે. જે માણસોની રૂ ૨-૦ નહિ ભરવા જેવી સ્થિતિ હશે, અને રૂ ૨-૦ માં ભાગ્યોદય મેળવવાની ઇચ્છા હશે તેમને ભાગ્યોદય રૂ ૨-૦ મા આપવામા આવશે પણ તેનો ભેટના પુસ્તક ઉપર હક નહિ રહે. વળી અમે જે આવતા વર્ષથી ભાગ્યોદયમાં સ્પેશ્યલ વધારો કરવાના છીએ તે વધારાનો લાભ પણ તેને નહિ મળે. માટે ગરીબીના કારણથી કે કોઈ એવા જ બીજા કારણથી જેમને રૂ ૩-૦ લવાજમ વધારે પડતું હોય તો તેમણે ગ્રાહકમાંથી કમી થવું નહિ પણ અમને રૂ ૨-૦ માં મોકલવા આ અંક તેમને મળે કે તરત જણાવવું જેથી તેમને માત્ર માસીક રૂ. ૨-મા આપવામાં આવશે.

જે ગૃહસ્થો ૪ વર્ષનું લવાજમ રૂ ૧૨-૦ થાય તેને બદલે અમને રૂ ૧૦-૦ અગાઉથી મોકલશે તેમને ચાર વર્ષ સુધી આ માસીક મોકલવામાં આવશે જેથી રૂ ૨-૦ નો તે લાભ મળશે. અને દરેક વર્ષની ભેટ પણ મળશે. ઉપરાંત અધ્યાત્મજ્ઞાન પ્રસારક કાર્યાલય તરફથી પ્રકટ થતાં પુસ્તકો પોણી કીંમતે મળશે. તેમણે આ અંક મળ્યા પછી જો પોતાની તેવી મરજી હોય તો રૂ ૧૦ અમને તુરત મોકલી પોતાનું નામ લખાવી ચાર વર્ષનું લવાજમ જમાં કરાવવું.

# "होमरूल अने गोखलेनो आत्मा"



"પ્લેન્ચેટ" નામના એક યંત્રમાં મૃતક મનુષ્યોના આત્માનો પ્રવેશ થઈ શકે છે એ ઘણા મનુષ્યોના જાણવામાં હશે અવશ્ય એ યન્ત્ર યુરોપીયન બનાવટનું હોય છે અને તેનો રચનાર પણ યુરોપીયન છે. ગઇ તા ૧૫ મી ડીસેમ્બર ના 'રંગુન મેલ' નામના વર્તમાન પત્રમાં નીચલું લખાણ પ્રગટ થયેલું છે—એ લખાણમાં પરલોકગત દેશભક્ત ગોપાળકૃષ્ણ ગોખલેના હોમ-રૂલ સંબંધી વિચારો હોવાથી તેનો અનુવાદ નીચે પ્રગટ કરવામાં આવે છે.

ગઇ તા. ૨૪ મી નવેમ્બરને દીવસે કોઇ એક મનુષ્યને ઘેર "પ્લેન્ચેટ" નામક યંત્રમા પરલોકગત ગોખલેના આત્માએ પ્રવેશ કર્યો હતો. તે સમયે ત્યાં કેટલાક મનુષ્યો બેઠા હતા તેમના નામ એ પત્રમાં પ્રગટ થયાં નથી. પરંતુ એ આત્મા પ્રત્યે જે પ્રશ્નોત્તર થયા હતા તે નીચે પ્રમાણે છે –

પ્રશ્ન—આપ જ્યારે પધાર્યા છો ત્યારે આપનું નામ જણાવો.

ઉત્તર—ગોપાળકૃષ્ણ ગોખલે (આત્મા અધૈર્ય દર્શાવવા લાગ્યો. તેણે કેટલીક લીટીઓ ભુસી નાખવા પ્રયત્ન કર્યો અને તેથી કેટલુંક વાંચી શકાતું નહોતું ભૂમીતિનું ચિત્ર હોય તેમ જણાવા લાગ્યુ)

પ્રશ્ન—ભારતવર્ષમાં સંપૂર્ણ હોમરૂલ ક્યારે પ્રવર્તિત થશે? તમે કહી શકો છો?

ઉત્તર—ઇ. સ. ૧૯૨૪ ના નવેમ્બર મહીનામાં

પ્રશ્ન—તે સમયે લશ્કર ઉપર આ દેશવાસીઓની સર્વ સત્તા થશે કે?

ઉત્તર—ના.

પ્રશ્ન—મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજના (સ્કીમ) થી બ્રહ્મદેશને લાભ થશે કે?

ઉત્તર—ના.

પ્રશ્ન—બ્રહ્મદેશની રાજ્યનીતિમાં કાંઈ સુધારો થશે કે?

ઉત્તર—હજુ એક બીજી યોજના (સ્કીમ) ઘડવામાં આવશે

પ્રશ્ન—(હોમરૂલ મળશે) તે વખતે વડો વજીર કોણ થશે?

ઉત્તર—સિંહ.

પ્રશ્ન—તમે સર સત્યેન્દ્રપ્રસન્નસિંહ સંબંધી કહો છો?

ઉત્તર—હા.

પ્રશ્ન—મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ યોજના (સ્કીમ) ભારતમાં ક્યારથી અમલમાં મુકાશે?

ઉત્તર—ઇ. સ. ૧૯૧૯ ના ઓકટોબર માસમાં. (આ વખતે આત્મા વિશેષરૂપે ચંચળ થયો. લીટીઓ ભૂસી નાંખવા લાગ્યો અને ચિત્ર દોરવા લાગ્યો.)

પ્રશ્ન—આપને કંઇ કહેવું છે?

ઉત્તર—"સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાયટી" અથવા "ભારત સેવક સમિતિ" તરફ લક્ષ રાખજો.

પ્રશ્ન—ભારત સેવક સમિતિને અમે કયે પ્રકારે સહાય કરી શકીએ?

ઉત્તર—ભારતમાં સભા સમિતિઓ સ્થાપન કરીને.

પ્રશ્ન—આપ સમિતિની શાખા પ્રશાખા સ્થાપવા સબંધી કહો છો?

ઉત્તર—હા.

પ્રશ્ન—સમિતિના વર્તમાન પ્રેસીડન્ટ શાસ્ત્રી ઉપર આપને વિશ્વાસ છે કે?

ઉત્તર—ના

પ્રશ્ન—આપ કોને પ્રેસીડન્ટ કરવા ચાહો છો?

ઉત્તર—દેવધરને (ભારતીય સમાચાર પત્ર સમુદાયમાં પ્રતિનિધિરૂપે વિલાયત ગયેલા અધિપતિઓમાંના એક.)

પ્રશ્ન—શાસ્ત્રીને ખસેડી મુકી તેમને પ્રેસીડન્ટ શી રીતે ચુંટી કાઢીયે?

ઉત્તર—આન્દોલન કરીને.

પ્રશ્ન—શાસ્ત્રી વિરૂદ્ધ આન્દોલન કરીને?

ઉત્તર—હા.

પ્રશ્ન શું આપ ભારતસેવક સમિતિમાં પરિવર્તન થયેલું જોવા ઇચ્છો છો? શું તેઓ અવળે માર્ગે ચાલ્યા છે?

ઉત્તર—ના.

પ્રશ્ન—આપ સ્પેસ્યલ કોન્ગ્રેસના ઠરાવોને અનુમોદન આપો છો?

ઉત્તર—ના.

પ્રશ્ન—કોન્ગ્રેસમાં ફાટફુટ થઇ છે તેને આપ પસંદ કરો છો?

ઉત્તર—હા.

પ્રશ્ન—કેવી રીતે?

ઉત્તર—જેઓનો ભારત ઉપર સાચો પ્રેમ છે તેઓ આગળ વધશે (આત્મા વિશેષ લખવા ચાહતો હતો.)

પ્રશ્ન—આપને જે કંઇ કહેવુ હોય તે કહો.

ઉત્તર—વૃદ્ધ આડંબરધારીઓ દૂર થવા જોઇએ.

સવાલ—વૃદ્ધ આડંબરધારીયો કોણ?

ઉત્તર—સુરેન્દ્ર (શ્રીયુત્ સુરેન્દ્રનાથ બનેર્જી)

પ્રશ્ન—બીજું કોણ?

ઉત્તર—મજમુદાર (અંબીકાચરણ)

પ્રશ્ન—બીજું કોઇ?

ઉત્તર—ના.

પ્રશ્ન—મીસીસ બીસન્ટની નીતિનું સમર્થન કરો છો?

ઉત્તર ના

પ્રશ્ન—અત્યારે આગેવાન તરીકે અમારે કોને પગલે ચાલવુ?

ઉત્તર—દાસ

પ્રશ્ન—સી. આર. દાસનેમાટે તમે કહો છો?

ઉત્તર—ચિત્તરંજન દાસ, પરંતુ સર્વ વિષયમાં નહિ.

પ્રશ્ન—કયા કયા વિષયમાં તેને પગલે ચાલવું?

ઉત્તર—અત્યંજાદિ જાતિના ઉદ્ધારના યત્ન માટે અને લોકશિક્ષા માટે.

પ્રશ્ન—બીજુ કાંઇ કહેવુ છે?

ઉત્તર—ના.

પ્રશ્ન—બીજા કેટલાક પ્રશ્નોના ઉત્તર આપશો કે?

ઉત્તર—હા.

પ્રશ્ન—વિલાયતમા પાર્લામેન્ટમાં કયો પક્ષ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરશે?

ઉત્તર—મજુર પક્ષ.

પ્રશ્ન—ભવિષ્યની ચુંટણીમાં?

ઉત્તર—હા.

પ્રશ્ન—વિલાયતનો વડો પ્રધાન કોણ થશે?

ઉત્તર—લોઇડ જ્યોર્જ.

પ્રશ્ન—આવતા નવેમ્બર માસમાં વડો પ્રધાન કોણ થશે?

ઉત્તર—એકસ્વીથ.

પ્રશ્ન—એકસ્વીથ લીબરલ પક્ષનો ત્યાગ કરી મજુર પક્ષમાં ભળશે કે?

ઉત્તર—હા

પ્રશ્ન—તે હોમરૂલ આપશે કે?

ઉત્તર—હા.

પ્રશ્ન—બધી સભાની બેઠક કયે દીવસે થશે?

ઉત્તર—મને ગુસ્સે કરશો નહિ. મારે જવું જ પડશે. મને દરેક જણ બોલાવે છે?

પ્રશ્ન—શ્રીયુત ગોખલે! આપ શું ગુસ્સે થાવ છો?

ઉત્તર—હા-હા-નમસ્કાર.

× "બંગવાસી" પત્રના એક લેખનો અનુવાદ.

---

# रसायन सार संग्रह.

( લખનાર.—આર્યવૈદ્ય મયારામ સુંદરજી. )

### શીતિજ્વરાંકુશ રસાયન.

પારો, ગંધક, હરતાળ, મોરથુથુ, જસતભસ્મ ટંકણખાર, વચ્છનાગ, કનેકબીજ, એ સર્વને બારીક કરી. પછી તેને કારેલીના રસમાં ખરલ કરવો. પછી તેને કુલડીમાં નાખી કપડમટી લગુને (કુકટપુટ) આપી પકવવું. પાક્યા પછી આકડાના અર્ધવાલ સાકરને જીરાના ભુકા સાથે લેવી તાવ આવવા અગાઉ લેવી. ઉપર તર્ત દહીં ભાતનું ની સાકરનું લઘુ પથ્ય કરવું આથી સર્વ પ્રકારના ટાઢીઆ તાવ-ટાઢીઆ હોય તોપણ-ત્રણચાર દિવસ પ્રાતઃ સંયમ લેતા મટે છે, એથી કોઇને ઉલટી થાય છે ને કોઇને નથી પણ થતી. ઉપાય

### ભૂતભૈરવરસ વા હરતાળ જ્વરાંકુશ.

હરતાળ ૧ ભાગ. શંખભસ્મ ૧ ભાગ, મોરથુથુ ⅛ અષ્ટમાંશ સાજીખાર ¼ ચતુર્થાંશ એ સર્વ એકત્ર કરી લોહપાત્રમાં ધતુરાના રસમાં ૧ પ્રહર ઘુંટીને પછી ચુલા ઉપર મુકીને તે રસાયણ કોરૂં કરી ઠરવા દેવું પછી તેમાંથી ૧ રતીભાર માત્રા સાકરમાં સર્વ ટાઢીઆ તાવમાં સાંજ સવાર ત્રણ દિવસ દેવી તાવ જરોજ.

### મહાજ્વરાંકુશ સર્વ જ્વર ઉપર.

પારો, ગંધક, વછનાગ, તે બરોબર ધંતુરાના બીજ, અને એ સર્વની બરાબર દારૂડીનાં બીજ અથવા ત્રીકટુ એ સર્વ બહુજ બારીક ખરલવાં. પછી તેને લીંબુના રસના ત્રણ પટ આપીને બહુજ બારીક કરી રાખવુ. હવે તેમાંથી બે રતીભાર, માત્રા સુંઠના ચુર્ણ દુકાની ભાર તથા રૂપૈયાભાર સાકર સાથે મેળવીને તાવ આવવા અગાઉ આપવાથી અને ઉપર દહીં, ચોખાનું પથ્ય કરવાથી ત્રણથી ચાર વારમાંજ સર્વ વિષમજ્વર-ટાઢીઆ તાવ-મટે. ઉનીઆ તાવને સન્નિપાતમાં પણ આ ઉપાય વાપરવો.

### શુમલજ્વરાંકુશ સત્મલવટી.

શુમલ ૧ ભાગ, ચુનો ૧ ભાગ, ખારો ચોખો ૧ ભાગ, એ ત્રણને ધંતુરાના રસમાં વાટીને મગ મગ જેવડી ગોળીઓ કરવી. તેમાંથી ૧ તાવ આવવા અગાઉ ૧ પોરે સાકર ઘીમાં દેવાથી તથાં ઉપર દહીંભાત જમાડવાથી ત્રણથી ચાર દિવસમાંજ સર્વ ટાઢીઆ-ઉનીઆ તાવ જાય છે. સવારે પણ લેવાય છે.

### જ્વરહરણ ધુપ રસાયન-અર્કધુમ્રાંજન.

હરણનાં શીંગડાંનો છોલ, મોરપીછ, ઉન, બકરાના વાળ, સર્પ ને હિંગ તથા ઘી એટલાં વાના મેળવી ધુપ (ધુવો) સવાર સાંજે તાવવાળાએ લેવાથી સર્વ તાવ ૧ સામા અંદરજ નાશ પામે છે. ધુવો સર્વત્ર લાગે તેમ કાંઇ વાર-ખમાય ત્યાં સુધી લેવો. આ ઉત્તમ પ્રયોગ છે

ઉપરનાં ઔષધનો ચુવો કાઢી લઇ તેની નસ્ય, અગર અંજન કરવાથી, અથવા કાંઇ (ત્રણથી પાંચ ટીપાં) પેટમાં દેવાથી પણ સર્વ તાવ તાબડતોબ ૧ સપ્તાહમાંજ મટે છે.

### આનંદભૈરવ રસાયન.

### અતિસાર; મરડા ઉપર

હિંગળો, વછનાગ, ટંકણખાર, મરી, પીપરને, અફીણ; એટલાં વાનાં લઇને તેને ખુબ ખરલી. અર્કપત્રરસ તથા આદુના રસવડે ખુબ ઘુંટી-લઢી બહુજ બારીક કરી તેની રતી રતીની ગોળીઓ બનાવવી. પછી તેમાંથી પ્રહરે પ્રહરે એકેક ગોળી કડાછાલના અથવા ઇંદ્રજવને અતિવિષના ચુરણ ૦। રૂપૈયાભાર અંદર આપે જવાથી સર્વ તાવ, ટાઢીઆ તાવ; જીર્ણજ્વર અને સર્વ અતિસાર, મરડો-સંગ્રહણી, આમવાયુ, રક્તશ્રાવ, હર્સ, વાયુ, પ્રમેહ પ્રદર, ઉધરસ, દમ, કફ, નાડી પ્રાણ ઇત્યાદિ સારી રીતે મટે. પથ્ય દહીં, ભાત, અને સાકર અને પચે તો ઘી, દહીં, તક્ર, ભાત તથા મગની દાળ, આ આનંદ ભૈરવનો લેખ ચિકિત્સાસાર ગ્રંથનો છે.

### મૃગશ્રૃંગભસ્મ-રસાયન.

હરણના અથવા મહીષીના શીંગડાને અંતર્ધુમ બાળીને તેની ભસ્મ કરવી. તેમાં ચોથે ભાગે ત્રીકટુ મેળવવુ. પછી તુળશીના રસના ત્રણ પટ આપવા અને છાંએ સુકવી બારીક ચુરણ કરવું. તેમાંથી ૦। રૂપૈઆભાર માત્રા મધ ૧ તોલા તથા દહિં ૧૫ તોલા સાથે દવા સેવરાવવી. એથી સર્વ ટાઢીઆ ઉનીઆ તાવ, વાતપિત્તજ્વર, વિષમજ્વર, સર્વશુલ, હેડકી, સર્વ વનસ્પતિજ જોહેર મટે છે મંદાગ્નીનબળાઈ દુર થાય છે

### ગંધકરસાયન-લોહાવલેહ.

આંબળાંને હરડાં સમભાગે મેળવેલ ચાર ભાગ; ચોખો ગંધક બે ભાગ, લોહભસ્મ ૧ ભાગ; એ સર્વ એકત્ર મેળવી તેમાંથી નિત્ય રૂ. ૦। ભાર કે રૂ ૦॥ ભાર દહિં સાકરમાં મેળવી લેવાથી અમુક સમય સેવતાં શરીરની સર્વ નબળી અવસ્થામાં થનારા રોગ (વાયુ, નબળાઇ, બળક્ષીણતાને રક્તક્ષીણતા,) એ સર્વ મટે છે. તેથી અધિક દિવસ સેવન કરતાં શરીર પુષ્ટ થઈ, લોહી વધી, શરીર તેજવાળુ કાંતિમય, જોરાવારને કદાવર થાય છે, તથા ઉંમર પુગતા પહેલાં આવેલાં પળીઆ વળીઆં મટી જુવાન થવાય છે. સર્વ ઇંદ્રિઓના દેવતા સચેત ને બળદાર થાય છે. વીર્ય, બળ વધારી સદાંની વધી, સંસાર ભોગવવાનું સામર્થ્ય આવે છે. પથ્ય-પચતું, પૌષ્ટીક અન્ન દેવું.

### પ્રવાલ પંચામૃત પંચ ભસ્મયોગ.

પ્રવાલ, મોતી છીપ, શંખ, કોડી અને સંખીઓ એ પાંચને લઇને બારીક ખાડવાં પછી તેને લીંબુના રસમાં ૧ દિવસ ખરલ કરીને બારીક બનાવવું અને લુગ્દી કરી છાંયડે સુકવવી, પછી સુકાય એટલે સતાવસંપુટ કરી ૧ લઘુપુટ અંદર તેની ભસ્મ કરવી પછી તેને ઠરે એટલે કાઢી લઇને બારીક ઘુંટી એક નાની શીશીમાં ભરી રાખવું. એ ભસ્મ ૧ વાલ, સાકરનો ભુકો ને દહીં સાથે મેળવી લેવરાવવી, એટલે અફરો, ગુલ્મ, બરલ, ગાંઠ, ઉદર, અગ્નિમાંદ્ય, ઉધરસ, દમ, કફ, વાયુ, અજીર્ણ, આમ્લપિત્ત, છાતીના રોગ, સંગ્રહણી, અજરો, અતિસાર, પ્રમેહ, પ્રદર, ઉનવા, મૂત્રકૃચ્છ્ર, એનો નાશ કરે છે સંધીવાયુ મટાડે છે. આ પંચપ્રવાળનો પ્રયોગ ધનવન્તરીએ કહેલો છે. ખટાસથી થતાં સર્વ દર્દ મટાડે છે લોહી સાફ કરે છે. બળ લાવે છે. ત્રિદોષ શાંત કરે છે.

### નવ શંખવટી રસ.

આંબલીનાં ફોતરાંની રાખ ૪ ભાગ, શંખભસ્મ ૪ ભાગ, પંચલવણ ૪ ભાગ, ત્રીકટુ ૪ ભાગ, હિંગ ૨ ભાગ, વછનાગ ૨ ભાગ, ગંધક ૧૨ તોલા. એ સર્વ લઇ ઝીણું કરી ખરલમાં ઘુંટવાં. ત્યારબાદ લીંબુના રસનો પટ આપીને પછી ચણીબોર જેવડી ગોળીઓ, વાળવી. ( વજન ૧ વાલ ) પછી તેમાંથી ૧ ગોળી દહીં સુંઠ ને સાકર અંદર જમવા પહેલાં લેવરાવવી આથી અજીર્ણ, ઉધરસ, મૂળ, બરલ, અગ્નિમાંદ્ય, ગુલ્મ, પેટમાં દુખવું ( ઉભાંભરો ) અને અર્શ નાશ પામે છે. આને કોઇ સોગાગ્નિ મુર્ખની ગોળી પણ કહે છે.

### બીજી ચિચા શંખવટી

સાજીખાર ૬ ભાગ, ચોખો પાપડખાર ૬ ભાગ, શંખભસ્મ ૪ ભાગ, કોડીભસ્મ ૪ ભાગ, સીંધાલુણ ૪ ભાગ, સચળ, વડાગરૂં ને મીઠું એ ૧૬ ભાગ, સુરોખાર ૪ ભાગ, હીંગ ૪ ભાગ, એ સર્વ બારીક કરી એકઠા કરવાં લીંબુના રસના ત્રણ પટ આપવા ચીત્રક, ભાગરો, નગોડ, ગોરખમુંડી, સુંઠ ને ભાંગ, એ દરેકનો એક એક પટ આપવો, પછી તેની રાનબોરના જેવડી ગોળીઓ વાળવી. પછી તેમાંથી ૧ થી ૨ અજમા સાથે લેવાથી અગ્નિ, વડવાનળ પ્રમાણે થઇને સર્વ અજીર્ણ મટાડે છે, તથા આમ્લપિત્ત, સંધીવાયુ, ઉનવા, મૂત્રકૃચ્છ્ર વિગેરે મટે છે.

### શંખદ્રાવ-અગ્નિ-અર્ક-રસાયન.

સિંધવ, સાજીખાર ને નવસાર, એ દરેક આઠ આઠ તોલા; સુરોખાર ૧૬ તોલા, ફટકડી ૪ તોલા, હીરાકસી ૪ તોલા. એ સર્વને એક વાસણમાં લઇને ભરવાં અને નળીકાયત્રની રીતીએ તેનો અર્ક કાચ પાત્રથી કાઢવો. તેજ તીવ્ર અમ્લ-શંખદ્રાવ, આસીડ ( ખાટો બાળનાર તેજાબ ) તેનાં બેથી ત્રણ ટીપાં ઠંડા પાણી પાશેર સાથે લેવાથી તે વડે સર્વગુલ્મ, ઉદર, બરલ, ને યકૃત ગાંઠ મટે છે. લોહી સાફ કરે છે, પિત્ત ઠમળો મટાડે છે આ ઉપાય ઈંગ્રેજી નૈટ્રોમ્યુરેટીક આસીડને મળતા ગુણ ધરાવનારો છે. તાવમા આપવાથી તાવને પણ મટાડે છે. પથરીને ગાળી નાખે છે.

## मधु-मध अने तेना गुणो.

**મધનું સંસ્કૃત નામ**—મધુ, માક્ષિક, ક્ષૌદ્ર, પુષ્પર સૌદ્ભવ, પુષ્પાસવ, માધ્વીક, માક્ષિકાવાન્ત, હિન્દી—મધુ ( ગધ ), શહદ ( સહત ); બંગાલી—મધુ, મૌ; મરાઠી-ગુજરાતી-મધ, કર્ણાટકી—જેન તુપ્પ, ઇંગ્રેજી—હની-લૈટિનમેલ, ફારસી—શહદ, અગવીન, આરબી—અસલુલ નહલ છે.

**મધની ઉત્પત્તિ**—મધમાખીથી મધની ઉત્પત્તિ થાય છે. મધમાખી નાના પ્રકારના ફૂલોમાંથી રસ ચૂસી લઇ તેનો પોતાના મધપુડામાં સગ્રહ કરે છે. મધમાખી સિવાય ભમરા, ભમરી, પતંગ આદિ બીજી જાતના જતુંઓ પણ મધ એકઠું કરે છે ફૂલોના રસ સિવાય ગોળ, ખાંડ, દ્રાક્ષ આદિ પદાર્થોમાંથી પણ માખી વગેરે રસ ચૂસી મધનો સંગ્રહ કરે છે

એક મધપુડામાં અસંખ્ય ફુલોની જરૂર પડે છે. એક શેર મધ તૈયાર કરવામાં માખીઓને આશરે ૭૫૦૦૦૦૦ લાખ ફુલોમાંથી રસ ચૂસવો પડે છે, સર્વ પ્રકારના ફુલોમાંથી માખી રસ ચૂસે

છે, પણ તેમા મહુડાં, અરડુસો, અંગૂર, સતરાં, આંબો, લીંબુ, કમલ, મૌલસરી, સેવતી, કેસર, હારશૃંગાર, કપાસ, તલ, શતાવરી, આદિનાં ફૂલ મુખ્ય છે. ફૂલોનો રસ પાણીની માફક પાતળો હોય છે, પરંતુ માખીઓના શરીરમાં જવાથી વિચિત્ર રાસાયનિક ક્રિયાના પ્રભાવે તે મધના રૂપમા બની જાય છે. તે સિવાય માખીઓના પગના હલનચલનથી પણ ફૂલોના રસનો જલીય અંશ ઉડી જઇ પાંચમો ભાગ મધ રહી જાય છે.

પૃથ્વીના સર્વ દેશમાં મધની જરૂરીઆત વધારે જણાય છે. ભારતમા પ્રાચીનકાળથી મધનો વ્યવહાર ચાલે છે. ઔષધ પ્રયોગ ઉપરાંત હિંદુઓના સમસ્ત દેવી, દેવતાઓની પૂજા, યજ્ઞ, હોમ, વિવાહ, શ્રાદ્ધ આદિ સર્વ કાર્યમાં મધની જરૂર પડે છે. મધુપર્ક, પંચામૃત આદિ પદાર્થ મધ વગર બરાબર ગણવામાં આવતાં નથી. મધદ્વારા નાના પ્રકારના મિષ્ટાન તૈયાર કરવામાં આવે છે. જ્યાં મધ વધારે થાય છે ત્યાંના લોકો ઘણે ભાગે મધથીજ દરેક જાતનું મિષ્ટાન્ન બનાવી વાપરે છે. ફળના રક્ષણ માટે મધ વધારે પ્રમાણમાં કામમાં લેવામાં આવે છે. મધમાં ફૂલો રાખવાથી ઘણા દિવસ સુધી ખરાબ થતાં નથી.

દેશ, માખીઓ અને પુષ્પોનાં જાતિભેદથી મધમાં સેંકડો પ્રકારની વિભિન્નતાઓ મળી આવે છે. આપણા દેશમાં ત્રણ–ચાર પ્રકારના મધ વધારે પ્રમાણમાં મળે છે દેશી, પહાડી, ભમરીયું, પૂર્વી, નાની, મોટી સર્વ પ્રકારની માખીઓના મધમાં નાની માખીનું મધ ઉત્તમ અને મોટી માખીનું સાધારણ માનવામા આવે છે. પહાડી મધમાં–શારદીય મધ ઉત્તમ હોય છે. પૂર્વી મધ ઘણુંજ સરસ કહેવામાં આવતું નથી. મારવાડ, રાજપુતાના આદિ દેશથી જે મધ અહીં વેચાવા આવે છે, તે પણ સારૂં નથી હોતું બીજાં ઘણી જાતનાં બનાવટી મધ આજકાલ દરેક ઠેકાણે બહુ જ જોવામાં આવે છે. મધમા સેંકડે ૯૫ ટકા બીજી મેળવણી કરવામાં આવે છે સાધારણ રીતે બજારમાં જે મધ વેચાય છે તેમા ગોળ, ચીનાઇ સાકરનું સરબત, આદિ અનેક પદાર્થ મેળવવામાં આવે છે બનાવટી મધને લઈ હાલ અસલ મધ મળવું મુશ્કેલ થઇ ગયેલ છે. દુષ્ટ વ્યવસાયી લોકો એવું મધ બનાવે છે કે, મોટા મોટા બુદ્ધિમાન પુરૂષો પણ ઠગાઇ જાય છે.

**અસલ મધની પરીક્ષા**—જેનો વર્ણ અને ગંધ ઉત્તમ હોય અને જેમાં માખી પડતાં પોતાની મેળે ઉડી જાય-તેમાં ફસાય નહિ, અને અગ્નિમાં નાખતાં બળવા લાગે અને તેની દુર્ગંધ ન આવે તો તે મધ સાધારણ રીતે સારૂ માનવામાં આવે છે ઘણા લોકોનું એમ માનવું છે કે, મધ કુતરાં ખાતાં નથી, પણ તે બરાબર નથી. અસલી અને બનાવટી વગેરે દરેક જાતનું મધ કુતરાઓ ખાઇ જાય છે.

**ઉત્તમ મધ**—વર્ણ રહિત અથવા કિંચિત્ રક્ત–પીત મિશ્રિત વર્ણનું, નિર્મળ, સુગંધીયુક્ત અને મધપુડાને દબાવ્યા વગર સ્વાભાવિક યુક્તિથી કાઢવામાં આવેલ હોય એવુ મધ અત્યુત્તમ કહેવામા આવે છે.

**ખરાબ મધ**—કેટલીક માખીઓ અત્યન્ત ઝેરી હોય છે અને વળી તે વનમાં નાના પ્રકારના ફુલોના રસનું પાન કરે છે જેથી મધ સ્વભાવિક રીતેજ ઝેરી બને છે. વળી કેટલાક મધ એકઠું કરનારા મધ એકઠું કરતી વખતે મધની સાથે માખીઓના મધપુડાને પણ દુઃખી કરી તે ઝેરી માખીઓના બચ્ચાંનો પણ રસ નીચોવી લે છે. તેથી તે વધારે ઘોર ઝેરી, દાહકારક અને અત્યંત તીક્ષ્ણ થઇ જાય છે. પછી તે પાણીના સુકાયા બાદ અગ્નિપર પકાવે છે, અને તેથી તે વધારે ઝેરી થઇ જાય છે. શાસ્ત્રમાં લખેલ છે કે, મધને ગરમ કરવુ ન જોઇએ. એવું મધ શરીરમાં અત્યન્ત દાહ અને વિષક્રિયા પ્રગટ કરે છે, જેથી સર્વથા ત્યાજ્ય છે તે સિવાય ખરાબ રંગનું, લાલ, કાળું, દુર્ગંધિત અને અત્યન્ત પાતળુ મધ પણ વાપરવા યોગ્ય નથી. સર્વ પ્રકારનું મધ ખુલ્લું અને ઠંડકમાં રાખવાથી તેમાં એક જાતના દાણા જેવું જણાય છે, તેમાં જે જળનો ભાગ હોય છે તે વસ્ત્ર વડે ગાળી નાખવાથી સહજમાં દૂર થઇ જાય છે, મધ સાધારણ સ્થિતિમાંજ સારૂં રહે છે.

**ઉત્તમ મધના ગુણ**—શીતવીર્ય, પચવામાં હલકુ, થોડું તુરૂં, રસાન્વિત, મધુર, સ્તમ્ભક અને કૃશતાકારક છે. આંખોને હિતકારી, અગ્નિ પ્રદીપક, સ્વરને શુદ્ધ કરનારાણું, વ્રણશોધક અને વ્રણને

ભરવાવાળું છે શરીરમાં કોમળતાકારક, શરીરના સૂક્ષ્મ છિદ્રોમાં પ્રવેશ કરી તેને શુદ્ધ કરવાવાળુ, આહ્‌લાદજનક, અત્યન્ત પ્રસન્નતાકારક, વર્ણને ઉજ્જવલ કરવાવાળું, બુદ્ધિજનક, પુષ્ટિકારક, વીર્યવર્ધક, કામોત્તેજક, વિશદ, રૂચિકારક, યોગવાહી ( જે યોગની સાથે મેળવવામાં આવે તે પ્રમાણે ફાયદો કરવાવાળુ ), અને કંઇક વાયુવર્દ્ધક છે. તે કફ, ખાંસી, શ્વાસ, રૂધિરવિકાર, કુષ્ટ, વાતરક્ત, અર્શ, રક્તપિત્ત, પ્રમેહ, ગ્લાનિ, કૃમિ, મેદ, મદ, વિષવિકાર, તૃષા, વમન, હેડકી, અતિસાર, આફરો, દાહ, અને ક્ષયરોગ વગેરેને નષ્ટ કરે છે અને તૂટી ગયેલ હાડકાંને જોડી દે છે વળી ત્રિદોષનાશક છે.

એ સિવાય તે ઘણા રોગોમા હિતકારી છે. આયુર્વેદિક ઔષધિઓમાં માત્ર એક મધજ શ્રેષ્ઠ અનુપાન છે.

**મધુમેહાદિ** રોગોમા જ્યારે સર્વ પ્રકારના મિષ્ટ રસવાળા પદાર્થ હાનિકારક ગણવામાં આવે છે ત્યારે મધ ખાસ કરીને આપવામાં આવે છે. ચીની ખાંડ, ગોળ આદિ પદાર્થો માફક તેનાથી ખરાબ અસર થતી નથી, પરંતુ એવા રોગોમાં તે વિશેષ ઉપયોગી થઇ પડે છે. તે અત્યન્ત પુષ્ટિકારક હોવાની સાથે તેમાં એક મોટો અને સારો ગુણ એ છે કે, તે ઘણી ખાંડવાળા પદાર્થોની માફક શરીરમાં સ્થૂલતાની વૃદ્ધિ કરતું નથી. મેદ વૃદ્ધિ અર્થાત્ સ્થૂલતા પર મધ ઉત્તમ ઔષધતુલ્ય છે. માત્ર મધને જ પાણીની સાથે મેળવી નિયમિત રૂપથી થોડા દિવસ સેવન કરવાથી સ્થૂલતા તુરત જ ઓછી જણાવા લાગે છે. બાળક શરૂઆતથીજ મધુરપ્રિય હોવાનું કારણ એ છે કે, તેના માતા-પિતા મિષ્ટાન્નાદિ ન પચે તેવા પદાર્થો ઠાંસી ઠાંસીને ખાધા કરે છે, પરતુ મિષ્ટાન્નના પદાર્થો હદથી જ્યાદે ખાવાથી અજીર્ણ થાય છે. આજકાલ કેટલાક બાળકો ઉદરરોગ, યકૃત, બરોળ, વૃદ્ધિ આદિ રોગોવાળા ઉત્પન્ન થવાનું કારણ પણ તેજ છે. એવા વખતમાં જાત જાતની મીઠાઇને બદલે જો બાળકોને મધથી બનાવેલ પદાર્થ આપવામાં આવે તો વિશેષ લાભ થઇ શકે છે. બાળક, વૃદ્ધ અને રોગી મનુષ્યને સાધારણ રીતે દરેક ઠેકાણે અન્ય મિષ્ટાન્નને બદલે મધ આપવામા આવે છે.

કફમા જ્યારે મધુર પદાર્થ આપવાથી કફની વૃદ્ધિ થાય છે, તે વખતે મધનો સારી રીતે ઉપયોગ થઇ શકે છે. મધ કફને દૂર કરે છે. મધના જેવી કફ દૂર કરનારી બીજી કોઇ દવા નથી

બાળકોનાં ઘણાં દરદો માત્ર મધથીજ દૂર થાય છે બાળકોને કફ, ખાંસી અને પેટના વ્યાધિમાં મધ બહુજ ગુણકારી છે

મધની સાથે ટંકણખારને ઘસી માતાના અથવા ગાયના દુધમાં મેળવી પાવાથી બાળકની ખાંસી, કફ, અને અપચો દૂર થાય છે મધની સાથે ટંકણખારને ઘસી બાળકના મોઢામા ધીરે ધીરે આંગળી વતી ઘસવાથી બાળકને સહેલાઇથી દાંત આવે છે, અને તે બાળકના મોઢાની અંદર લગાવવાથી મુખપાક રોગ મટી જાય છે

બાળકને જ્યારે બહુજ ઉધરસ થઇ આવે છે ત્યારે મધ સાથે કિંચિત્ અનીવિષ અને એક બે દ્રાક્ષને વાટી પાવાથી બહુજ લાભ થાય છે બાળકોના દરેક રોગમા ઘણે ભાગે અનુપાન તરીકે મધજ આપવામાં આવે છે.

મધને દુધ સાથે મેળવી પીવાથી શરીરમાં અત્યન્ત બળ અને વિર્યની વૃદ્ધિ થાય છે. ઘણે ભાગે ક્ષયરોગમાં તે યોગ બહુજ લાભદાયક છે. જેને જઠરાગ્નિની મંદતાને લઇ દુધ પચતું ન હોય તેને માટે દુધ સાથે મધ મેળવી પીવું ઘણુંજ લાભકારક છે. મધને ઠંડા પાણીમાં મેળવી પીવાથી મુખની શુષ્કતા, ખાંસી, કષ્ટશ્વાસ અને ગલગ્રન્થિ વગેરે રોગ દૂર થાય છે મધને ત્રિફળાના ઉકાળામાં મેળવી પીવાથી લોહીવિકાર, ગડમાલ-કંઠમાળ, અપચો આદિ રોગ દૂર થાય છે મધને મળોના પાણી સાથે મેળવી સેવન કરવાથી પ્રમેહ પર અને ઘણે ભાગે મધુમેહ પર સારો ફાયદો કરે છે જૂના પ્રમેહના દર્દ પર રમનંતી સાથે પાણીમા મધ મેળવી પિચકારી મારવાથી લાભ થાય છે. ઉપદંશની ચાંદીઓ પર મધ સાથે ત્રિફળાની ભસ્મ મેળવી ચોપડવાથી ચાંદી સુકાઇ જાય છે. **કાનની** પીડા પર કોકરવરણા જરા ઉના પાણીમાં મધ નાંખી પિચકારી વડે કાન ધોવાથી કાનનું વહેવું બંધ થઇ તુરત પીડા દૂર થાય છે. નેત્રરોગમાં કમળનું મધ બહુજ હિતકારી છે પક્ષાઘાતની આરંભિક અવસ્થામાં મધ

છે, પણ તેમા મહુડાં, અરડૂસો, અંગુર, સતરાં, આમ્બો, લીંબુ, કમલ, મૌલસરી, સેવતી, કેસર, હારશૃંગાર, કપાસ, તલ, શતાવરી, આદિનાં ફૂલ મુખ્ય છે. ફૂલોનો રસ પાણીની માફક પાતળો હોય છે, પરંતુ માખીઓના શરીરમાં જવાથી વિચિત્ર રાસાયનિક ક્રિયાના પ્રભાવે તે મધના રૂપમા બની જાય છે. તે સિવાય માખીઓના પગના હલનચલનથી પણ ફૂલોના રસનો જલીય અંશ ઉડી જઇ પાંચમો ભાગ મધ રહી જાય છે.

પૃથ્વીના સર્વ દેશમા મધની જરૂરીઆત વધારે જણાય છે ભારતમાં પ્રાચીનકાળથી મધનો વ્યવહાર ચાલે છે ઔષધ પ્રયોગ ઉપરાંત હિંદુઓના સમસ્ત દેવી, દેવતાઓની પૂજા, યજ્ઞ, હોમ, વિવાહ, શ્રાદ્ધ આદિ સર્વ કાર્યમા મધની જરૂર પડે છે મધુપર્ક, પંચામૃત આદિ પદાર્થ મધ વગર બરાબર ગણવામાં આવતા નથી. મધદ્વારા નાના પ્રકારના મિષ્ટાન તૈયાર કરવામાં આવે છે જ્યાં મધ વધારે થાય છે ત્યાંના લોકો ઘણે ભાગે મધથીજ દરેક જાતનું મિષ્ટાન્ન બનાવી વાપરે છે. ફળના રક્ષણ માટે મધ વધારે પ્રમાણમાં કામમાં લેવામાં આવે છે. મધમાં ફૂલો રાખવાથી ઘણા દિવસ સુધી ખરાબ થતાં નથી.

દેશ, માખીઓ અને પુષ્પોનાં જાતિભેદથી મધમાં સેંકડો પ્રકારની વિભિન્નતાઓ મળી આવે છે. આપણા દેશમાં ત્રણ-ચાર પ્રકારના મધ વધારે પ્રમાણમાં મળે છે દેશી, પહાડી, ભમરીયું, પૂર્વી, નાની, મોટી સર્વ પ્રકારની માખીઓના મધમાં નાની માખીનું મધ ઉત્તમ અને મોટી માખીનું સાધારણ માનવામાં આવે છે. પહાડી મધમાં-શારદીય મધ ઉત્તમ હોય છે. પૂર્વી મધ ઘણુંજ સરસ કહેવામાં આવતું નથી. મારવાડ, રાજપુતાના આદિ દેશથી જે મધ અહીં વેચાવા આવે છે, તે પણ સારૂં નથી હોતું. બીજાં ઘણી જાતનાં બનાવટી મધ આજકાલ દરેક ઠેકાણે બહુ જ જોવામાં આવે છે. મધમાં સેકડે ૯૫ ટકા બીજી મેળવણી કરવામાં આવે છે સાધારણ રીતે બજારમાં જે મધ વેચાય છે તેમાં ગોળ, ચીનાઇ સાકરનું સરબત, આદિ અનેક પદાર્થ મેળવવામાં આવે છે બનાવટી મધને લઈ હાલ અસલ મધ મળવુ મુશ્કેલ થઇ ગયેલ છે. દુષ્ટ વ્યવસાયી લોકો એવુ મધ બનાવે છે કે, મોટા મોટા બુદ્ધિમાન પુરૂષો પણ ઠગાઇ જાય છે.

**અસલ મધની પરીક્ષા**—જેનો વર્ણ અને ગંધ ઉત્તમ હોય અને જેમાં માખી પડતાં પોતાની મેળે ઉડી જાય-તેમાં ફસાય નહિ, અને અગ્નિમાં નાંખતાં બળવા લાગે અને તેની દુર્ગંધ ન આવે તો તે મધ સાધારણ રીતે સારૂં માનવામા આવે છે. ઘણા લોકોનું એમ માનવું છે કે, મધ કુતરાં ખાતાં નથી, પણ તે બરાબર નથી અસલી અને બનાવટી વગેરે દરેક જાતનું મધ કુતરાઓ ખાઇ જાય છે.

**ઉત્તમ મધ**—વર્ણ રહિત અથવા કિંચિત્ રક્ત-પીત મિશ્રિત વર્ણનું, નિર્મળ, સુગંધીયુક્ત અને મધપુડાને દબાવ્યા વગર સ્વાભાવિક યુક્તિથી કાઢવામાં આવેલ હોય-એવુ મધ અત્યુત્તમ કહેવામા આવે છે.

**ખરાબ મધ**—કેટલીક માખીઓ અત્યન્ત ઝેરી હોય છે અને વળી તે વનમા નાના પ્રકારના ફુલોના રસનું પાન કરે છે જેથી મધ સ્વાભાવિક રીતેજ ઝેરી બને છે. વળી કેટલાક મધ એકઠું કરનારા મધ એકઠું કરતી વખતે મધની સાથે માખીઓના મધપુડાને પણ દુખી કરી તે ઝેરી માખીઓના બચ્ચાંનો પણ રસ નીચોવી લે છે. તેથી તે વધારે ઘોર ઝેરી, દાહકારક અને અત્યંત તીક્ષ્ણ થઇ જાય છે. પછી તે પાણીના સુકાયા બાદ અગ્નિપર પકાવે છે, અને તેથી તે વધારે ઝેરી થઇ જાય છે શાસ્ત્રમાં લખેલ છે કે, મધને ગરમ કરવુ ન જોઇએ. એવું મધ શરીરમાં અત્યન્ત દાહ અને વિષક્રિયા પ્રગટ કરે છે, જેથી સર્વથા ત્યાજ્ય છે. તે સિવાય ખરાબ રંગનું, લાલ, કાળુ, દુર્ગંધિત અને અત્યન્ત પાતળું મધ પણ વાપરવા યોગ્ય નથી. સર્વ પ્રકારનું મધ ખુલ્લું અને ઠંડકમાં રાખવાથી તેમાં એક જાતના દાણા જેવુ જણાય છે, તેમાં જે જળનો ભાગ હોય છે તે વસ્ત્ર વડે ગાળી નાંખવાથી સહજમાં દૂર થઇ જાય છે, મધ સાધારણ સ્થિતિમાજ સારૂં રહે છે.

**ઉત્તમ મધના ગુણ**—શીતવીર્ય, પચવામાં હલકુ, થોડું તુરૂં, રસાન્વિત, મધુર, સ્તમ્ભક અને કૃશતાકારક છે. આંખોને હિતકારી, અગ્નિ પ્રદીપક, સ્વરને શુદ્ધ કરવાવાળું, વ્રણશોધક અને મંજુને

ભરવાવાળું છે. શરીરમાં કોમળતાકારક, શરીરના સૂક્ષ્મ છિદ્રોમાં પ્રવેશ કરી તેને શુદ્ધ કરવાવાળું, આહ્લાદજનક, અત્યન્ત પ્રસન્નતાકારક, વર્ણને ઉજ્જ્વલ કરવાવાળું, બુદ્ધિજનક, પુષ્ટિકારક, વીર્યવર્ધક, કામોત્તેજક, વિશદ, રૂચિકારક, યોગવાહી (જે યોગની સાથે મેળવવામાં આવે તે પ્રમાણે ફાયદો કરવાવાળું), અને કાંઇક વાયુવર્દ્ધક છે. તે કફ, ખાંસી, શ્વાસ, રૂધિરવિકાર, કુષ્ટ, વાતરક્ત, અર્શ, રક્તપિત્ત, પ્રમેહ, ગ્લાનિ, કૃમિ, મેદ, મદ, વિષવિકાર, તૃષા, વમન, હેડકી, અતિસાર, આફરો, દાહ, અને ક્ષયરોગ વગેરેને નષ્ટ કરે છે અને તૂટી ગયેલ હાડકાંને જોડી દે છે. વળી ત્રિદોષનાશક છે.

એ સિવાય તે ઘણા રોગોમા હિતકારી છે. આયુર્વેદિક ઔષધિઓમાં માત્ર એક મધજ શ્રેષ્ઠ અનુપાન છે.

મધુમેહાદિ રોગોમા જ્યારે સર્વ પ્રકારના મિષ્ટ રસવાળા પદાર્થ હાનિકારક ગણવામાં આવે છે ત્યારે મધ ખાસ કરીને આપવામાં આવે છે. ચીની ખાંડ, ગોળ આદિ પદાર્થો માફક તેનાથી ખરાબ અસર થતી નથી, પરંતુ એવા રોગોમાં તે વિશેષ ઉપયોગી થઇ પડે છે. તે અત્યન્ત પુષ્ટિકારક હોવાની સાથે તેમાં એક મોટો અને સારો ગુણ એ છે કે, તે ઘણી ખાંડવાળા પદાર્થોની માફક શરીરમા સ્થૂલતાની વૃદ્ધિ કરતું નથી. મેદ વૃદ્ધિ અર્થાત્ સ્થૂલતા પર મધ ઉત્તમ ઔષધતુલ્ય છે. માત્ર મધને જ પાણીની સાથે મેળવી નિયમિત રૂપથી થોડા દિવસ સેવન કરવાથી સ્થૂલતા તુરત જ ઓછી જણાવા લાગે છે બાળક શરૂઆતથીજ મધુરપ્રિય હોવાનું કારણ એ છે કે, તેના માતા-પિતા મિષ્ટાન્નાદિ ન પચે તેવા પદાર્થો ઠાંસી ઠાંસીને ખાધા કરે છે, પરંતુ મિષ્ટાન્નના પદાર્થો હદથી જ્યાદે ખાવાથી અજીર્ણ થાય છે. આજકાલ સેંકડો બાળકો ઉદરરોગ, યકૃત, બરોળ, વૃદ્ધિ આદિ રોગોવાળા ઉત્પન્ન થવાનું કારણ પણ તેજ છે. એવા વખતમાં જાત જાતની મીઠાઇને બદલે જો બાળકોને મધથી બનાવેલ પદાર્થ આપવામાં આવે તો વિશેષ લાભ થઇ શકે છે. બાળક, વૃદ્ધ અને રોગી મનુષ્યને સાધારણ રીતે દરેક ઠેકાણે અન્ય મિષ્ટાન્નને બદલે મધ આપવામાં આવે છે.

કફમાં જ્યારે મધુર પદાર્થ આપવાથી કફની વૃદ્ધિ થાય છે, તે વખતે મધનો સારી રીતે ઉપયોગ થઇ શકે છે. મધ કફને દૂર કરે છે. મધના જેવી કફ દૂર કરનારી બીજી કોઇ દવા નથી.

બાળકોનાં ઘણાં દરદો માત્ર મધથીજ દૂર થાય છે. બાળકોને કફ, ખાંસી અને પેટના વ્યાધિમાં મધ બહુજ ગુણકારી છે

મધની સાથે ટંકણખારને ઘસી માતાના અથવા ગાયના દુધમાં મેળવી પાવાથી બાળકની ખાંસી, કફ, અને અપચો દૂર થાય છે. મધની સાથે ટંકણખારને ઘસી બાળકના મોઢામાં ધીરે ધીરે આંગળી વતી ઘસવાથી બાળકને સહેલાઇથી દાંત આવે છે, અને તે બાળકના મોઢાની અંદર લગાવવાથી મુખપાક રોગ મટી જાય છે

બાળકને જ્યારે બહુજ ઉધરસ થઇ આવે છે ત્યારે મધ સાથે કિંચિત્ અતીવિષ અને એક બે દ્રાક્ષને વાટી પાવાથી બહુજ લાભ થાય છે. બાળકોના દરેક રોગમાં ઘણે ભાગે અનુપાન તરીકે મધજ આપવામાં આવે છે.

મધને દુધ સાથે મેળવી પીવાથી શરીરમાં અત્યન્ત બળ અને વિર્યની વૃદ્ધિ થાય છે. ઘણે ભાગે ક્ષયરોગમા તે યોગ બહુજ લાભદાયક છે જેને જઠરાગ્નિની મંદતાને લઇ દુધ પચતું ન હોય તેને માટે દુધ સાથે મધ મેળવી પીવું ઘણુંજ લાભકારક છે. મધને ઠંડા પાણીમાં મેળવી પીવાથી મુખની શુષ્કતા, ખાંસી, કષ્ટશ્વાસ અને ગલગ્રન્થિ વગેરે રોગ દૂર થાય છે. મધને ત્રિફળાના ઉકાળામાં મેળવી પીવાથી લોહીવિકાર, ગંડમાલ-કંઠમાળ, અપચો આદિ રોગ દૂર થાય છે. મધને ગળોના પાણી સાથે મેળવી સેવન કરવાથી પ્રમેહ પર અને ઘણે ભાગે મધુમેહ પર સારો ફાયદો કરે છે જૂના પ્રમેહના દર્દ પર રસવંતી સાથે પાણીમાં મધ મેળવી પિચકારી મારવાથી લાભ થાય છે. ઉપદંશની ચાંદીઓ પર મધ સાથે ત્રિફળાની ભસ્મ મેળવી ચોપડવાથી ચાંદી સુકાઇ જાય છે. કાનની પીડા પર કોકરવરણા જરા ઉના પાણીમાં મધ નાંખી પિચકારી વડે કાન ધોવાથી કાનનું વહેવું બંધ થઇ તુરત પીડા દૂર થાય છે. નેત્રરોગમાં કમલનુ મધ બહુજ હિતકારી છે પક્ષાઘાતની આરંભિક અવસ્થામાં મધ

સાથેના ચૂર્ણનું સેવન કરવાથી અને મધમિશ્રિત જળપાન કરવાથી રોગનું આગળ વધવું અટકી જાય છે. સર્વ પ્રકારનાં ગુમડાં, સોજા અથવા ફોલ્લા પર મધ અને ચુનાને ફાલવી તેનો લેપ કરવો એ વધારે લાભદાયક છે. બગલ અથવા જાગમાં ગાંઠ નીકળવાથી મધ સાથે કાળી મરીને વાટી લેપ કરવાથી તુરતજ ફાયદો થાય છે. પ્લેગની ગાંઠ પર મધ સાથે જંગલી કબૂતરની હગાર વાટી લગાડવાથી ગાંઠ તુરતજ બેસી જાય છે. ગળાના વ્યાધમાં મધ અને લીંબુનો રસ સરખે ભાગે મેળવી ધીમે ધીમે ચમચાવડે પીવાથી ગળાની અંદરનો ઘા અને સ્વરભંગાદિ રોગ દૂર થાય છે. નવીન જ્વર, કે શરદીની ખાંસીમા બહુજ ગરમ પાણીમા થોડાં મધનાં ટીપા નાખી ધીમે ધીમે પીવાથી તે રોગ દૂર થાય છે. મધ સાથે પીંપરના ચૂર્ણનું સેવન કરવાથી ખાંસી, શરદી, કફ, જ્વર આદિ રોગ દૂર થઈ જાય છે, મધ અને મકાઇનો રસ એ બન્ને એકત્ર કરી તેમાં રૂ અથવા નરમ લુગડાના કકડાને પલાળી યોનિમાં રાખવાથી સ્ત્રીઓની ગર્ભાશયની પીડા આદિ વ્યાધિ દૂર થાય છે. મધ અને શીલાજીતને એકત્ર કરી લેપ કરવાથી વાયુના વ્યાધિનો પણ નાશ થાય છે. મધ વીર્યસ્તંભક અને કામોત્તેજક છે વૈદ્ય



# कोलेरा.

આજકાલ કોલેરાનો ઉપદ્રવ વધવા માડ્યો છે અને હજુ મહા ફાગણમાં વધુ ફેલાશે એમ લોકોનું માનવું છે. જગતમા હવે રોગોનો પણ વધારો થતો જાય છે ગઇ સાલે પ્લેગે ત્રાસ વર્ત્તાવી મૂક્યો હતો, આ સાલે ચોમાસામાં ઇન્ફ્લ્યુએન્ઝાએ ત્રાસ વર્ત્તાવ્યો અને હવે કોલેરાએ શરૂઆત કરી છે. કોલેરા માટે અમે ગઇ સાલે ઘણા લેખો આપ્યા છે અને તેથી બચવાના ઉપાયો બતાવ્યા છે. અમારો હેતુ માણસ માત્ર પોતાને થતા રોગોને ઘરઘરૂ ઉપચારોથી મટાડી શકે તો સારૂ તે માટે પ્લેગના વખતમાં પ્લેગના ઉપચારો, ઇન્ફ્લ્યુએન્ઝા માટે ઇન્ફ્લ્યુએન્ઝાના અને હવે કોલેરા માટે કોલેરાના ઉપાયો આપવાનો પ્રયત્ન કર્યો છે.

કોલેરામા ઝાડો, ઉલટી થયાં કરે છે, શરીર ઠંડુ પડી જાય છે ને દરદી જોત જોતામા મરણને શરણ થાય છે કોલેરાને માટે દેશી દવામા— લીંબુ, આદુ, ડુંગળી, ફુદીનો એ વસ્તુઓ ઘણી જ ઉપકારક છે તેના રસનું સેવન કરવુ તથા શરીરે ગોપડવાથી ફાયદો થાય છે કોલેરાના જંતુ નાશ કરવાની શક્તિ ઉપરની વસ્તુઓમા છે

સાધારણ રીતે કોલેરા માટે નીચના ઉપચારો ઉપયોગી છે.

૧. કોલેરાના વખતમાં હમેશા ગરમ કરી ઠારેલું પાણી પીવું જોઇએ. પાણી બહુજ ગરમ કરવાથી તેમાંના સમસ્ત જીવો અને રજકણો દૂર થઇ જાય છે.

૨ હલકો, રૂચિકારક અને પુષ્ટિકારક ખોરાક વાપરવો. વાસી, ઠંડો, બહુ વખત પછી પચવાવાળો, અને પેટમાં જઇ સડી જાય એવો ખોરાક ન વાપરવો જ્યાં સુધી બરાબર ભૂખ ન લાગી હોય ત્યાં સુધી ખોરાક ન લેવો જોઇએ. માખી આદિ જંતુઓ દ્વારા આ રોગની વૃદ્ધિ થાય છે. જેથી ખાવાના પદાર્થ પર માખી ન બેસે તેની ખાસ સંભાળ રાખવી

૩. રાત્રિ જાગરણ, માદક પદાર્થોનું સેવન, અધિક ભોજન, ખરાબ ભોજન, ઉપવાસ, અધિક શારીરિક પરિશ્રમ, મૈથુન આદિ હાનિકારક કામ છોડી દેવાં

૪. ઘરમાં બહુજ સ્વચ્છતા રાખવી જોઇએ અને તેમાં હવા અને ધૂપ આવવાની ઉત્તમ સંગવડ હોવી જોઇએ.

૫ ગંધકમાં બીજ વગેરે અણુઓનો નાશ કરવાની ભારે શક્તિ છે, જેથી હંમેશાં ઘરમાં ગંધકની ધૂણી કરવી જોઇએ ગંધક હવાને શુદ્ધ કરે છે

૬. ઘરમાં ભીનાશ કે ભેજ રહેવાથી રોગની તુરતજ વૃદ્ધિ થાય છે, જેથી એમ જણાય કે તરતજ ઘરમા ચુનો છટાવવો. ચુનો ઘરને શુદ્ધ કરે છે, અને બીજ-અણુઓનો નાશ કરે છે.

૭. કાર્બોલીક એસિડ; ફિનાયલ વગેરે પદાર્થ જતુનાશક અને દુર્ગંધ અટકાવનાર છે જેથી કોઇ ચીજ સડવાની સાથે દુર્ગંધ મારતી જણાય કે તુરતજ કાર્બોલીક એસિડ અથવા ફિનાયલ પાણી સાથે મેળવી તે જગ્યાએ છાટવુ

૮. કોલેરાના વખતમાં હમેશા આનદમા રહેવું. ભય, શોક, દુઃખ, ક્રોધ આદિ ભાવોને મનમાં સ્થાન ન આપવું. કારણ કે તેથી માનસિક બળનો નાશ થવાની સાથે તુરતજ રોગની શરૂઆત થાય છે,

૯. કોલેરાના વખતમાં હમેશાં એક બે લીંબુ અવશ્ય વાપરવાં લીંબુથી અજીરણ અને કોલેરાના ઝેરી જંતુનો નાશ થાય છે. નવટાંક શુદ્ધ પાણીમાં એક અથવા બે લીંબુનો રસ નીચોવી તેમાં બે તોલા શુદ્ધ ખાંડ, એક એલાયચી અને ૪-૫ કાળી મરીનું ચૂર્ણ મેળવી લીંબુનું સરબત તૈયાર કરી તે સરબત અથવા સરબત ન બનાવતાં ફક્ત પાણીમા લીંબુ નીચોવી પીવુ, તે પણ ફાયદાકારક છે. કોલેરાની શરૂઆતમાં લીંબુની અદર જરા અફીણ, હીંગ અને કાળા મરી ભરીને અગ્નિપર ગરમ કરવુ, પછી તેનો રસ કાઢી પીવાથી કોલેરાનું ઝેર દૂર થાય છે.

૧૦ કોલેરાના ઝેરને દૂર કરવાની શક્તિ કપુરમાં પણ છે. કપુરના અર્કનું સેવન કરવાથી કોલેરાનું ઝેર દૂર થાય છે ઘણાં લોકોનું એમ માનવું છે કે, કપુર પાસે રાખવાથી, સુંઘવાથી અથવા ખાવાથી કોલેરાથી મુક્ત થવાય છે. પણ કપુર બહુજ થોડા પ્રમાણમાં વાપરવુ. વધારે વાપરવાથી શરીરને નુકશાન કર્તા થઇ પડે છે. કપુર વિષઘ્ન હોવા ઉપરાંત તીવ્ર વિષ તુલ્ય છે.

૧૧ ત્રાંબાના કકડાને પેટપર બાંધી રાખવો ઠીક છે તેથી કોલેરાનુ જોર ઓછુ થવા સંભવ છે. એક ડૉકટર લખે છે કે જે જે મનુષ્યે પેટપર ત્રાંબાનો કકડો બાંધેલો તેઓને કોલેરા લાગુ પડયો નહોતો.

**કોલેરા માટે**—૪૦૦ તોલા મધ, ૩૨ તોલા કપુર, નાની ઈલાયચીનુ ચુર્ણ ૧ તોલો, નાગરમોથનુ ચુર્ણ ૪ તોલા, સુંઠનું ચુર્ણ ૪ તોલા, અજમો ૪ તોલા, કાળાં મરીનુ ચુર્ણ ૪ તોલા અને અફીણ ૬ માસા એ સર્વને એકત્ર કરી મેળવી કાચની બરણીમાં ભરી તેનુ મોં બરોબર બંધ કરી એક મહીના સુધી રહેવા દેવું. પછી કાઢી બરોબર ગાળીને કોલેરાના દરદીને દર કલાકે ત્રણ માસા પાણી સાથે મિશ્ર કરી આપવાથી મટે છે. કોલેરામા આ દવા ઘણો ફાયદો કરે છે.

---

## वैदक टुचका संग्रह

**પ્લેગની ગોળીઓ**—લીમડાના કુમળા પાન તોલા ૨, સુંઠ તોલો ૧, કાળાં મરી તો. ૧, લીંડીપીપર ૧ તોલો, શાહજીરૂ ૧ તોલો, ફુલાવેલી હીંગ ૬ માસા, સર્વને વાટી લીંબુના રસમા ઘુંટી મગમગ જેવડી ગોળીઓ વાળવી ને છાંયે સુકવવી આ ગોળીઓમાંથી સવાર સાંજ એકેક ગોળી પાણી સાથે ગળી જવાથી પ્લેગ મટે છે.

**ક્ષયરોગ**—લીંડીપીપરને ખલમાં સાત દિવસ સુધી ઘુંટી નાગરવેલના પાનના રસની સાત ભાવના આપવી. (ભાવના દેવાની રીત—નાગરવેલનો રસ ચુર્ણમાં નાંખી આખો દિવસ ઘુંટવુ એ ૧ ભાવના થઇ, એ રીતે સાત દિવસ રોજ નવો નવો રસ નાંખી ઘુટવું તે સાત ભાવના થઇ સમજવી) જો એકવીસ ભાવના આપવામા આવે તો ઘણુંજ ઉત્તમ. તે પછી સુકાયે ભરી રાખવી, તેમાંથી ૧ માસો ચૂર્ણ, અરડુસીના ચારપાંચ પાનના રસમાં મેળવી તેમાં મધ નાખી સવારસાંજ ચાટવાથી ૬૧ દિવસમા ક્ષયનો રોગી સારો થાય છે આમાં જો રોજ ૧ રતી અભ્રકભસ્મ કે સાચા મોતીની ભષ્મ ઉમેરી ખાવામા આવે તો ઘણો આરામ થાય.

**સથહુણી**—શુદ્ધ પારો ૨ તોલા, શુદ્ધ ગંધક ૧૦ તોલા બંનેની કજ્જલી કરવી. તેમાં સાત તોલા કોડીની ભષ્મ, શુદ્ધ વછનાગ ૧ તોલો, સુંઠ મરી, ને પીપરનુ ચુર્ણ ત્રણ ત્રણ તોલા, કડાછાલ ૨ તોલા, ફુલાવેલો ટંકણખાર બે તોલા, શંખભષ્મ ૫ તોલા તે સર્વેને એકત્ર ઘુંટી તેમાં

૪ તોલા અફીણ નાંખવું તે પછી તે બધાના વજન બરાબર ધતુરાનાં બીયાંની મીંજે શુદ્ધ કરીને ઉમેરી ઘુંટવુ આ સર્વ એકત્ર કરી આદાના રસમાં આઠ પહોર સુધી ઘુંટી તૈયાર કરી તેની મગ જેવડી ગોળીયો વાળવી. તેમાથી ૩ ગોળી સવારે, ૩ ગોળી સાંજે અને ૩ ગોળી રાત્રે સુતી વખતે તાજી છાશની સાથે ગળી જવી. તરસ લાગે તોપણ છાસ પીવી, ભૂખ લાગે તો પણ છાસ પીવી, દાળ, ભાત, રોટલી વિગેરે કોઇ અન્ન ન ખાવુ માત્ર છાસ ઉપરજ રહેવું. આમ એકત્રીસ દિવસ સુધી દવા ખાવી ને અનાજ ન ખાતાં છાસ પી રહેવું તેથી સંગ્રહણી એટલે ઝાડાનાં દરદ–સંઘરણી મટે છે ને મરતો માણસ બચી જાય છે. જો ૩૧ દિવસ સુધી છાસ ન પી શકાય તો ૧૬ દિવસ સુધી છાશ પીવી ને પછીના ૧૫ દિવસ સુધી દુધ પીવું. ૩૧ દિવસ પછી થોડી થોડી છાસ કે દુધ અને થોડું થોડું અનાજ–દાળ, ભાત ખાવું. એકત્રીસ દિવસ સુધી દવા તો તેજ પ્રમાણે ખાવી. ૩૧ દિવસ પછી અનાજ ખાવુ. તે પછી રોજ સવાર સાંજ એકેકી ગોળી ખાવી એમ ત્રણ મહિના સુધી દવા તો ખાવી ને ત્રણ મહીનામાં સાડા પાંચસો ગોળી ખાવાથી જરૂર આરામ થશે

**મધુમેહ–મીઠા પ્રમેહની ગોળીઓ**–પીપર, ગોખરુ, મોથ, ગળો, મજીઠ, નમોતર, ઉપલસરી, સુંઠ, દેવદાર, વાવડીંગ, મરી, કાળીપાટ, કપીલો, ભોંયરીંગણી, હળદર, દારૂ હળદર, એરંડાનાં મૂળ, ચીત્રકમૂળ, ધરો દરેક ત્રણ ત્રણ માસા લઈ ચૂર્ણ કરી તેમાં તે સર્વેના વજનની બરોબર લોહભષ્મ મેળવી ગોમૂત્રમાં ઘુંટી ચણા જેવડી ગોળીયો કરવી. તેમાથી સવાર સાંજ એકેકી ગોળી ખાવાથી મધુમેહ મટે છે.

**કફજ્વર**—ઉધરસ સાથેના તાવ ઉપર–આદાનો રસ તોલો ૧ અને લસણનો રસ ૧ તોલો બનેને એકત્ર મેળવી તેમાં ૬ માસા સુંઠ, મરી, અને પીંપરનું ચૂર્ણ મેળવી ગરમ કરીને પાવાથી કફ, ઉધરસ, દમ અને શ્વાસ સાથેનો તાવ મટે છે.

## બાળકોની દવા.

**બાળકોની–ખાંસી તાવ કે શરદીમાં**—કાકડાશીંગી ૧ રતી, નાગરમોથ ૨ રતી અને અતિવીષ ૦॥ રતી સર્વેનું ચૂર્ણ કરી મધમાં ઘુંટી બારીક કરી દીવસમાં ત્રણ વાર ચટાડવુ આમ બે ત્રણ દિવસ ચટાડવાથી બાળકની શરદી, ખાંસી, તાવ અને ઉલ્ટી દૂર થાય છે.

(૨) લીંડીપીંપરનું ચૂર્ણ ૨ રતી, ૦॥ રતી અતિવિષને મધ સાથે ઘસી ચટાડવું. ત્રણ ચાર કલાકે ચટાડયાં કરવાથી શરદી, ખાંસી અને તાવ મટેછે

(૩) ફુલાવેલ નવસાર ૧ રતી અને પીપરનુ ચૂર્ણ ૨ રતી બનેને એકત્ર ઘુંટી તુળસીના પાનના રસમાં મેળવી ગરમ કરીને ત્રણ ત્રણ કલાકે પાવાથી બાળકોની ખાંસી, દમ અને ઉધરસ મટી જાય છે.

(૪) કુંગરી અને આદાના રસની સાથે જુનું ઘી અને સરસીયુ તેલ પકાવી બચ્ચાની છાતીએ ઘસવાથી–તેની છાતીમા શરદીથી કફ જામી ગયો હોય તો તે પાતળો થઇને નીકળી જાય છે.

## મગફળીના તેલના ગુણ.

મગફળીનુ શુદ્ધ તેલ ખાવા ને ચોપડવાના બને કામમાં આવે છે તે પ્રતિ વર્ષે ઓલિવ ઓઇલના નામે હજારો રૂપિયાનુ વેચાય છે. ઘીમાં મેળવીને પણ ઘણા વેચે છે.

મગફળીનું તેલ પુષ્ટિકારક, મૃદુ, રેચક, સ્નિગ્ધતાકારક અને કોઠાના વાયુનું શમન કરે છે. તેનું અંગ્રેજી નામ "એરાકિસ ઓઇલ" છે બદામના તેલને બદલે ઘણા તેનો ઉપયોગ કરે છે તેના ગુણ ઘણા છે.

૧ મગફળીનું અધો શેર તેલ અને મધ ૧ તોલો બનેને એકત્ર મેળવી વારંવાર દિવસે પાવાથી કોઠાના વાયુને મટાડેછે ને દસ્ત સાફ થાયછે.

૨ છાતીમાં પીડા થતી હોય તો મગફળીના તેલને ગરમ કરી અને તેમાં થોડું અફીણ મેળવીને ઘસવાથી પીડા મટે છે.

૩ ક્ષયને માટે આ તેલ ઘણું ઉપયોગીછે. તે ખાવામાં અને શરીરે રોજ ઘસવાથી ફાયદો થાયછે.

૫ મગફળીના તેલમાં ચાર ઘણો બ્રાહ્મીનો રસ મેળવીને અને તેને વિધિપૂર્વક પકાવીને રોજ માથામાં ઘાલવાથી મગજની કમજોરી, માથાની પીડા, મૃગી, મુર્છા વિગેરે મટે છે.

૫ મગફળીના તેલમાં કપુર મેળવી કાંઇક ગરમ કરીને શરીર ઉપર ઘસવાથી સર્વ પ્રકારના વાયુ અને વિશેષે કરીને સંધિવાયુની પીડા મટે છે.

૬ મગફળીનુ તેલ ૯ માસા, રાળ ૧ તોલો, મીણ ૧ તોલો અને મુરદાસંગ ૧ તોલો મર્વને એકત્ર મેળવીને મંદ મંદ અગ્નિએ પકાવી મલમ તૈયાર કરી તેને લગાવવાથી ઘણો જુનો ને ખરાબ ઘા પણ મટી જાય છે.

૭ મગફળીનુ તેલ ૭ ટાંક, આમળાસાર ગંધક ૧ તોલો, કપુર ૧ તોલો અને લીંબુનો અર્ક અથવા રસ ૧ તોલો સર્વ એકત્ર મેળવીને ખસ કે ખુજલી ઉપર ચોપડવાથી મટી જાયછે.(ચૈ.ગ)

# ભાગ્યોદય.

વર્ષ ૬ ઠ્ઠું ] વાર્ષિક અનુક્રમણિકા. [ અંક ૧ થી ૧૨.

## જીવનચરિત્ર.



## પ્રકીર્ણ.



## વૈદક.

